The Late Kumar Shri Ramrajendra Sinhji Memorial

SERIES NO. 6

[Published under the kind patronage of H. H. Maharana Shri Sir Daulatsinhji Saheb Bahadur K. C. I. E. The Thakore Saheb of LIMBDI.]

# THE VATAPATYASHTAKAM-

with its

"DEEPIKA" Commentary in Sanskrit

of

Vedant Teerth Pandit Shri MAYAPRASADJI

together with

The "Tattva-Prakashika" Commentary in Gujarati

by

SHASTRI HARILAL KALIDAS

First Edition

Can be had from:-

The Educational Inspector, Limbdi State, free of charge, on remittance of postage only.

Vikrama Samvat 1993. A. D. 1937.

स्वर्गीयकुमारश्रीरामराजेन्द्रसिंहजीस्मारकग्रन्थमालाषष्ठाङ्क

वेदान्ततीर्थपण्डितश्रीमायाप्रसादजीविरचित

दीपिकाटीकासहित—

# श्रीमद्वटपत्यष्टकम् ।

तच्च

विद्वद्वर्यशास्त्रिश्रीकालिदासात्मजवेदान्तविशारद-

शास्त्रिवर्यहरिलालशर्मकृततत्त्वप्रकाशिका-

गुर्जरटीकोपेतम् ।

—:·:.:·:.:—

श्रीनिम्बपुराधीश्वरगोब्राह्मणप्रतिपालकसनातनवैदिक-

धर्मनिष्ठमहाराणाश्रीसरदौलतसिंहजी

के. सी. आई. ई. साहेब बहादुर

इत्येतेषामुदाराश्रयेण प्रसिद्धिं नीतम् ।

एतत्पुस्तकप्राप्तिस्थानम्

एज्युकेशनल इन्स्पेक्टर लींबडीस्टेट ।

मार्गव्ययप्रेषणेन मूल्यं विना मेलिष्यति ।

प्रथमावृत्तिः ।

विक्रमाब्दः १९९२ खिस्ताब्दः १९३७

निराकारं स्वामिञ्जयतु तव रूपं श्रुतिनुत-
महं तु त्वां मन्ये करचरणयुक्तं गुणनिधिम् ।
शिवेशः श्रीशो वा भवतु न भिदा यत्र तमहं
नमामि श्रीनाथं भवभयहरं श्रीवटपतिम् ॥



# નિવેદન

સ્વ૦ નામદાર કુમારશ્રી રામરાજેંદ્રસિંહજીના આત્માની શાંતિ માટે તેઓશ્રીના સ્મરણ ચિહ્ન તરીકે, ધર્મ તથા નીતિને માર્ગે લોકોને દોરે એવી પુસ્તકમાલા પ્રસિદ્ધ કરવાની અમારા ધર્મનિષ્ઠ નામદાર ખુદાવિંદ બાપુ સાહેબે સંવત્ ૧૯૮૮થી યોજના કરી છે. તે શ્રેણીનું નામ "કુમારશ્રી રામરાજેન્દ્રસિંહજી, લીંબડી, સ્મારક ગ્રંથમાલા" રાખ્યું છે.



આ શ્રીવટપત્રષટ્ક તે સ્મારક ગ્રંથમાલાનું છઠ્ઠું પુસ્તક છે.

અમૃતલાલ દે૦ પંડ્યા.

# નિવેદન

સ્વ૦ નામદાર કુમારશ્રી રામરાજેંદ્રસિંહજીના આત્માની શાંતિ માટે તેઓશ્રીના સ્મરણ ચિહ્ન તરીકે, ધર્મ તથા નીતિને માર્ગે લોકોને દોરે એવી પુસ્તકમાલા પ્રસિદ્ધ કરવાની અમારા ધર્મનિષ્ઠ નામદાર ખુદાવિંદ બાપુ સાહેબે સંવત્ ૧૯૮૮થી યોજના કરી છે. તે શ્રેણીનું નામ " કુમારશ્રી રામરાજેન્દ્રસિંહજી, લીંબડી, સ્મારક ગ્રંથમાલા " રાખ્યું છે.



આ શ્રીવટપત્રષ્ટક તે સ્મારક ગ્રંથમાલાનું છઠ્ઠું પુસ્તક છે.

અમૃતલાલ દે૦ પંડ્યા.

આ સ્મારક ગ્રંથમાલાના આજ દિવસ સુધીમાં
નીચે પ્રમાણે ગ્રંથો પ્રસિદ્ધ થયા છે.



| ग्रन्थोनां नाम | ग्रन्थलेखक |
| --- | --- |
| (१) अमरमार्कण्डेय नाटक (संस्कृत) | शीघ्रकवि शंकरलाल माहेश्वर |
| (२) सप्तश्लोकी गीता (विवेचन सहित) | स्वामी श्रीप्रकाशानन्दजी |
| (३) अनुभूतिप्रकाश (गुजराती भाषांतर सहितं) | रा. रा. मोतीलाल रविशंकर घोडा |
| (४) हरिरस | बारोट श्रीईश्वरदास |
| (५) आपस्तम्ब रुद्राध्याय (भाषांतर सहित) | रा. रा. जयन्तीलाल दयाराम |
| (६) श्रीवटपत्यष्टक (गुजराती भाषांतर सहित) | वेदान्ततीर्थ पण्डित श्रीमायाप्रसादजी |





# ભૂમિકા

**विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं सह ।**
**अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते ॥**

**(वाजसनेयसंहितोपनिषद्)**

**અર્થ**—જે મનુષ્ય અવિદ્યા ( બ્રહ્મની ઉપાસના ) તથા વિદ્યા (બ્રહ્મજ્ઞાન) જાણે છે, તે અવિદ્યા વડે બ્રહ્મલોકમાં જઈ આપેક્ષિક મૃત્યુને તરી, અર્થાત્ બ્રહ્માની સાથે સો વર્ષનું આયુષ્ ભોગવી, તેના ઉપદેશથી મેળવેલા તત્ત્વજ્ઞાન વડે મોક્ષ પામે છે.

(વાજસનેયસંહિતોપનિષદ્)

સર્વ શાસ્ત્રોમાં અવ્યાહત ગતિવાળા શ્રીદીપિકાવ્યાખ્યા સહિત શ્રીવટપત્યષ્ટકના રચનાર શ્રીમાયારામ પંડિતજીએ એવી કુશળતાથી શ્રીવટપતિની સ્તુતિના આઠ શ્લોક રચ્યા છે કે તે પ્રત્યેકમાં સગુણ બ્રહ્મના તથા નિર્ગુણ બ્રહ્મના સુયોગનો મિષ્ટ અનુભવ થાય છે. ક્યાંક શ્લોકની શરૂઆતમાં તો ક્યાંક તેના મધ્યમાં સગુણ બ્રહ્મનો કે નિર્ગુણ બ્રહ્મનો નિર્દેશ છે, અને આઠે શ્લોકોના પર્યવસાનમાં **नमामि श्रीनाथं भवभयहरं श्रीवटपतिम्** ( સંસારરૂપ ભયને હરનારા લક્ષ્મીના પતિ શ્રીનારાયણ ભગવાનને પ્રણામ કરૂં છું) એવી રીતે સગુણ બ્રહ્મનું નિર્વચન છે. આથી જેને બ્રહ્મની ઉપાસના કઠિન લાગે તેને માટે રાજયોગ (બ્રહ્મજ્ઞાન) અને જેને રાજયોગ કઠિન લાગે તેને માટ બ્રહ્મની ઉપાસના સુકર ઉપાય છે, એમ શ્રીપંડિતજીએ સાથે સાથે જણાવી દીધું છે.

અહો આ પદ્યબંધ! અહો આ જ્ઞાનરસની રેલછેલ !! શાસ્ત્રોના ગંભીર અર્થને જણાવનારા આ અષ્ટકને ગાયા પછી પણ તેના રણકારા હૃદયની સાથે અથડાઈ અપૂર્વ આનંદ આપે છે.

મોક્ષને માટે શાસ્ત્રકારોએ કર્મ, ઉપાસના અથવા ભક્તિ, તથા જ્ઞાન એ ત્રણ માર્ગોનો ઉપદેશ કર્યો છે. શ્રૌત તથા સ્માર્ત કર્મોથી ચિત્ત શુદ્ધ થાય છે, અને ચિત્ત શુદ્ધ થવાથી બ્રહ્મજ્ઞાન મેળવવામાં સરલતા થાય છે. સગુણ કે નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે, અને ત્યાં બ્રહ્મા તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરે છે. બ્રહ્માનાં સો વર્ષ પૂરાં થતાં તે ઉપાસક બ્રહ્માની સાથે તેના ઉપદેશના માહાત્મ્યથી મુક્તિ મેળવે છે, અર્થાત્ જ્ઞાન મુક્તિનું પ્રધાન કારણ છે, અને કર્મ તથા ઉપાસના ગૌણ કારણ છે.

(૧ બ્રહ્મજ્ઞાનથી અવિદ્યાનો નાશ થાય છે. અવિદ્યાવાળાને બંધ સત્ય
(૨ ભાસે છે, અને વિદ્યાવાળાને તો રજ્જુસર્પની પેઠે ત્રણે કાળમાં પણ
નથી. અવિદ્યા—અજ્ઞાન મૃત્યુ છે, અને વિદ્યા—જ્ઞાન મુક્તપણાનું કારણ છે.
કામક્રોધાદિક આસુરી વૃત્તિવાળા લોકો અજ્ઞાનને લીધે મૃત્યુવશ થાય છે,
(૩ અને પહેલાં બ્રહ્મભૂત છતાં પણ અજ્ઞાનને લીધે પોતાનું અબ્રહ્મપણું
સમજતા શમદમાદિક દૈવી વૃત્તિવાળા લોકો જ્ઞાનથી બ્રહ્મરૂપ થાય છે.
(૪ અજ્ઞાન પ્રાણીઓને સંસારરૂપ સંકટમાં નાખે છે, પરંતુ વાઘની પેઠે
(૫ પ્રત્યક્ષ જોવામાં આવતું નથી, અર્થાત્ અજ્ઞાનનું કાર્યજ જોવામાં
આવે છે, પરંતુ સ્વરૂપ જોવામાં આવતું નથી; કારણ કે રજ્જુસર્પનું
ઉપાદાન કારણ અજ્ઞાન સર્પની પેઠે જોવાને અશક્ય છે. કેટલાએક મૂઢ
(૬ લોકો યમને અજ્ઞાનરૂપ મૃત્યુથી જુદો મૃત્યુ ગણે છે. રજ્જુસર્પની પેઠે
યમ પણ આત્મામાં કલ્પિત છે. રજ્જુમાં સર્પ તથા દંડની પેઠે યમમાં
સાધુ લોકો પ્રત્યે શુભપણું તથા અસાધુ લોકો પ્રત્યે અશુભપણું ભ્રાંતિથી
કલ્પાયેલું છે. પોતામાં કલ્પેલું ગરુડપણું જેમ પોતામાં વિષની પ્રવૃત્તિને
અટકાવે છે, તેમ આત્મામાં કલ્પેલું યમપણું પિતૃલોકનું રાજ્ય ચલાવે છે.
અજ્ઞાનથી મનુષ્યોના મરણના કારણરૂપ ક્રોધ, પ્રમાદ તથા લોભ ઉત્પન્ન
થાય છે. મુક્તિમાં અજ્ઞાનનો આશ્રય અહંકારરૂપ ચિદાભાસ નષ્ટ થઈ
જવાથી શુદ્ધ આત્મામાંથી અજ્ઞાનનો ફરીને ઉદય થતો નથી. સુષુપ્તિમાં

સૂક્ષ્મ અહંકાર રહે છે, તેથી તે સમયે મુક્તિ થતી નથી; કારણ કે જ્ઞાન વગર કોઇને સ્વરૂપની પ્રાપ્તિ થતી નથી એ સિદ્ધાંત છે. આત્મ-સ્વરૂપની પ્રાપ્તિ ન થાય તો ક્રોધાદિકને લીધે મોહ પામેલા લોકો આ લોકથી મરણ પામીને નરક વગેરે લોકોમાં જાય છે, અને તેઓની પાછળ તેઓની ઇંદ્રિયો ત્યાંજ જાય છે. યમ પ્રત્યક્ષપણાથી ગ્રહણ કરેલા દેહનું વિસ્મરણ કરાવે છે, અને અજ્ઞાન પ્રત્યગાનંદનું વિસ્મરણ કરાવે છે: તેથી અજ્ઞાન મુખ્ય મૃત્યુ છે, તથા યમ ગૌણ મૃત્યુ છે.

ભોગને આપનારાં કર્મોનો ઉદય થતાં કર્મના ફલભોગમાં રૂચિવાળા અને બ્રહ્મપ્રાપ્તિના ઉપાયોને નહિ જાણનારા લોકો ઉંચા નીચા ભોગોની વાસનાથી પૂર્વ દેહનો ત્યાગ કરી ઉંચા નીચા લોકોમાં અને પશુપક્ષીની તથા વૃક્ષ વગેરેની જાતિઓમાં ભટકે છે. મનુષ્યને મિથ્યા શબ્દાદિક વિષ-યોમાં જ્યારે ઇચ્છા થાય છે, ત્યારે તેને મેળવવા માટે સ્વાભાવિક પ્રવૃત્તિ થાય છે, અને તેજ ઇંદ્રિયોને મહામોહ ઉપજાવે છે. મિથ્યા વિષયોના સંગથી વ્યથા પામેલા ચિત્તવાળો તે માણસ વિષયોનું સ્મરણ કરી સેવન કરે છે. પહેલાં વિષયોનું સ્મરણ, તે પછી વિષયને મેળવવાની ઇચ્છા, અને તે પછી ઇચ્છાનો કોઇ કારણથી પ્રતિઘાત થતાં ઉત્પન્ન થયેલો ક્રોધ અજિતેંદ્રિય લોકોને મોહ પમાડે છે. જેઓ ધીર અને જિતેંદ્રિય હોય છે તેઓ મૃત્યુને તરી જાય છે.

મૃત્યુને તરવાની ઇચ્છાવાળાએ આત્માના ચિંતનમાં લાગી સ્ત્રી વગેરે વિષયોને રસ્તામાં પડેલાં તણખલાંની પેઠે અવગણના કરી હણવા—મિથ્યા સમજવા. જે નિષ્કામ વિદ્વાન્ માણસ એ પ્રમાણે વિષયોને હણે છે—મિથ્યા સમજે છે, તેને મૃત્યુનું ભય પ્રાપ્ત થતું નથી. જેમ હરિણ શબ્દની ઇચ્છાથી, હાથી સ્પર્શની ઇચ્છાથી, પતંગ રૂપની ઇચ્છાથી, ભ્રમર ગંધની ઇચ્છાથી, અને મત્સ્ય રસની ઇચ્છાથી નાશ પામે છે, તેમ જે માણસ જે કોઇ વિષયની ઇચ્છા રાખે છે તે તેની પાછળ નાશ પામે છે. વિષયોનો ત્યાગ કરવાથી જે કાંઇ દુઃખ હોય છે તે ટળી

જાય છે. અભિલાષ વિષયોનો વિવેક થવા દેતો નથી, માટે એ અજ્ઞાનરૂપ છે, અને નરકની પેઠે દુઃખદ છે. જેમ મદિરામત્ત લોકો રસ્તામાં જતાં ખાડાવાળા પ્રદેશ પ્રત્યે દોડે છે, તેમ કામી લોકો સંસારમાં ભટકતાં સુખ આપનારા સ્ત્રી વગેરે વિષયો પ્રત્યે દોડે છે. કામથી પરાભવ નહિ પામેલા ચિત્તવાળા મનુષ્યને યમ ખડથી બનાવેલા વાઘની પેઠે કાંઈ પણ હરકત કરી શકતો નથી. આમ છે તેથી કામના જીવનભૂત અજ્ઞાનને દૂર કરવાની ઇચ્છાવાળા મનુષ્યે સ્ત્રી વગેરે વિષયોની અવગણના કરી તેઓનું સ્મરણ કરવું ન જોઈએ.

ચિત્ તથા અચિત્‌ની ગ્રંથિરૂપ જીવ પોતે બંધ વગરનો છે, છતાં પણ અજ્ઞાનને લીધે પોતાને બંધાયેલો માને છે, અને તેથી કામ વગેરેને વશ થાય છે. અજ્ઞાને કરેલો બંધ જ્ઞાનથીજ નાશ પામે છે, પરંતુ કર્મથી નાશ પામતો નથી. સકામ અજ્ઞાની માણસ યજ્ઞયાગાદિકથી બ્રહ્મલોકને પામી બ્રહ્માના ઉપદેશથી જ્ઞાન મેળવી મુક્ત થાય છે, અને નિષ્કામ તથા પૂર્ણ બ્રહ્મપણાને પામેલો જ્ઞાની માણસ તો અહિંજ મુક્ત થાય છે. વેદમાં આ ક્રમમુક્તિનો અને સદ્યોમુક્તિનો માર્ગ કહ્યો છે. બૃહદારણ્યક ઉપનિષદ્‌ના ૬ઠ્ઠા અધ્યાયના ૪થા બ્રાહ્મણમાં કહ્યું છે કેઃ—

**तद्यथा पेशस्कारी पेशसो मात्रामुपादायान्यन्नवतरं कल्याणतरं रूपं तनुते एवमेवायमात्मेदं शरीरं निहत्याऽविद्यां गमयित्वान्यन्नवतरं कल्याणतरं रूपं कुरुते पित्र्यं वा गान्धर्वं वा दैवं वा प्राजापत्यं वा ब्राह्मं वान्येषां वा भूतानाम् ॥४॥**

**तस्माल्लोकात्पुनरेत्यस्मै लोकाय कर्मण इति नु कामयमानोऽथाकामयमानो योऽकामो निष्काम आप्तकाम आत्मकामः न तस्य प्राणा उत्क्रामन्ति ब्रह्मैव सन्ब्रह्माप्येति ॥ ६ ॥**

અર્થ—જેમ સોની થોડું સોનું લઈ તેમાંથી બીજું વધારે નવું અને સુંદર રૂપ ઘડે છે, તેમ સકામ માણસ આ શરીરને મારી ( જે-

યાકાર કરી ), વિદ્યા પમાડી તેમાંથી બીજું વધારે નવું અને સુંદર પિતૃનું, ગંધર્વનું, દેવતાઓનું, પ્રજાપતિનું, બ્રહ્માનું કે બીજાં પ્રાણીઓનું રૂપ કરે છે. ૪

પરલોકમાં ગયેલો મનુષ્ય ત્યાં કર્મોનાં ફલોનો ભોગ લઇ, પાછો આ લોકમાં કર્મો કરવા આવે છે. સકામ મનુષ્ય એ પ્રમાણે સ્થિતિ ભોગવે છે, અને જે મનુષ્ય આત્મસ્વરૂપની પ્રાપ્તિની ઇચ્છાવાળો હોવાથી વિષયોની કામના વગરનો અર્થાત્ નિષ્કામ થઇ પૂર્ણકામ બને છે, તેના પ્રાણો બીજા લોકમાં જવા માટે ઉત્ક્રમણ કરતા નથી, પરંતુ તે મનુષ્ય પહેલાંથીજ બ્રહ્મરૂપજ હોઈ બ્રહ્મને પામે છે. ૬

**तत्त्वमसि, अहं ब्रह्मास्मि** ઇત્યાદિ મહાવાક્યોમાં જીવનો 'અવિદ્યા, અવિદ્યાનું અધિષ્ઠાન કૂટસ્થ (બ્રહ્મ) તથા અવિદ્યામાં કૂટસ્થનો આભાસ' એવો અને ઇશ્વરનો 'શુદ્ધ સત્વગુણસહિત માયા, માયાનું અધિષ્ઠાન કૂટસ્થ તથા માયામાં બ્રહ્મનો આભાસ' એવો વાચ્ય અર્થ લેતાં જીવ અલ્પજ્ઞ, અલ્પશક્તિ, કર્મ કરનાર તથા કર્મનાં ફળ ભોગવનાર, અને ઇશ્વર સર્વજ્ઞ, સર્વશક્તિ, કર્મો કરવામાં પ્રેરનાર તથા કર્મનાં ફળને આપનાર હોવાથી તેઓની એકતા ઘટતી નથી; પરંતુ ભાગત્યાગ લક્ષણાથી જીવના અવિદ્યા તથા આભાસ અને ઇશ્વરના માયા તથા આભાસ એ બે ભાગોનો ત્યાગ કરી કૂટસ્થરૂપ લક્ષ્ય અર્થ લેતાં જીવ તથા ઇશ્વરની એકતા ઘટે છે.

જે આ જગત્ જેવું દેખાય છે તે નિત્ય, અવિકારી અને સઘળા ઐશ્વર્યથી સંપન્ન પરમાત્માજ છે. પરમાત્મા માયાના સંબંધથી સ્વપ્ન અને ઇંદ્રજાળ જેવા જગત્‌ને ઉત્પન્ન કરે છે. 'નિત્યપરિણામી અને સ્વતંત્ર પ્રધાન ( માયા ), જે જડ છે, તે સાદૃશ્યને લીધે જડ જગત્‌નું કારણ છે, પરંતુ ચેતન ( પરમાત્મા ) વૈલક્ષણ્યને લીધે જગત્‌નું કારણ નથી' એમ કહેવું નહિ; કારણ કે જેમ અગ્નિની દાહક તથા પ્રકાશક

શક્તિ અગ્નિથી જુદી નથી, તેમ પરમાત્માની માયાશક્તિ પણ પરમાત્માથી જુદી નથી. લોકમાં શક્તિગ્રહ પણ શક્તિ તથા શક્તિમાન્‌નો જે અભેદ સંબંધ છે તેમાં પ્રમાણ છે. આવી રીતે જીવના તથા ઈશ્વરના અભેદથી, જગત્‌ના મિથ્યાપણાથી, અને જગતનાં જન્મ વગેરેના કારણભૂત માયાનું બ્રહ્મથી જુદાપણું નહિ હોવાથી અદ્વૈત બ્રહ્મ સિદ્ધ થયું; અને તેથી જન્મમરણરૂપ સંસાર ત્રણે કાળમાં નથી એ સિદ્ધાંત સ્થિર થયો.

બ્રહ્મ આત્મસ્વરૂપ હોવાથી નિરતિશય પ્રેમનું આસ્પદ એટલે આનંદરૂપ છે. વિષયમાંથી જે આનંદનું ભાન થાય છે તે આત્મસ્વરૂપનોજ આનંદ છે. સઘળા પદાર્થોમાં નામ, રૂપ, અસ્તિ (છે), ભાતિ (પ્રકાશે છે), તથા પ્રિય (પ્રેમાસ્પદ) એમ પાંચ અંશો છે. તેઓમાં નામ તથા રૂપ એ અંશો સઘળા પદાર્થોમાં ભિન્ન ભિન્ન છે, પરંતુ અસ્તિ, ભાતિ તથા પ્રિય એ અંશો સઘળા પદાર્થોમાં અનુગત છે, અને તેજ સચ્ચિદાનંદ તથા બ્રહ્મ કહેવાય છે.

સટીક શ્રીવટપત્યષ્ટકના આઠ શ્લોકોમાં દર્શાવેલા શાસ્ત્રીય પદાર્થોનો સંગ્રહ ક્રમવાર નીચે પ્રમાણે સંક્ષેપથી આપ્યો છે.

૧ સાધનરૂપ ભક્તિ નવ પ્રકારની અને સાધ્ય (ફલ)રૂપ ભક્તિ એક પ્રકારની છે. ઇશ્વર પ્રાણીઓનાં કર્મરૂપ સહકારી કારણથી યુક્ત થઇ સૃષ્ટિ રચે છે. તટસ્થ અને સ્વરૂપ એ રીતે લક્ષણના બે પ્રકાર છે. 'જગતનું કર્તાપણું હોતાં જગતનું ઉપાદાનપણું' એ બ્રહ્મનું તટસ્થ લક્ષણ છે. 'સ્વરૂપ હોઇ બીજાથી વ્યાવર્તકપણું' એ બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ છે. **यतो वा इमानि भूतानि** (જેનાથી આ પ્રાણીઓ ઉત્પન્ન થયાં છે) ઇત્યાદિ શ્રુતિઓ બ્રહ્મનું તટસ્થ લક્ષણ, અને **सत्यं ज्ञानमनन्तं ब्रह्म** (બ્રહ્મ સત્ય છે, જ્ઞાન છે અને અનંત છે) ઇત્યાદિ શ્રુતિઓ બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ સમજાવે છે.

જીવના વિષયમાં પ્રતિબિંબવાદ અને અવચ્છેદવાદ સ્વીકારવા કરતાં કુંતીના પુત્ર કર્ણના રાધાપુત્રપણાની પેઠે અવિકૃત બ્રહ્મનુંજ અવિદ્યાથી જીવપણું સ્વીકારવું દોષ રહિત છે. જીવના પરિમાણના વિષયમાં વાદીઓએ અનેક વાંધા ઉઠાવ્યા છે, પરંતુ સિદ્ધાંતમાં તો તેનું વ્યાપકપણું છે; તેમજ જુદા જુદા વાદીઓએ જુદો જુદો ઇશ્વર માન્યો છે, પરંતુ સિદ્ધાંતમાં તો માયોપહિત ચેતન ઇશ્વર છે.

દેવતાનું પૂજન પાંચ, દસ, સોળ કે બત્રીસ ઉપચારોથી કરવું. મનુષ્યના આનંદથી આરંભી હિરણ્યગર્ભ પર્યંતના આનંદો સાવધિક છે. નિરવધિક આનંદ તો કેવળ બ્રહ્માનંદ છે. વિદ્યા બે પ્રકારની છે. એક અપરા અને બીજી પરા. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ અને જ્યોતિષ એ અપરા વિદ્યા છે. ઉપનિષદો પરા વિદ્યા છે. શ્રવણ, મનન તથા નિદિધ્યાસન જ્ઞાનનાં સાધનો છે.

ર જ્ઞાન તથા આનંદ બ્રહ્મમાં સમવાય સંબંધથી કે તાદાત્મ્ય સંબંધથી રહ્યાં નથી, પરંતુ તેઓ બ્રહ્મનું સ્વરૂપજ છે. નૈયાયિકોના અભિમત સમવાય સંબંધમાં કોઇ પણ પ્રમાણ નથી. ઇશ્વર જગત્‌નું અભિન્નનિમિત્તોપાદાન કારણ છે. માયારૂપ અંશથી ઇશ્વર જગત્‌નું ઉપાદાન કારણ છે, અને માયોપહિત ચેતનસ્વરૂપે નિમિત્ત કારણ છે. ઇશ્વર પ્રથમ અપંચીકૃત ભૂતો સરજે છે. પાંચે અપંચીકૃત ભૂતોના સાથે મળેલા સત્ત્વગુણથી અંતઃકરણ ઉત્પન્ન થાય છે. પાંચે અપંચીકૃત ભૂતોમાંના પ્રત્યેકના જુદા જુદા સત્ત્વગુણથી અનુક્રમે એક એક જ્ઞાનેંદ્રિય ઉત્પન્ન થાય છે. એ ભૂતોમાંના પ્રત્યેકના જુદા જુદા રજોગુણથી અનુક્રમે એક એક કર્મેંદ્રિય ઉત્પન્ન થાય છે. આકાશ વગેરે અપંચીકૃત ભૂતોના સાથે મળેલા રજોગુણથી પાંચ વાયુઓ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે ઇશ્વર સઘળા જગત્‌નાં ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરનાર છે.

આ સઘળું જગત્ અધિષ્ઠાનભૂત ચૈતન્યમાં અજ્ઞાનથીજ ભ્રાંતિથી કલ્પાયેલું છે. આ અજ્ઞાન અનિર્વચનીય (સત્ તથા અસત્‌થી વિલક્ષણ)છે. અધિષ્ઠાનના જ્ઞાનથી સંસારના કારણરૂપ મિથ્યાજ્ઞાન નિવૃત્ત થાય છે.

૩ પ્રાણીઓના હૃદયાકાશમાં ઇશ્વર સર્વના અંતર્યામીપણાથી રહે છે. તેજ જાગ્રત્, સ્વપ્ન તથા સુષુપ્તિમાં સર્વ વિષયોના પ્રકાશકપણાથી સાક્ષી છે. જેમ રાહુથી સર્વથા આવરણ પામેલું ચંદ્રમંડલ રાહુને પ્રકાશિત કરે છે, તેમ સુષુપ્તિમાં સાક્ષી અવિદ્યાને પ્રકાશિત કરે છે. અવિદ્યા, અંતઃકરણ, અને તેના ધર્મોના પ્રકાશક સાક્ષિચૈતન્યને છોડીનેજ અજ્ઞાન ચૈતન્યનું આવરણ કરે છે, એમ અનુભવને અનુસારે કલ્પના કરવામાં કોઇ દોષ નથી. આ સાક્ષિચૈતન્ય સત્, ચિત્ તથા આનંદરૂપ છે.

૪ આ સંસાર મહામોહના નિવાસસ્થાનરૂપ તથા અત્યંત દુઃખવાળો છે. આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક એ પ્રમાણે દુઃખો ત્રણ પ્રકારનાં છે. અધ્યાત્મશાસ્ત્ર સિવાયનાં બીજાં શાસ્ત્રોમાં ઉપદેશેલા ઉપાયોથી આ દુઃખોનો સમૂલ ઉચ્છેદ થતો નથી, સમૂલ ઉચ્છેદ તો અધ્યાત્મશાસ્ત્રમાં ઉપદેશેલા બ્રહ્મવિદ્યારૂપ ઉપાયથીજ થાય છે.

૫ શરીરની બાલ્યાવસ્થા, યુવાવસ્થા તથા વૃદ્ધાવસ્થા એ ત્રણે દુઃખરૂપ છે. સંસારના સઘળા પદાર્થો છ ભાવવિકારોથી યુક્ત છે. સંસાર અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એ પાંચ ક્લેશોથી ભરપૂર છે. પાંચ ક્લેશોની પ્રસુપ્ત, તનુ, વિચ્છિન્ન અને ઉદાર એ ચાર અવસ્થાઓ છે,

૬ ચાર્વાકના મતમાં મરણજ મોક્ષ છે. જૈનોના મતમાં નિરંતર ઉંચા લોકમાં જવા વગેરેરૂપ મોક્ષ છે. માધ્યમિક બૌદ્ધોના મતમાં સર્વનું શૂન્યપણું મોક્ષ છે. યોગાચાર બૌદ્ધોના મતમાં જીવને વિશુદ્ધ વિજ્ઞાનના પ્રવાહના ઉદયની પ્રાપ્તિ મોક્ષ છે. સૌત્રાંતિક બૌદ્ધોના મતમાં હૃદયની

અંદરનું જગત્ પ્રત્યક્ષ છે, અને બહારનું જગત્ તો અનુમેય છે. વૈભાષિક બૌદ્ધોના મતમાં બહારનું જગત્ અનુમેય નથી, પરંતુ પ્રત્યક્ષ છે. મોક્ષના વિષયમાં તો સૌત્રાંતિક અને વૈભાષિક બૌદ્ધોનો યોગાચાર બૌદ્ધોની સાથે એક મત છે.

વૈશેષિક અને નૈયાયિકોના મતમાં એકવીસ દુઃખોની અત્યંત નિવૃત્તિ મોક્ષ છે. પૂર્વમીમાંસકોના મતમાં નિત્ય સુખનો સાક્ષાત્કાર મોક્ષ છે. સાંખ્ય અને યોગના મતમાં ત્રણ પ્રકારના દુઃખની અત્યંત નિવૃત્તિ મોક્ષ છે. સગુણબ્રહ્મવાદીઓના મતમાં સાલોક્ય, સારૂપ્ય, સાર્ષ્ટિ અને સાયુજ્ય એમ ચાર પ્રકારનો મોક્ષ છે. નિર્ગુણબ્રહ્મવાદીઓના મતમાં જીવ તથા બ્રહ્મનો અભેદજ મોક્ષ છે.

૭ શ્રુતિ વગેરે પ્રમાણોથી વિષ્ણુ તથા શિવની એકતા સિદ્ધ થાય છે. હરિવંશમાં વિષ્ણુ, તથા શિવની શબ્દથી અને અર્થથી એકતા કહી છે.

૮ બ્રહ્મનાં સત્તા તથા આનંદના સંસર્ગાધ્યાસને લીધે જગત્માં સત્યપણાની, સુખપણાની તથા ગ્રાહ્યપણાની પ્રતીતિ થાય છે. લક્ષણ અને પ્રમાણથી જગત્નું મિથ્યાપણું સારી રીતે સિદ્ધ થાય છે. સઘળા આગમો સાક્ષાત્ અથવા પરંપરાથી બ્રહ્મભિન્ન પદાર્થના મિથ્યાપણાનું પ્રતિપાદન કરવા દ્વારા બ્રહ્માદ્વૈતનું પ્રતિપાદન કરે છે.

ઉપર પ્રમાણે આઠ શ્લોકથી શ્રીવટવપત્યષ્ટક પૂર્ણ થાય છે. ત્યારપછી અનુક્રમે નવમા તથા દસમા શ્લોકમાં 'શ્રીવટપતિ સર્વ પ્રાણીઓના હૃદયમાં સામાન્યતઃ અંતર્યામીપણાથી રહ્યા છે, તોપણ પોતાના હૃદયમાં વિશેષરૂપે પ્રકાશે, તથા ભક્તોનું આત્યંતિક કલ્યાણ કરે' એમ ગ્રંથકર્તા પ્રાર્થના કરે છે. અગિયારમા તથા બારમા શ્લોકમાં શ્રીવટપત્યષ્ટકની સ્તુતિ છે.

અખંડપ્રૌઢપ્રતાપ ગોબ્રાહ્મણપ્રતિપાલક નેક નામદાર લીંબડીના **ઠાકોર સાહેબ મહારાણા શ્રી સર દોલતસિંહજી** કે. સી. આઇ. ઇ.

સાહેબ બહાદુરે પોતાના સ્વર્ગીય પૌત્ર **શ્રીઅમરરાજેન્દ્રસિંહજી** સ્મારક ગ્રંથમાલામાં છઠ્ઠા પુષ્પ તરીકે આ ગ્રંથને સ્થાન આપી તેને છપાવવાનું સર્વ ખર્ચ આપ્યું છે, તે માટે એ **નામદાર મહારાણાશ્રીનો** ઘણો ઉપકાર માનીએ છીએ. **शुभं भवतु ।**

| | |
|---|---|
| **જામનગર.** | લિ૦ સુજ્ઞજનવંશવદ |
| તા. ૨૫-૨-૩૭ | **શાસ્ત્રી હરિલાલ કાલિદાસ.** |



**प्रधानं वै मूलं भववटतरोर्लोकसुभृतो**
**महत्तत्त्वं स्कन्धोऽहमिति गदितः कोटरनिभः ।**
**सुशाखा भूतानि प्रचुरविषयाः पर्णसदृशाः**
**फले दुःखादुःखे स जयतु निदानं वटपतिः ॥**

લોકને સારી રીતે ધારી રાખનાર સંસારરૂપ વટવૃક્ષનું પ્રધાન મૂળ છે, મહત્તત્ત્વ થડ છે, અહંકાર એ નામનું તત્ત્વ બખોલ જેવું છે, પાંચ મહાભૂતો સારી શાખાઓ છે, ઘણા વિષયો પાંદડાં જેવા છે, અને સુખ તથા દુઃખ ફળો છે. આ વટવૃક્ષના આદિ કારણભૂત પ્રસિદ્ધ શ્રીવટપતિ પ્રભુ જય પામો.



# काशीवास्तव्यपण्डितानामभिप्रायाः ।



श्रीश्रीगौरकृष्णः शरणम् ।

बहुत्र विख्यातवैदुषीकाणां विपश्चिदपश्चिमानां साधुश्रीमायाराममहोदयानां निबन्धनिर्माणनैपुणीनिकषायमाणं श्रीवटपत्यष्टकं तत्कर्तृकतयैव दीपिकाख्यटीकया सनाथं निरीक्षणपुरस्सरतद्विषयकास्मदभिप्रायावगमनाय ब्रह्मचारिश्रीहरिदेवशर्मपण्डितेन दत्तमान्तमहमवेक्ष्य, विज्ञाय च निर्मातुः कवित्वपाटिमसध्रीचीनदार्शनिकमर्मगुम्फनालंकर्मीणतां, प्रतियंश्च द्राघिष्ठलेखप्रकाश्यार्थेष्वपि संक्षिप्नुताशैलीं, विविञ्चंश्चानुषङ्गायातविमतनिरसनसरणिप्रौढिमानं, स्थाने प्रसासद्यमानमानसोऽन्तरमान्तरमिव प्रसादातिशयं कतिपयवर्णव्याजेन प्रचिकाशयिषुः श्रीजगदीश्वरानुकम्पनादनेन सर्वपथीनं भुवनभावुकभूमानं संभावयन्, वक्तव्यान्तरविरहेण विरमति मुधा विस्तरादिति शम् ।

वै. सं. १९९२ श्रीराधाष्टम्यां काश्याम्

श्रीमन्माध्वसंप्रदायाचार्यदार्शनिकसार्वभौम–
साहित्यदर्शनाद्याचार्यन्यायरत्नतर्करत्न–
गोस्वामिदामोदरशास्त्री.

# કાશીનિવાસી પંડિતોના અભિપ્રાયો



(ગુજરાતીમાં અનુવાદ.)

શ્રીશ્રીગૌરકૃષ્ણ શરણ છે.

ઘણે સ્થળે વિખ્યાતિ પામેલા પાંડિત્યવાળા, અને વિદ્વાનોમાં પ્રથમ

સાહેબ બહાદુરે પોતાના સ્વર્ગીય પૌત્ર **શ્રીરામરાજેન્દ્રસિંહજી** સ્મારક ગ્રંથમાલામાં છઠ્ઠા પુષ્પ તરીકે આ ગ્રંથને સ્થાન આપી તેને છપાવવાનું સર્વ ખર્ચ આપ્યું છે, તે માટે એ **નામદાર મહારાણાશ્રીનો** ઘણો ઉપકાર માનીએ છીએ. **शुभं भवतु ।**

**જામનગર.**    લિ૦ સુજ્ઞજનવંશવદ

તા. ૨૫–૨–૩૭    **શાસ્ત્રી હરિલાલ કાલિદાસ.**



**प्रधानं वै मूलं भववटतरोर्लोकसुभृतो**
**महत्तत्त्वं स्कन्धोऽहमिति गदितः कोटरनिभः ।**
**सुशाखा भूतानि प्रचुरविषयाः पर्णसदृशाः**
**फले दुःखादुःखे स जयतु निदानं वटपतिः ॥**

લોકને સારી રીતે ધારી રાખનાર સંસારરૂપ વટવૃક્ષનું પ્રધાન મૂળ છે, મહત્તત્ત્વ થડ છે, અહંકાર એ નામનું તત્ત્વ બખોલ જેવું છે, પાંચ મહાભૂતો સારી શાખાઓ છે, ઘણા વિષયો પાંદડાં જેવા છે, અને સુખ તથા દુઃખ ફળો છે. આ વટવૃક્ષના આદિ કારણભૂત પ્રસિદ્ધ શ્રીવટપતિ પ્રભુ જય પામો.



# काशीवास्तव्यपण्डितानामभिप्रायाः ।



श्रीश्रीगौरकृष्णः शरणम् ।

बहुत्र विख्यातवैदुषीकाणां विपश्चिदपश्चिमानां साधुश्रीमायाराममहोदयानां निबन्धनिर्माणनैपुणीनिकषायमाणं श्रीवटपत्यष्टकं तत्कर्तृकतयैव दीपिकाख्यटीकया सनाथं निरीक्षणपुरस्सरतद्विषयकास्मदभिप्रायावगमनायै ब्रह्मचारिश्रीहरिदेवशर्मपण्डितेन दत्तमान्तमहमवेक्ष्य, विज्ञाय च निर्मातुः कवित्वपाटिमसध्रीचीनदार्शनिकमर्मगुम्फनालंकर्मीणतां, प्रतियंश्च द्राघिष्ठलेखप्रकाश्यार्थेष्वपि संक्षिप्नुताशैलीं, विविञ्जंश्चानुषङ्गायातविमतनिरसनसरणिप्रौढिमानं, स्थाने प्रसासद्यमानमानसोऽन्तरमान्तरमिव प्रसादातिशयं कतिपयवर्णव्याजेन प्रचिकाशयिषुः श्रीजगदीश्वरानुकम्पनादनेन सर्वपथीनं भुवनभावुकभूमानं संभावयन्, वक्तव्यान्तरविरहेण विरमति मुधा विस्तरादिति शम् ।

वै. सं. १९९३ श्रीराधाष्टम्यां काश्याम्

श्रीमन्माध्वसंप्रदायाचार्यदार्शनिकसार्वभौम-
साहित्यदर्शनाद्याचार्यन्यायरत्नतर्करत्न-
गोस्वामिदामोदरशास्त्री.

# કાશીનિવાસી પંડિતોના અભિપ્રાયો



(ગુજરાતીમાં અનુવાદ.)

શ્રીશ્રીગૌરકૃષ્ણ શરણ છે.

ઘણે સ્થળે વિખ્યાતિ પામેલા પાંડિત્યવાળા, અને વિદ્વાનોમાં પ્રથમ

પંક્તિના સાધુ શ્રીમાયારામ મહોદયની નિબંધ રચવાની નિપુણતાની કસોટીરૂપ શ્રીવટપત્યષ્ટક. તેઓશ્રીએજ રચેલી દીપિકા નામની ટીકા સહિત જોવા તથા તે વિષે અમારો અભિપ્રાય જાણવા માટે બ્રહ્મચારી શ્રીહરિદેવશર્મા પંડિતજીએ અમોને આપ્યું હતું, તેને અંત પર્યંત જોઇ તથા ગ્રંથકારની કવિપણાની નિપુણતાની સાથે સાથે ચાલતી દર્શનશાસ્ત્રોનાં મર્મો ગુંથવાની સમર્થતાને જાણી, અત્યંત લાંબા લેખોથી સમજાવી શકાય એવા પણ વિષયોને સંક્ષિપ્ત રીતે સમજાવવાની શૈલીનું જ્ઞાન થતાં, સિદ્ધાંતના બોધને માટે ગૌણપણાથી પ્રાપ્ત થતા વિરૂદ્ધ મતોને દૂર કરવાની પ્રૌઢતાનું વિવેચન કરતાં ઘણી સારી રીતે અત્યંત પ્રસન્ન થતા અંતઃકરણવાળો હું જાણે અંદરનું હૃદય હોયની શું એવા અત્યંત પ્રસન્નપણાને થોડા વર્ણોના મિષથી સ્પષ્ટ કરવાની ઇચ્છાવાળો થઇ શ્રીજગદીશ્વરની કૃપાથી આ મારા લેખવડે ત્રૈલોકયનું કલ્યાણ કરનાર મહિમાવાળા તે સર્વવ્યાપક શ્રીનારાયણ ભગવાનને માન આપતાં બીજું કાંઇ પણ કહેવાનું નહિ હોવાથી વ્યર્થ વિસ્તાર કરતાં અટકું છું. શુભ થાઓ.

| | |
|---|---|
| વૈ. સં. ૧૯૯૩ | શ્રીમન્માધ્વસંપ્રદાયાચાર્ય, દાર્શનિક સાર્વભૌમ, |
| શ્રીરાધાષ્ટમી | સાહિત્યદર્શનાદ્યાચાર્ય, ન્યાયરત્ન, તર્કરત્ન, |
| કાશી. | **ગોસ્વામી દામોદર શાસ્ત્રી.** |



**(श्रीश्रेष्ठिवर्यजोखीराममठरूमल गोइनका सं. म. विद्यालय-प्रधानाध्यापकसर्वतन्त्रस्वतन्त्रपण्डितश्रीचण्डीप्रसादजी-महोदयस्य सकाशात् )**

**श्रीः**

**भावुकमनोविहारवनं, जीवनं साधुजनस्य, संसारानवरतसं-**

सरणखिन्नस्य विश्रामस्थानं, निखिलवसुंधरास्तवनीयस्य स्तोतुर्मूर्तो भाव इव स्वमधुरिमातिक्रान्तसकलाष्टकं, श्रीमायारामजो-लेखनीनिश्च्युतं श्रीवटपत्यष्टकं, पश्यतो मे चेतोऽखिलवेदान्तार्थं पश्यति, भक्तिसुधासागरमवगाहते, हरिहराभेदं कलयति, अल्पकायेऽप्यत्र स्तोत्रे सर्वशास्त्रं च विलोकयति। अहो पाण्डित्यपटुता आश्चर्यभावगाम्भीर्यम्। साधुता चात्र शब्दतोऽर्थतः प्रकटिता। सर्वतो मनोरमम् इति

जो. म. गोइनका सं. म. विद्यालय
ललिताघाट, काशी.
ता. ३-१०-२६

चण्डीप्रसादः

(ગુજરાતીમાં અનુવાદ.)

## શ્રી શ્રેષ્ઠિવર્ય જોખીરામ મઠરૂમલ ગોઇનકા સં. મ. વિદ્યાલયના પ્રધાનાધ્યાપક સર્વતંત્રસ્વતંત્ર પંડિત શ્રીચંડીપ્રસાદજી મહોદય તરફથી)

શ્રીઃ

ભક્ત જનોના મનની ક્રીડાના વનરૂપ, સાધુ લોકોના જીવનરૂપ, સંસારમાં નિરંતર જન્મમરણ ભોગવવાથી કંટાળેલા મનુષ્યને વિશ્રામસ્થાનરૂપ, સકલ પૃથ્વીમંડલની સ્તુતિને યોગ્ય શ્રીવટપતિ નારાયણ ભગવાનનું સ્તવન કરનાર શ્રીમાયારામજીનો મૂર્તિધારી ભક્તિભાવ હોયની શું એવા, અને પોતાની મધુરતાથી સઘળાં સ્તુત્યષ્ટકોથી ચઢિયાતા શ્રીમાયારામ પંડિતજીની લેખનીથી નીકળેલા શ્રીવટપત્યષ્ટકને જોતાં મારૂં ચિત્ત સઘળા વેદાંતના અર્થને જુએ છે, ભક્તિના અમૃતસાગરમાં પ્રવેશ કરે છે, હરિ તથા હરના અભેદનો સાક્ષાત્કાર કરે છે, અને આ લઘુ સ્તોત્રમાં પણ સર્વ શાસ્ત્રોનું અવલોકન કરે છે. અહો!! પંડિતપણામાં કુશળપણું, અને વર્ણનીય અદ્‌ભુત પદાર્થોની ગંભીરતા. આ સ્તોત્રમાં

શબ્દથી અને અર્થથી તત્ત્વોનું શુદ્ધપણું પ્રકટ કર્યું છે. આ સ્તોત્ર સર્વ રીતે મનને પ્રિય છે.

જો. મ. ગોએનકા સં. મ. વિદ્યાલય
લલિતાઘાટ—કાશી
તા. ૩—૧૦—૩૬.

ચંડીપ્રસાદ.



(पदवाक्यप्रमाणपारंगतमहामहोपाध्यायश्रीहरिहरकृपालु-
महोदयस्य सकाशात् )

गद्यम् ।

श्रीवटपत्यष्टकं नाम परमेश्वरस्तोत्रं मूलकारकृतटीकासनाथं सकलमविकलमालोकितम् । एतत्प्रशस्तिविषये संक्षेपेणेदमेव निवेदनं साधु शोभते, यदिदानीमीदृशेश्वरविकस्वराविनश्वर-विमलफलकभक्तिभावभूषितं भाषितान्तरमतिदुर्लभम् । यद्यपि परमेश्वरविषयकपरमप्रेमोत्पादप्रसरौपयिकप्रकृष्टगुणगणप्रतिपादनपराणि परश्शतानि प्राचीनान्यर्वाचीनानि च काव्यमार्गापेक्षित-गुणालङ्कारपरिशुद्धभावभूषितानि, चिरं चेतश्चमत्कारकारिरचनासमर्चितानि, लघुशरीराणि, गुरुशरीराणि सन्ति स्तोत्राणि इति केन नाम नाविदितं तथापि ईदृशोपनिषद्रहस्यस्रवत्सुधासरस्रोतःसेकसरसान्तराणि स्तोत्रान्तराणि न सन्ति इति तैरस्य गतार्थत्वाशङ्कनमनभ्यासमित्येवमेव ।

यद्यपि टीकाप्रशस्तिविषये वावदूकोऽपि मूकायते, किं पुनरनीदृशाशयो मादृशस्तथापि कियन्त्यत्राक्षराणि संक्षेपतोऽक्षमाण्यपि ब्रवीमिः—

अखिलसर्गसंतानानिदानानवधिसमयसमापातप्ररूढमूलात्म-स्वरूपावरकाज्ञानतमोनिकरनिराकरणालंकर्मीणप्रखरकिरणदिनकर-

समानानवच्छिन्नानन्दघनामृतात्मस्वरूपप्रकाशौपयिकबोधसमर्पकत्वेनापूर्वव प्रमोदमावहति प्रेक्षावतां ब्रह्मसमीक्षावताम् । यद्यप्यत्र निरूपिता अर्थाः पुरातना अपि नापरिचिताः पण्डितप्रवरैरित्यनुवादकतया नातीवोपयुज्यते तथापि येषां शिशुमतीनामतिदुरूहनिबन्धान्तरेभ्यो जीवेश्वराज्ञानसर्गोदयविसर्गस्वर्गापवर्गस्वरूपतदव्यभिचारिलक्षणप्रयोजनादेः समीचीनो बोधो न जायते, तदनुजिघृक्षयैव स्फुटार्थैः स्वल्पाक्षरैर्वाक्यैरनायासेन तेषामपि तदर्थावगमो भवत्वित्यपेक्षयैवात्र प्रवृत्तेः किमिति न बहूपयुज्यते प्रत्युत प्रमाणान्तरसंवादाभावे स्वकपोलकल्पितपदार्थाभिधान अनाद्यज्ञानसमूलनिर्वासनक्षमज्ञानजनकत्वसंशयेन विनेयानां निःशङ्कप्रवृत्त्यनुदयापत्तेः प्रमितार्थप्रतिपादन एवोत्कर्षाभिषेकः ।

मूलटीकयोः प्रणेता कर्मानुष्ठानपरिनिष्ठितान्तःकरणः, सदसद्विवेकविनयमाधुर्याद्यपेक्षितगुणगुणः सुविग्रहोऽप्यविग्रहः, प्रपञ्चसेव्योऽपि निष्प्रपञ्चसेव्यो, भवविरक्तोऽपि भवानुरक्तो, मनोविनोदशीलोऽप्यमनोविनोदशालो, गुणप्रियोऽप्यगुणप्रियः, संजाताभिमानोऽप्यसंजाताभिमानो निःस्पृहो विषयादिषु न विनयादिषु, निर्ममो विभवेषु न सदाचारादिषु, अनभिज्ञः परापकृतौ, नोपकृतौ अपरिचयोऽसन्मार्गेषु न सन्मार्गेषु, अप्रबुद्धो विवादे न वादे, मूकः परनिन्दायां न गुणस्तुतौ, अलुब्धः परस्वादाने न विभवप्रदाने, शर्वपर्वत इव समुज्ज्वलकीर्त्तिः, सलिलनिधिरिव सदाऽभ्यन्तरासीनलक्ष्मीललनः, सदागम इव सदुपदेशव्रती, सुधांशुरिव दृष्टिप्रसादकरः, सहस्रांशुरिव सन्मार्गप्रकाशकः, किं बहुनापर इव मायारामावतारोऽगाधमेधः श्रीमायारामः किमिव कस्य श्रेयसे न स्यात्स्मृतिपथमवापितः । ईदृशानां धीरधिषणानां पुरुषधौरेयाणामधिधरं चिरमध्यवसानमाशासे लोकानां श्रेयसे इति शिवम् ।

अत्रैव पद्यपञ्चकमपि ।

मायाराम इमं प्रपञ्चमखिलं बुद्ध्यावधाय स्वयं
सृष्टेः पूर्वमपूर्वभेदवशतोऽनिर्वाच्यमुच्चावचम् ।
संकल्पादसृजद् यथावधि परं भात्येव नास्ति स्वतः
सोऽयं वेत्ति यथास्य तत्त्वमपरो नैव स्फुटं वेत्त्यपि ॥१॥

एतत्पवित्ररचनापरिशुद्धभाव-
संवेदनैर्न सुधियां हृदयेषु केषाम् ।
वेदान्तवेद्यपुरुषोत्तमभक्तिभाजां
संजायतेऽमृतरसाविरतप्रवाहः ॥ २ ॥

ब्रह्मप्रबन्धमथनप्रभवात्मविद्या-
पीयूषपूररसनानिरतान्तरात्मा ।
संसारतापतपनप्रखरप्रतापः
संयातशोषणभवार्तिलवं न वेत्ति ॥ ३ ॥

कर्तुर्गुणाकरकृतेर्विनयावदात-
वंशस्वभावचरितोचितसंप्रयोगान् ।
कैरक्षरैरवितथं कथयामि तस्मा-
न्निःसाधनस्य मम मौनमिहास्तु युक्तम् ॥ ४ ॥

ईदृशैः पुरुषारम्भैर्भूयतां भूविभूतये ।
भवभक्तिः प्रभवति भवभीतिविभञ्जिनी ॥ ५ ॥

गद्यम्

जामनगरस्थपण्डितप्रवरश्रीमत्कालिदासशास्त्रिणां विद्यार्थि-

शारदपुत्राः श्रीमद्हरिलालशास्त्रिणो वर्तन्ते तैर्दीपिकाटीकोपेतवटपत्यष्टकस्य गुर्जरभाषायामत्यक्तमूलार्थोऽतिप्रशस्ततमोऽनुवादः कृतस्तं च दृष्ट्वा मनस्यतीव संतोषो हि जातः । तत्र क्वचित् टिप्पणीषु स्वकीयापूर्वपाण्डित्यस्य परिचयो हि दत्तः । गुर्जरभाषाभाषिणां वेदान्ततत्त्वजिज्ञासूनामत्यन्तप्रमोदाय भविष्यतीति मन्ये।

ठि. मिश्रपुखरा,
हरिहराश्रम,
वटपतिविद्यालय,
काशी.

इति पटनासंस्कृतकोलेजप्रिन्सिपल (प्रधानाध्यापक)
पदवाक्यप्रमाणपारंगतमहामहोपाध्यायश्रीहरिहर-
कृपालुमहोदयसंमतिपूर्वकतर्कोभयमीमांसा-
तीर्थन्यायशास्त्रिश्रीमद्ब्रह्मचारिहरदेव-
शर्मणः संमतिः ।

## (ગુજરાતીમાં અનુવાદ.)

## (પદવાક્યપ્રમાણપારંગત મહામહોપાધ્યાય શ્રીહરિહરકૃપાલુ મહોદય તરફથી)

### (ગદ્યનો અનુવાદ.)

મૂલકાર પંડિત શ્રીમાયારામજીએ કરેલી દીપિકા ટીકા સહિત શ્રીવટપત્યષ્ટક નામના શ્રીવટપતિ નારાયણ ભગવાનના કશી પણ ન્યૂનતા વગરના સંપૂર્ણ સ્તોત્રનું મેં અવલોકન કર્યું છે. આની પ્રશંસાના વિષયમાં આજ નિવેદન સારી રીતે શોભે છે કે હાલ ઇશ્વરના આવા દીપતા અને નિર્મળ ફળવાળા ભકિતભાવથી સુશોભિત બીજું સ્તોત્ર અત્યંત દુર્લભ છે. જો કે પરમેશ્વર વિષે પરમપ્રેમની ઉત્પત્તિના વિસ્તારને ઉપયોગી તેમના ઉંચા ગુણોના સમૂહોનું પ્રતિપાદન કરવામાં તત્પર તથા કાવ્યની પદ્ધતિએ જોઇતા ગુણો તથા અલંકારોથી, તેમજ અત્યંત શુદ્ધ આલંબન વિભાવ, ઉદ્દીપન વિભાવ, થા રીચ સત ભાવોથી પરિપોષિત રસવડે શણગારાયેલાં, તથા લાંબા સમય સુધી ચિત્તને ચમત્કાર આપનારી રચનાથી ભરપૂર નાનાં અને મોટાં સેંકડોથી પણ

વધારે સ્તોત્રો છે, એ કોનાથી અજાણ્યું છે? તોપણ આવાં ઉપનિષદોના રહસ્યને ઝરતા અમૃતસરોવરના પ્રવાહના સિંચનથી રસાર્દ્ર આશયવાળાં બીજાં સ્તોત્રો નથી, એ હેતુને લીધે તેઓથી આ સ્તોત્રના નિરવકાશપણાની શંકા કરવી એ શાસ્ત્રોના અભ્યાસના અભાવથી યુકત છે એમજ કહેવાય.

જો કે આ ટીકાની શ્લાઘા વિષે અત્યંત સારી રીતે નિર્વચન કરનારો પણ મૂંગો બની જાય, તો સંપૂર્ણ નિર્વચન કરવામાં અશકિત ધરાવતા મારા જેવા મનુષ્યની તો શી ગણના? તથાપિ, હું કહી શકું એમ નથી તોપણ આ વિષયમાં થોડા અક્ષરો સંક્ષેપથી કહું છું.

સઘળી સૃષ્ટિના પ્રવાહના આદિ કારણરૂપ, અને નિરવધિ સમયની સાથે આવવાથી જામેલા મૂલવાળી, તથા આત્મસ્વરૂપનું આવરણ કરનારી અવિદ્યારૂપ અંધકારના સમૂહને દૂર કરવામાં સમર્થ પ્રચંડ કિરણવાળા સૂર્યની પેઠે નિરવચ્છિન્ન, આનંદઘન તથા અમૃતરૂપ આત્મસ્વરૂપના પ્રકાશને ઉપયોગી જ્ઞાનને આપનારપણાથી આ ટીકા બ્રહ્મજ્ઞાની વિદ્વાનોને જાણે નવીનજ હોય તેમ આનંદ આપે છે. જો કે આ ટીકામાં નિરૂપણ કરવામાં આવેલા પદાર્થો પ્રાચીન છે, તેને લીધે તેઓ ઉત્તમ પંડિતોની જાણ બહાર નથી, નથી તેઓને માટે આ ગ્રંથસ્થ પદાર્થોનો અનુવાદ બહુ ઉપયોગી નથી, તોપણ જ્યાં તર્ક કષ્ટથી પહોંચી શકે એવા બીજા નિબંધોમાંથી જે અપકવબુદ્ધિવાળા મનુષ્યોને જીવ, ઇશ્વર, અજ્ઞાન, સૃષ્ટિનો ઉદય, પ્રલય, સ્વર્ગ અને મોક્ષનાં સ્વરૂપ, તથા અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ અને અસંભવ એ દોષોથી રહિત લક્ષણ, પ્રયોજન વગેરેનો સારો બોધ ન થાય તેઓનાપર અનુગ્રહ કરવાની ઇચ્છાથીજ 'સ્પષ્ટ અર્થવાળાં, અને થોડા અક્ષરવાળાં વાકયોથી તેઓને પણ તે પદાર્થોનું જ્ઞાન થાય' એ હેતુ વડેજ આ ટીકા કરવામાં ગ્રંથકારની પ્રવૃત્તિ હોવાથી આ ગ્રંથનું પ્રસિદ્ધ પદાર્થોનું અનુવાદકપણું કેમ બહુ ઉપયોગી ન હોય? ઉલટું

બીજાં પ્રમાણોના ટેકાની ગેરહાજરીમાં પોતાના મનથી કલ્પી લીધેલા પદાર્થોના કથનમાં 'અનાદિ અજ્ઞાનને મૂલસહિત દૂર કરવામાં સમર્થ જ્ઞાનને તે પદાર્થો દૂર કરશે કે કેમ ?' એવો સંશય થવાથી જિજ્ઞાસુ શિષ્યોની તેઓમાં નિઃશંક પ્રવૃત્તિનો અભાવ આવી પડશે, તેને લીધે પ્રમાણસિદ્ધ પદાર્થોનું પ્રતિપાદન કરવામાંજ ગ્રંથના ઉત્કર્ષની પરમ ઉચ્ચતા છે.

વેદોક્ત કર્મો આચરવામાં નિષ્ઠાયુક્ત અંતઃકરણવાળા, સત્ તથા અસત્ પદાર્થોનો વિવેક, વિનય, મધુરતા વગેરે જોઇતા ગુણસમૂહથી સંપન્ન, સુવિગ્રહ (સારા વિગ્રહ–શરીરવાળા) હોવા છતાં પણ અવિગ્રહ (વિગ્રહથી રહિત–કોઇની સાથે કલહ નહિ કરનારા) પ્રપંચે (જગતે) સેવવા યોગ્ય હોવા છતાં પણ નિષ્પ્રપંચ (પ્રપંચરહિત મનુષ્યોએ–વિદ્વાનોએ સેવવા યોગ્ય) ભવથી [સંસારથી] વિરક્ત હોવા છતાં પણ ભવમાં (શિવમાં) અનુરાગવાળા, મનોવિનોદ (મનને વિનોદ) આપવાના સ્વભાવવાળા હોવા છતાં પણ અમનોવિનોદ (નિર્મનસ્ક–મનના અભિમાન વગરના લોકોને વિનોદ) આપવાના સ્વભાવવાળા, ગુણપ્રિય (ગુણોપર પ્રેમવાળા) હોવા છતાં પણ અગુણપ્રિય ( ગુણાભિમાનથી રહિત પુરૂષોને પ્રિય ), સંજાતાભિમાન [અભિજનવિશિષ્ટ લોકોપર મમતાવાળા] હોવા છતાં પણ અસંજાતાભિમાન ( અભિમાનની ઉત્પત્તિ વગરના ), વિષય વગેરેમાં સ્પૃહાથી રહિત–નહિ કે વિનય વગેરેમાં, વિભવોમાં મમતા વગરના—નહિ કે સદાચાર વગેરેમાં, બીજાનો અપકાર કરવા વિષે જ્ઞાન નહિ ધરાવતા–નહિ કે બીજાનો ઉપકાર કરવામાં, અશુભ માર્ગોમાં પરિચય વગરના—નહિ કે શુભ માર્ગોમાં, કલહ કરવામાં નહિ સમજતા–નહિ કે વાદમાં ( શાસ્ત્રાર્થ કરવામાં ), બીજાની નિંદા કરવામાં મૂંગા–નહિ કે બીજાના ગુણોની સ્તુતિ કરવામાં, બીજાના ધનનુ ગ્રહણ કરવામાં લોભના અભાવવાળા—નહિ કે પાત્રને ધનનું દાન આપવામાં, અર્થાત્

પાત્રને ધનનું દાન આપવામાં લોભ —અત્યુત્કટ સ્પૃહાવાળા, કૈલાસપર્વતની પેઠે અત્યંત ઉજ્જવળ કીર્તિવાળા, સાગરની પેઠે સદા હૃદયમાં વસતા લક્ષ્મીના પતિ વિષ્ણુ ભગવાન્‌વાળા, સારા શાસ્ત્રની પેઠે સદુપદેશ આપવાના વ્રતવાળા, ચંદ્રની પેઠે દૃષ્ટિની પ્રસન્નતાને કરનારા, સૂર્યના પેઠે શુભ માર્ગને પ્રવર્તાવનારા, વધારે શું કહું, જાણે બીજો માયાશક્તિવિશિષ્ટ શ્રીરામચંદ્રનો અવતાર હોયની શું એવા, અગાધ બુદ્ધિવાળા, આ મૂલ ગ્રંથ અને તેની ટીકાને રચનારા શ્રીમાયારામ પંડિત સ્મરણમાર્ગપર આવતાં કોના કલ્યાણ માટે શી રીતે ન થાય? લોકોના કલ્યાણ માટે આવા ધીર બુદ્ધિવાળા ઉત્તમ પુરૂષોની પૃથ્વી વિષે લાંબા સમય સુધી સ્થિતિ રહે એમ ઇચ્છું છું કલ્યાણ થાઓ.

### આ વિષયમાંજ પાંચ પદ્યો પણ છે.

### પાંચ પદ્યોનો અનુવાદ.

માયાશક્તિવિશિષ્ટ શ્રીરામચંદ્રે સૃષ્ટિથી પહેલાં જાતે આ સઘળા જગતને બુદ્ધિથી ધારી લઇ અપૂર્વ ભેદને લીધે ઉંચા, નીચા, એમ અનેક પ્રકારના અનિર્વચનીય તે જગત્‌ને સંકલ્પથી સરજ્યું. તે જો કે સ્વરૂપથી તો નથી, તોપણ પ્રારબ્ધ પર્યંત કેવળ ઝાંઝવાના જળની પેઠે ભાસે છે. તે આ માયાવિશિષ્ટ શ્રીરામચંદ્ર જેવી રીતે જગત્‌નું તત્ત્વ જાણે છે તેવી રીતે બીજો [ શ્રીમાયારામ પંડિતજીથી ભિન્ન ] સ્પષ્ટ રીતે જાણતોજ નથી. ૧

પવિત્ર રચનાવડે અત્યંત શુદ્ધ પદાર્થોને જણાવવાથી આ શ્રીવટત્ત્યષ્ટક કયા બુધ્ધિશાળી મનુષ્યોના હૃદયોમાં ન વસે? કારણ કે ઉપનિષદોવડે જાણવા યોગ્ય પુરૂષોત્તમની ભક્તિવાળા મનુષ્યોને તેથી અમૃતરસનો અવિચ્છિન્ન પ્રવાહ ઉત્પન્ન થાય છે. ૨

સંસારના સંતાપરૂપ સૂર્યના અત્યંત આકરા તાપને ભોગવતો,

અને તેથી બ્રહ્મવિદ્યાને જણાવનારા આકર ગ્રંથોના, આ વટપત્યષ્ટક વિષે કરવામાં આવેલા મંથનથી ઉત્પન્ન થયેલ આત્મજ્ઞાનરૂપ અમૃતરસના પૂરનો સ્વાદ લેવામાં તત્પર હૃદયવાળો મનુષ્ય શોષણ—નાશ પામેલી સંસારરૂપ પીડાના લેશને પણ અનુભવતો નથી. ૩

ગુણોના નિધિરૂપ કર્મવાળા આ ગ્રંથના રચનારના વિનયથી શુદ્ધ વંશ, સ્વભાવ, તથા ચરિત્રને યોગ્ય વાક્યોનાં પદોની યોજના હું કયા અક્ષરોથી સત્ય રીતે કરી શકું ? તેથી સાધનરહિત હોવાને લીધે એ વિષયમાં મારૂં મૌનજ ભલે ઉચિત રહે. ૪

આવા ( ગ્રંથકારના જેવા ) પુરૂષપ્રયત્નો પૃથ્વીના કલ્યાણ માટે થાઓ, કારણ કે તેઓથી સંસારના ભયને ભાંગી નાખનારી શ્રીમહાદેવની ભક્તિ ઉત્પન્ન થાય છે. ૫

### ગદ્યનો અનુવાદ.

જામનગરના શ્રેષ્ઠ પંડિત શ્રીમાન્ કાલિદાસ શાસ્ત્રીના વિદ્યાકુશલ પુત્ર શ્રીમાન્ હરિલાલ શાસ્ત્રી છે. તેમણે દીપિકા ટીકાસહિત શ્રીવટપત્યષ્ટકનો, મૂલ અર્થનો ત્યાગ નહિ કરી ગુજરાતી ભાષામાં અત્યંત પ્રશંસાપાત્ર અનુવાદ કર્યો છે. તે જોઇ મનમાં ઘણોજ સંતોષ ઉત્પન્ન થયો છે. ત્યાં કોઇ કોઇ સ્થળે ટિપ્પણીઓમાં તેમણે પોતાના અપૂર્વ પાંડિત્યનો પરિચય આપ્યો છે. આ અનુવાદ વેદાંતતત્ત્વને જાણવાની ઇચ્છાવાળા ગુર્જર ભાષા બોલતા લોકોને અત્યંત આનંદની પ્રાપ્તિ માટે થશે એમ માનું છું.

ઠે. મિશ્રપુખરા, હરિહરાશ્રમ, વટપતિ વિદ્યાલય, કાશી.

પટના સંસ્કૃત કોલેજના પ્રિન્સિપાલ [પ્રધાનાધ્યાપક] પદવાક્યપ્રમાણપારંગત મહામહોપાધ્યાય **શ્રીહરિહરકૃપાલુ** મહોદયની સંમતિપૂર્વક તર્કોભયમીમાંસાતીર્થ ન્યાયશાસ્ત્રી શ્રીમાન્ બ્રહ્મચારી **હરિદેવશર્માની** સંમતિ છે.

श्रीः

सभेदाया भक्तेः क्वचिदपि सशक्तेः परिचयः
प्रभेदस्तन्त्राणां क्वचिदपि सवेदः परिणतः ।
जनानामानन्दं प्रतिपलममन्दं विरचयन्
निबन्धोऽयं जातो वटपतिकृपातोऽद्भुतमयः ॥

अथेदानीं महानयं प्रमोदविषयः समेषां जनिमतां यदिदं वटपत्यष्टकं नाम प्रकरणं वटबीजमिव सुसूक्ष्मं सशाखाप्रशाखं तरुं, मध्विव सकलमकरन्दं, ब्रह्मेव प्रकृतवर्णनीयं वटपत्यभिधानं निखिलभुवनं, हृदयमिव रचयितुर्निखिलतन्त्रं, सममपि सभक्तिदर्शनमन्तर्भावयत्, अष्टकव्याजेन सिद्धान्तबिन्दुरिव वेदान्ततत्त्वप्रतिपादनपरं दिष्ट्या समजनि संप्रति जगतामानन्दाय विशेषतः समुपकाराय च सतां दर्शनशालिनामिति ।

गवर्नमेन्ट संस्कृत कोलेज } बालबोधमिश्रः
बनारस (काशी) } न्यायव्याकरणाचार्यषड्दर्शनतीर्थः

ગુજરાતીમાં અનુવાદ

શ્રીઃ

લોકોના પુષ્કળ આનંદને ક્ષણે ક્ષણે ઉત્પન્ન કરતો આ શ્રીવટપત્યષ્ટક નામનો નિબંધ શ્રીવટપતિની કૃપાથી આશ્ચર્યમય થયો છે, કારણ કે તેમાં કોઇ સ્થળે નવ ભેદવાળી ભક્તિનું નિરૂપણ છે, કોઇ સ્થળે સવિકલ્પ બ્રહ્મનો પરિચય થાય છે, અને કોઇ સ્થળે વેદોક્ત તત્ત્વમાં પરિણામ પામતો તંત્રોનો ભેદ દૃષ્ટિગોચર થાય છે.

હવે દેહધારી સઘળા મનુષ્યોને આ મોટા હર્ષનો વિષય છે કે શાખા અને પ્રશાખાવાળા વૃક્ષરૂપ વટના બીજની પેઠે અત્યંત સૂક્ષ્મ, મધની પેઠે સઘળું મકરંદરૂપ, સઘળાં ભુવનો જેમાં અધ્યસ્ત છે એવા

શ્રીવટપતિ નામના બ્રહ્મની પેઠે જેણે વર્ણનીય જીવ, ઇશ્વર, માયા વગેરે વિષયોનો પ્રસ્તાવ કર્યો છે એવું, જાણે રચનારનું હૃદય હોયની શું તેમ સઘળાં તંત્રોવાળું, સમાન દૃષ્ટિવાળું હોવા છતાં પણ સવિકલ્પ બ્રહ્મની ભક્તિવાળા શાસ્ત્રનો પોતાનામાં સમાવેશ કરતું, અને આઠ શ્લોકોના મિષથી, પૂજ્યપાદ શ્રીમધુસૂદન સરસ્વતીકૃત સિદ્ધાંતબિંદુ નામના ગ્રંથની પેઠે વેદાંતના તત્ત્વનું પ્રતિપાદન કરવામાં તત્પર એવું આ શ્રીવટપત્યષ્ટક નામનું પ્રકરણ અર્વાચીન કાળમાં જગત્‌ના આનંદ માટે, અને વિશેષે કરી દર્શનગ્રંથોના અભ્યાસી સજ્જનોના શુભ ઉપકાર માટે રચાયું એ આનંદની વાત છે.

ગવર્નમેન્ટ સંસ્કૃત કોલેજ }<br>**બનારસ** (કાશી) }

**બાલબોધમિશ્ર**<br>ન્યાયવ્યાકરણાચાર્યષડ્દર્શનતીર્થ



## (निखिलदर्शनालङ्कारविद्वत्कुलभूषणहिन्दूविश्वविद्यालयसंस्कृत-विभागप्रधानाध्यापकश्रीबालकृष्णमिश्रस्य सकाशात्)

**श्रीः**

वेदान्तशिरोमणिपण्डितश्रीमायारामप्रणीतं सटीकं वटपत्यष्टकं मयावलोकितम् । अस्य टीकायां वेदान्तदर्शनप्रतिपादिताः पदार्थाः सम्यक्तयोपन्यस्ताः सन्ति, यदवलोकनेन मनसि प्रसादः प्रादुर्भवति, निर्मातुर्वेदान्तविद्यावैपश्चित्यं च परिचीयते। यादृशे व्याख्यानाय स्तुतेः स्पृहयन्ति सङ्ख्यावन्तस्तादृशं चेदमष्टकव्याख्यानमिति प्रशंसनीयः खल्वसौ महात्मेति शिवम् ।

काश्याम्, }<br>२६-९-३६ }

बालकृष्णमिश्रः

ગુજરાતીમાં અનુવાદ
(નિખિલદર્શનાલંકાર વિદ્વત્કુલભૂષણ હિન્દૂવિશ્વવિદ્યાલયસંસ્કૃતવિભાગપ્રધાનાધ્યાપક
શ્રીબાલકૃષ્ણમિશ્ર તરફથી)

શ્રીઃ

વેદાંતશિરોમણિ પંડિત શ્રીમાયારામજીએ રચેલા સટીક શ્રીવટપત્યષ્ટકનું મેં અવલોકન કર્યું છે. આની ટીકામાં વેદાંતદર્શન વિષે પ્રતિપાદન કરેલા પદાર્થો સારી રીતે દાખલ કરેલા છે, જેને જોઇ મનમાં પ્રસન્નતા પ્રકટ થાય છે, અને ગ્રંથ રચનારના વેદાંતવિદ્યા વિષેના પાંડિત્યનો પરિચય થાય છે. વિદ્વાન્ લોકો શ્રીવટપતિની સ્તુતિના જેવા વ્યાખ્યાનની સ્પૃહા રાખે, તેવુંજ આ શ્રીવટપત્યષ્ટકનું વ્યાખ્યાન છે, તેથી ખરેખર આ મહાત્મા માયારામજી પ્રશંસાયોગ્ય છે. કલ્યાણ થાઓ.

કાશી
૨૬-૯-૩૬ } બાલકૃષ્ણમિશ્ર



वटपत्यष्टकाख्यमिदं सव्याख्यं पुस्तकं स्थालीपुलाकन्यायेन मयावालोकि । अत्र स्तुतिव्याजेन अद्वैतवेदान्तानुसारेण पदार्थास्सुचारुरूपेणोपपादिताः । ग्रन्थोऽयं ग्रन्थकर्तुरद्वैतवेदान्तेऽनुत्तमं परिचयं भगवति भक्तिमनन्यादृशीं चावेदयति । पण्डितानामयं विद्यार्थिनां चोपादेयो ग्रन्थः । अतो विश्वसिमि विद्यानुरागिणो ग्रन्थमिमं स्वोपादेयकोटौ पुरतो निक्षिप्य ग्रन्थकर्तुः सफलयेयुः परिश्रममिति—

वाराणसी (काशी)
६-१०-३६
आश्विन कृष्णषष्ठी
सं. १९९२.

चिन्नस्वामिशास्त्री
मीमांसाध्यापकः
हिन्दूविश्वविद्यालयः

## ગુજરાતીમાં અનુવાદ

દીપિકા ટીકાસહિત આ શ્રીવટપત્યષ્ટક નામના પુસ્તકને સ્થાલી-પુલાકન્યાયથી મેં જોયું છે. એમાં સ્તુતિના મિષથી અદ્વૈત વેદાંતને અનુસારે પદાર્થોનું ઘણી સારી રીતે ઉપપાદન કર્યું છે. આ ગ્રંથ અદ્વૈત વેદાંતમાં ગ્રંથકર્તાનો ઉત્કૃષ્ટ પરિચય અને શ્રીભગવાન્‌માં અસાધારણ ભક્તિ દર્શાવે છે. વિદ્યાર્થીઓએ અને પંડિતોએ પણ આ ગ્રંથ ગ્રહણ કરવા યોગ્ય છે. આથી હું વિશ્વાસ રાખું છું કે વિદ્યામાં પ્રેમવાળા લોકો આ ગ્રંથને પોતાની સ્વીકરણીય વસ્તુઓના પક્ષમાં પ્રથમ મૂકી ગ્રંથકર્તાના પરિશ્રમને સફલ કરશે.

વારાણસી (કાશી)
૬-૧૦-૩૬
આશ્વિન વદ ૬.
સં. ૧૯૯૩

ચિન્નસ્વામી શાસ્ત્રી.
મીમાંસાધ્યાપક
હિંદૂ વિશ્વવિદ્યાલય.

श्रीविश्वेश्वरः शरणम् ।

वेदान्ततीर्थोपपदेन माया-रामेण विद्वत्प्रवरेण रम्यम् ।
वटाधिपस्तोत्रमिदं सटीकं निर्माय मह्यं प्रवितीर्णमस्ति ॥१॥
आमूलमाचूलमिदं विलोक्य ब्रह्माद्वयं वर्तयितुं प्रवृत्तम् ।
मनो मदीयं परमां प्रमोदपरंपरां गाहत एव चित्रम् ॥२॥
वेदान्तसिद्धान्तपथोपपन्नं न्यरूपि रूपं च वटाधिपस्य ।
प्रसङ्गतोऽन्ये बहवः पदार्था निरूपितास्तत्त्वविदां मुदर्थाः ॥३॥
तस्मादिदं भक्तिमतां जनानां वेदान्तिनां चाप्युपयोगयोग्यम् ।
श्रीसूर्यनारायणदेवशर्मा संमन्यते श्रौतपवित्रकर्मा ॥ ४ ॥

काशी
१-१०-३६

संमतिरियं
वाराणसेयराजकीयसंस्कृतमहाविद्यालयाध्यापकस्य
न्यायव्याकरणाचार्योपाधिकस्य
सूर्यनारायणशर्मशुक्लस्य ।

## ગુજરાતીમાં અનુવાદ.

શ્રીવિશ્વનાથ શરણ છે.

વિદ્વાનોમાં શ્રેષ્ઠ વેદાંતતીર્થ શ્રીમાયારામજીએ આ શ્રીવટપત્યષ્ટક સ્તોત્ર ટીકાસહિત રચી મને આપ્યું છે. ૧

અદ્વૈત બ્રહ્મનું સ્થાપન કરવા પ્રવૃત્ત થયેલા એ સ્તોત્રને આદિથી અંતસુધી જોઇ મારૂં મન આશ્ચર્યયુક્ત થઇ પરમ આનંદની પરંપરામાંજ પ્રવેશ કરે છે. ૨

શ્રીવટપતિનું રૂપ વેદાંતસિદ્ધાંતના માર્ગથી યુક્ત વર્ણવવામાં આવ્યું છે, અને તત્ત્વવેત્તા લોકોના આનંદને માટે પ્રસંગોપાત્ત બીજા ઘણા પદાર્થોનું પણ નિરૂપણ કર્યું છે. ૩.

તેથી આ સ્તોત્ર ભક્તજનોને તથા વેદાંતીઓને પણ ઉપયોગમાં આવે એવું છે. શ્રૌત કર્મોથી પવિત્ર આચરણવાળા શ્રીસૂર્યનારાયણદેવ-શર્મા આ વિષયનો સ્વીકાર કરે છે. ૪.

કાશી
૧—૧૦—૩૬

આમાં સંમત છે—
કાશીની રાજકીય સંસ્કૃત મહાવિદ્યાલય (કૉલેજ)ના
અધ્યાપક ન્યાયવ્યાકરણાચાર્ય,
**સૂર્યનારાયણશર્મા શુક્લ**



**अल्पीयो वटपत्यष्टकं तद्व्याख्या च गभीरगवेषणायोभय-निर्मातुः श्रीमायाराममहात्मनो वेदान्तचतुष्यगौरवं, काव्यरचना-नैपुण्यं, तिमिरातिमिरयोरिव व्यधिकरणयोर्ज्ञानभक्त्योः सामानाधिकरण्यं चानुमापयतः कृष्णवर्त्मानं धूम इव। भूमिका चावद्योतयति महात्मनोऽन्वर्थसमाख्यत्वम् ।**

सव्याख्याष्टकपर्यालोचनेन शास्त्रीयबहुविषयावगाहनं भवेन्मतिमतामिति संभावयति—

विरलाविद्यालय,
बनारस सिटी (काशी)
२५-९-३६

सभापतिशर्मोपाध्यायः
विरलाविद्यालयप्रधानाध्यक्षः
( प्रिन्सिपल )

ગુજરાતીમાં અનુવાદ.

જેમ ધૂમાડો અગ્નિનું અનુમાન કરાવે છે, તેમ અત્યંત લઘુ શ્રીવટપત્યષ્ટક અને તેની વ્યાખ્યા ગંભીર વિચારશક્તિવાળા પાસે તે બન્નેના રચનાર શ્રી માયારામજી મહાત્માના વેદાંત વિષે પાંડિત્યના ગૌરવનું, કાવ્યરચનામાં નિપુણપણાનું, પ્રકાશ અને અંધકારની પેઠે ભિન્ન ભિન્ન અધિકરણ (આશ્રય)વાળાં જ્ઞાન તથા ભક્તિના સમાન અધિકરણવાળાપણાનું અનુમાન કરાવે છે. શ્રીવટપત્યષ્ટકની ભૂમિકા મહાત્મા શ્રીમાયારામજીના સાર્થક નામવાળાપણાનો પ્રકાશ કરે છે.

વ્યાખ્યાસહિત શ્રીવટપત્યષ્ટકનું પર્યાલોચન કરવાથી બુદ્ધિશાળી લોકોને શાસ્ત્રીય ઘણા વિષયોમાં પ્રવેશ થશે એમ માને છે—

વિરલા વિદ્યાલય,
બનારસ સિટી (કાશી)
૨૫-૯-૩૬

સભાપતિશર્મા ઉપાધ્યાય.
વિરલા વિદ્યાલયના પ્રધાનાધ્યક્ષ
(પ્રિન્સિપલ)

श्रीविश्वेश्वरः शरणम् ।

वैराग्योत्पादकमिदं स्तोत्रं श्रीवटपत्यष्टकं सटीकं साधुमायारामपण्डितविरचितं शमवतां मुमुक्षूणां च श्रद्धालूनां हस्तगतममन्दानन्दावहं विलोक्य तत्प्रणेतारः साधुमहोदया धन्या इति मन्यामहे ।

गीर्वाणवाग्वर्धिनी सभा,
साङ्गवेदविद्यालय,
रामघाट,
काशी,
मितिः—कार्तिक सु. ८
रविवार १९९३

श्रीराजेश्वरशास्त्री द्राविडः
श्रीकाशीस्थसाङ्गवेदविद्यालयप्रधानाध्यापकन्यायाचार्यः
श्रीगणेशदीक्षितः
सभापतिः गीर्वाणवाग्वर्धिनी सभा
रामचन्द्र शा. खनङ्गः
मन्त्री, गीर्वाणवाग्वर्धिनी सभा

## ગુજરાતીમાં અનુવાદ.

શ્રીવિશ્વનાથ શરણ છે.

સાધુ શ્રીમાયારામ પંડિતજીએ રચેલા, વૈરાગ્ય ઉત્પન્ન કરનારા સટીક આ શ્રીવટપત્યષ્ટકને મનોજયવાળા શ્રદ્ધાળુ મુમુક્ષુઓના હાથમાં જઇ પુષ્કળ આનંદ આપનારૂં જોઇ, તેના રચનારા સાધુ મહોદયો ધન્યવાદને પાત્ર છે, એમ અમો માનીએ છીએ.

ગીર્વાણવાગ્વર્ધિની સભા,
સાંગવેદવિદ્યાલય,
રામઘાટ,
**કાશી**
તિથિ-કાર્તિક સુ. ૮
રવિવાર ૧૯૯૩

**શ્રીરાજેશ્વર શાસ્ત્રી દ્રાવિડ**
શ્રીકાશીના સાંગવેદવિદ્યાલયના
પ્રધાનાધ્યાપક ન્યાયાચાર્ય
**શ્રીગણેશ દીક્ષિત**
સભાપતિ, ગીર્વાણવાગ્વર્ધિની સભા
**રામચંદ્ર શા. ખનંગ**
મંત્રી, ગીર્વાણવાગ્વર્ધિની સભા

**श्रीः**

पुरुषप्रकाण्डैर्न्यायव्याकरणवेदान्ताद्यनेकशास्त्रविद्भिर्मायारामविद्वद्भिः प्रणीतं वटपत्यष्टकं तैरेव विरचितटीकोपेतमालोक्य परं प्रमोदमापन्ना वयम् । प्रसादादिगुणोपेतमिदं खलु काव्यमधीयानानां चेतःसु कंचन विलक्षणं ज्ञानमयभक्तिरसोद्रेकमाविर्भावयति ।

तट्टीका च वेदान्तपदार्थजिज्ञासूनल्पमतीन् तन्मिषेण वेदान्तशास्त्रप्रतिपादितपदार्थान्संक्षेपेण सुगमेन च पथा बोधयन्ती, टीकाकर्तुश्चेतोनिहितवेदान्तशास्त्राभ्यासजनिततत्त्वज्ञानं बहिः प्रकाशयन्तीव, नितरामात्मन उपादेयतां ग्राहयति । किं बहुना, उक्तपण्डितकृतिरेषा सर्वेषामुपकाराय भविष्यतीति ।

बनारस सिटी (काशी)
ता. २५-२-३६

**गणपतिशास्त्री मोकाटे**
व्याकरणाचार्यः
प्रोफेसर, गवर्नमेन्ट संस्कृत कोलेज

## ગુજરાતીમાં અનુવાદ

### શ્રીઃ

ન્યાય, વ્યાકરણ, વેદાંત વગેરે અનેક શાસ્ત્રોને જાણનારા શ્રીમાયારામજી પંડિતે રચેલા શ્રીવટપત્યષ્ટકને તેમણેજ રચેલી ટીકાસહિત જોઇ અમો ઘણા આનંદને પ્રાપ્ત થયા છીએ. પ્રસાદ વગેરે ગુણોથી યુક્ત આ કાવ્ય, અધ્યયન કરનારાઓના ચિત્તમાં કોઇ વિલક્ષણ જ્ઞાનમય ભક્તિરસની વૃદ્ધિને પ્રકટ કરે છે.

તેની ટીકા, વેદાંતના પદાર્થોને જાણવાની ઇચ્છાવાળા અલ્પબુદ્ધિ મનુષ્યોને પોતાના ટીકાપણારૂપ મિષથી વેદાંતશાસ્ત્રે પ્રતિપાદન કરેલા પદાર્થો સંક્ષેપથી અને સુગમ માર્ગથી સમજાવતાં ટીકાકારના ચિત્તમાં રહેલા વેદાંતશાસ્ત્રના અભ્યાસે ઉત્પન્ન કરેલા તત્ત્વજ્ઞાનને જાણે બહાર પ્રકટ કરતી હોય તેમ પોતાના સ્વીકાર્યપણાનું અત્યંત ગ્રહણ કરાવે છે.

વધારે શું કહીએ? ઉપર્યુક્ત પંડિતની આ કૃતિ સર્વ લોકોના ઉપકાર માટે થશે.

બનારસ (કાશી) }
તા. ૨૫–૯–૩૬ }

**ગણપતિ શાસ્ત્રી મોકાટે**, વ્યાકરણાચાર્ય,
પ્રોફેસર, ગવર્નમેન્ટ સંસ્કૃત કોલેજ

### ॐश्रीविश्वनाथः शरणम् ।

इदं वेदान्ताद्यनेकशास्त्रगूढाभिप्राययुतं विद्वन्मण्डलाग्रगण्यमायारामयतिप्रणीतमष्टकरत्नं वटपत्यष्टकं तत्कृतां प्रदीपवदभिज्वालिकामत एव यथार्थनाम्नीं दीपिकाख्यां व्याख्यां च साद्यन्तं समालोच्य काशीस्थमिश्रपुष्करतीर्थसमीपवर्तिवटपतिविद्यालयाध्यक्षाणां पदवाक्यप्रमाणपारावारपारंगतानां पूज्यमहात्मनामेतेषां परिश्रमं ग्रन्थरचनानैपुण्यं च दर्शं दर्शं श्रीमद्भगवतो वटपतेः प्रसादादस्य ग्रन्थरत्नस्य देशे देशे ग्रामे ग्रामे गृहे गृहे च प्रचारमभिकामयते—

त्रिपुरा भैरवी, }
काशी }

**पं. बलदेवदत्तशास्त्री** व्याकरणाचार्यः
श्रीविश्वनाथसंस्कृतविद्यालयप्रधानाध्यापकः

## ગુજરાતીમાં અનુવાદ

ૐશ્રીવિશ્વનાથ શરણ છે.

વિદ્વાનોના મંડળમાં પ્રથમ ગણનાને યોગ્ય પંડિત શ્રીમાયારામજી સાધુએ રચેલા આ વેદાંત વગેરે અનેક શાસ્ત્રોના ગૂઢ અભિપ્રાયથી યુક્ત શ્રીવટપત્યષ્ટક નામના અષ્ટકરત્નનું, તેમજ તેમણેજ કરેલી દીવાની પેઠે પ્રકાશ આપનારી, અને તેથીજ યથાર્થ નામવાળી દીપિકા ટીકાનું આદિથી અંતસુધી અવલોકન કરી કાશીમાં આવેલા મિશ્રપુષ્કરતીર્થની પાસે રહેલા વટપતિવિદ્યાલયના અધ્યક્ષ વ્યાકરણ, મીમાંસા, તથા ન્યાય-રૂપ સમુદ્રના પારને પહોંચેલા આ પૂજ્ય મહાત્મા માયારામજીના પરિ-શ્રમને તથા ગ્રંથરચનાની નિપુણતાને જોઇ જોઇ, શ્રીવટપતિ નારાયણ ભગવાન્‌ની કૃપાથી આ ગ્રંથરત્નનો પ્રચાર પ્રત્યેક દેશમાં, પ્રત્યેક ગામમાં, અને પ્રત્યેક ઘરમાં થાય, એમ ઇચ્છે છે—

ત્રિપુરા ભૈરવી, કાશી }

**બલદેવદત્ત શાસ્ત્રી વ્યાકરણાચાર્ય**
શ્રીવિશ્વનાથસંસ્કૃતવિદ્યાલયના પ્રધાનાધ્યાપક

## गुर्जरदेशस्थपण्डितानामभिप्रायाः ।

( जामनगरवास्तव्यपदवाक्यप्रमाणपारंगतपूज्यमहामहोपाध्यायशास्त्रिहाथीभाईशर्मणां सकाशात् )

त्रयीबाह्याः षट्, षट् पुनरपि च साङ्ख्यादय इति
प्रसिद्धाः पङ्क्त्यङ्का द्वयसमधिका दर्शनकराः ।
समेषामेषां यन्निखिलमिह संक्षिप्तविधया
स्वरूपं निर्दिष्टं सरलवचनैर्लोकसुगमम् ॥ १ ॥
प्रकर्षस्तत्रापि प्रकटमुदितः शङ्करगिरा—
मविद्यादीनां च स्फुटमभिहितो लक्षणगणः ।

बुधैर्मायारामैर्निजमभिमतं श्रीवटपतेः
स्तुतिव्याजेनेदं सकलमिह सम्यङ्ग् निगदितम् ॥ २ ॥

कृता च स्वोपज्ञाविवृतिरपि विस्तीर्णरचना—
नुवादोऽप्येतस्या व्यरचि हरिलालेन विदुषा ।

शुभाषाऽज्ञानां यत्समुपकृतये गुर्जरगिरा
समस्तं तद्भूयाज्जनहितकरं शम्भुकृपया ॥ ३ ॥

जामनगर.
संवत् १९९३ आश्विने
वदि ८ भृगुवासरे } शास्त्री हाथीभाईशर्मा.

## ગુજરાતના પંડિતોના અભિપ્રાયો

### ગુજરાતીમાં અનુવાદ

( જામનગરનિવાસી પદવાક્યપ્રમાણપારંગત પૂજ્ય મહામહોપાધ્યાય શાસ્ત્રીજી **હાથીભાઇ હરિશંકર** તરફથી )

૭ નાસ્તિક અને ૭ આસ્તિક એમ બે જેમાં અધિક છે એવા દસની સંખ્યાવાળા અર્થાત્ બાર દર્શનકારો પ્રસિદ્ધ છે. એ સઘળાં દર્શનોનું સઘળું સ્વરૂપ સંક્ષેપથી સરલ વચનો વડે લોકોને સારી રીતે સમજી શકાય એવી રીતે જે દર્શાવ્યું છે, ૧

તેમાં પણ શ્રી આદ્ય શંકરાચાર્યની વાણી (શાંકર સિદ્ધાંત)ની ઉત્કૃષ્ટતા સ્પષ્ટ રીતે જે પ્રકટ કરી છે, અને અવિદ્યા વગેરેનાં લક્ષણોના સમૂહનું નિઃસંદેહ રીતે જે નિરૂપણ કર્યું છે, શ્રીવટપતિની સ્તુતિના મિષથી પંડિત શ્રીમાયારામજીએ આ ગ્રંથમાં સઘળું સ્વમત સારી રીતે જે કહ્યું છે, ૨

અને પોતાના જ્ઞાનકૌશલ્યથી વિસ્તીર્ણ રચનાવાળી દીપિકા નામની ટીકા જે રચી છે, વળી શાસ્ત્રી હરિલાલે સંસ્કૃતભાષાના અનભિજ્ઞ મનુષ્યો પર ઉપકાર કરવા ગુજરાતી ભાષામાં સટીક શ્રીવટપત્યષ્ટકનો જે અનુવાદ કર્યો છે, તે સઘળું શ્રીશંભુની કૃપાથી લોકોનું કલ્યાણકારક થાઓ.ઇ

જામનગર.
સંવત્ ૧૯૯૩, આશ્વિન
વદ ૮ શુક્રવાર

શાસ્ત્રી હાથીભાઇશર્મા

## गुर्जरानुवादरहितश्रीवटपत्यष्टकप्रथमसंस्करणप्रस्तावनात उद्धृतोऽभिप्रायः

(वेदशास्त्रसंपन्नवेदान्तव्याकरणतीर्थवेदान्तशिरोमणेः पेटलादपुरस्थश्रीनारायणसंस्कृतविद्यालयप्रधानाध्यापकस्य अमृतलालशर्मणः शास्त्रिणः सकाशात् )

अस्यां च श्रीवटेशस्तुतौ एतदष्टकप्रणेतुस्तत्त्वज्ञानातिशयः स्वोपास्यपरदेवतायां परमानुरागश्च व्यक्तो भवति । एतस्य श्रीवटेशाष्टकस्य विशदतया मूलार्थतात्पर्यप्रकाशिका वेदान्तविचारपूर्णा दीपिकाख्या व्याख्या स्तोत्रकृता पण्डितवर्येण स्वयमेव विरचिता ।

... ... ... ... ... ... ... ... ... ... ...

अत्र विचारिता विषया वेदान्तशास्त्रेऽभिरुचिमतां विविदिषूणामतीवोपकारका वेदान्ताभिज्ञानानां च प्रमोदवहाः सन्ति ।

... ... ... ... ... ... ... ... ... ... ...

एते खलु अध्ययनेऽध्यापने प्रवचने भगवदुपासने च सततमुद्युक्ताः । सर्वदैव प्रमुदितवदनाः सत्यप्रियवादिनः सौजन्यभूषिता दर्शनीया माननीयाश्च सताम् ।

एभिः सह मम समागमः काश्यामध्ययनसमये संवृत्तः । तदाप्रभृत्येव मम चेत एतदीयसौशील्यवैदुष्यसमाकृष्टमेतेषु स्नेहबद्धमभवत् ।

पेटलाद } ले० शास्त्री अमृतलालशर्मा
ता. ३-६-३० } वेदान्तव्याकरणतीर्थः

## ગુજરાતી અનુવાદથી રહિત શ્રીવટપત્યષ્ટકની પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામાંથી લીધેલો અભિપ્રાય ગુજરાતીમાં અનુવાદ

( વેદશાસ્ત્રસંપન્ન, વેદાંતવ્યાકરણતીર્થ, વેદાંતશિરોમણિ, પેટલાદના શ્રીનારાયણસંસ્કૃતવિદ્યાલયના પ્રધાનાધ્યાપક **અમૃતલાલશર્મા શાસ્ત્રી** તરફથી )

આ શ્રીવટપતિની સ્તુતિમાં આ અષ્ટકને રચનાર શ્રીમાયારામ પંડિતજીના તત્ત્વજ્ઞાનની વિશિષ્ટતા અને પોતાના ઉપાસ્ય પરમદેવમાં પરમભક્તિનો સાક્ષાત્કાર થાય છે. સ્તોત્ર રચનાર પંડિતવર્યે જાતેજ આ શ્રીવટપત્યષ્ટકની વિશુદ્ધ પદરચના વડે મૂલના અર્થના તાત્પર્યનો પ્રકાશ કરનારી વેદાંતના વિચારોથી ભરપૂર દીપિકા નામની ટીકા રચી છે.

... ... ... ... ... ... ... ... ... ... ...

આ ગ્રંથ વિષે વિચારવામાં આવેલા વિષયો વેદાંતશાસ્ત્રમાં અભિરૂચિવાળા જિજ્ઞાસુઓને અત્યંત ઉપકારક અને વેદાંતના જ્ઞાનવાળા પંડિતોને આનંદ આપનારા છે.

... ... ... ... ... ... ... ... ... ... ...

આ ગ્રંથના રચનારા પંડિત શ્રીમાયારામજી વેદશાસ્ત્રના પરિશીલનમાં, પાઠનમાં તથા પ્રવચનમાં, અને શ્રીભગવાન્‌ની ઉપાસનામાં નિરંતર ઉદ્યોગશાળી છે. એઓશ્રી સર્વદા પ્રસન્ન મુખવાળા, સત્ય તેમજ પ્રિય ભાષણવાળા, સૌજન્યથી સુશોભિત, દર્શન કરવા યોગ્ય, અને સત્પુરૂષોએ માન આપવા યોગ્ય છે.

કાશીમાં એઓશ્રી સાથે મારો સમાગમ વિદ્યાધ્યયનના સમયમાં થયો હતો. ત્યારથીજ આરંભીને મારૂં ચિત્ત તેમની સુશીલતા તથા વિદ્વત્તાથી આકર્ષાઇ તેઓશ્રીમાં સ્નેહથી બંધાયેલું રહ્યું છે.

પેટલાદ
તા. ૩-૬-૩૦

લિ૦ શાસ્ત્રી અમૃતલાલશર્મા,
વેદાંતવ્યાકરણતીર્થ

गुर्जरानुवादरहितश्रीवटपत्यष्टकप्रथमसंस्करणत उद्धृतोऽभिप्रायः
( जामनगरस्थश्रीराजकीयसंस्कृतपाठशालाप्रधानाध्यापक-
वेदान्ताचार्यवेदान्तकेसरित्र्यम्बकरामशास्त्रिणः सकाशात्

इदं वटपत्यष्टकं सटीकं पण्डितवर्यश्रीमायारामै रचितं मया संपूर्णमवलोकितम् । कविता चास्य सहजा भावगर्भा । तैरेव पण्डितप्रकाण्डैरस्य दीपिकाख्या व्याख्या कृता । दीपिकया ज्योत्स्नयेव चन्द्रस्यापूर्वता कवितायाः आगता । अनेके पदार्था अस्यामुपनिबद्धा जीवेश्वरमोक्षादिकाः । ये ग्रन्थान्तरेषु कष्टलभ्यास्तेऽत्रानायासेन लभ्याः ।

विशेषतस्त्विदं हरिहराभेदप्रतिपादकमिति विपश्चिदपश्चिमानां विशेषमोदहेतुः स्यादित्याशास्ते

वेदान्ताचार्यवेदान्तकेसरी
त्र्यम्बकरामशास्त्री भट्टः

ગુજરાતી અનુવાદથી રહિત શ્રીવટપત્યષ્ટકની પહેલી
આવૃત્તિમાંથી લીધેલો અભિપ્રાય
ગુજરાતીમાં અનુવાદ.

જામનગરની શ્રીરાજકીય સંસ્કૃતપાઠશાળાના પ્રધાનાધ્યાપક વેદાંતાચાર્ય
વેદાંતકેસરી ત્ર્યંબકરામ શાસ્ત્રીજી તરફથી )

પંડિતવર્ય શ્રીમાયારામજીએ રચેલા આ સટીક શ્રીવટપત્યષ્ટકનું મેં સંપૂર્ણ અવલોકન કર્યું છે, આ અષ્ટકની કવિતા સ્વાભાવિક-અક્લિષ્ટ અને

ભાવોથી ભરેલી છે. પંડિતોમાં શ્રેષ્ઠ તે માયારામજીએ આ અષ્ટકની દીપિકા નામની ટીકા કરી છે. ચાંદનીથી જેમ ચંદ્રને અપૂર્વતા પ્રાપ્ત થાય છે, તેમ દીપિકાથી કવિતાને અપૂર્વતા પ્રાપ્ત થઈ છે. આ ટીકામાં જીવ, ઇશ્વર, મોક્ષ વગેરે અનેક પદાર્થોનું નિરૂપણ છે. જે પદાર્થો બીજા ગ્રંથોમાં કષ્ટથી મેળવાય તેઓ અહિં અનાયાસે મળી શકે છે.

વિશેષે કરી આ સ્તોત્ર વિષ્ણુ તથા શિવના અભેદનું પ્રતિપાદન કરનાર છે, તેથી તે ઉત્તમ વિદ્વાનોના અધિક આનંદનું કારણ થાય એમ ઇચ્છે છે—

વેદાંતાચાર્ય વેદાંતકેસરી

**ત્ર્યંબકરામ શાસ્ત્રી ભટ્ટ**

**(गुर्जरदेशान्तर्गतभादरवाग्रामवास्तव्यजगजीवनात्मजव्याकरण-शास्त्रिसाहित्यतीर्थचीमनलालशर्मणः सकाशात् )**

**श्रीः**

**श्रीमत्सु दयादाक्षिण्यगाम्भीर्यादिगुणोपेतेषु सदसद्विचारतर्कपारगेषु श्रीमायाराममहोदयेषु विलसन्तु पण्ड्योपाह्व चीमनलालशर्मणो नतितलयोऽविरतम्। तत्रभवतां नूतनहायनोपक्रममुद्दातृदलं, स्वविरचितदीपिकाख्यव्याख्योपेतं स्वप्रणीतं वटपत्यष्टकं चालम्भि । पृष्ठाग्रादारभ्य आसमाप्ति तदपश्यम् । " किं कवेस्तस्य काव्येन किं काण्डेन धनुष्मतः । परस्य हृदये लग्नं न घूर्णयति यच्छिरः " इत्युक्तिमन्वर्थीकुर्वद्भिर्विरचितमेतत्सकृदपि दृष्टिपथं प्रापयतः कस्य सचेतसो मूर्धानं न धुनुयात्? किं बहुना अनेन स्पष्टं गम्यत एतद् यच्छ्रीमन्तोऽसिधारयेव तत्त्वज्ञानेन संसारचक्रमोहजालं सद्विद्यामृतौघेन स्वान्तस्थकामक्रोधादिरिपुरोगं वृश्चन्ति व्यावहारिके कर्मणि स्थिता अपीति । महदाश्चर्यमेतत् । अथवा नूनं वटपतेरेवैष महिमा नो चेत् कामा**

द्यावेगनकैः पूर्णं महासहिमशालिभिर्वेदान्तादिनिखिलशास्त्रविद्भि-रपि हृदयेनातिदुस्तरं संसारचक्रपारावारं निरसितुं माननीयाः कथंकारं शक्नुयुः ?

परीक्षासमयस्य सांनिध्यात्पत्रलेखने भूतं कालविलम्बं क्षाम्यन्तु । माननीयानां मयि अदृष्टपूर्वस्नेहं स्मारं स्मारं भगवतो वटपतेः सकाशं तस्मिन्दृढानुरागं भक्त्यतिरेकं पूज्यांस्तत्रभवत उद्दिश्याभ्यर्थये ।

| | |
|---|---|
| सं. १९९३ कार्तिककृष्णाष्टमी<br>जीववासरान्विता<br>वाराणसी (काशी) | लेखक<br>जगजीवनात्मजचीमनलालशर्मा<br>साहित्यतीर्थः |

(ગુજરાતની અંદર આવેલા ભાદરવા ગામના રહીશ વ્યાકરણ-શાસ્ત્રી તથા સાહિત્યતીર્થ ચીમનલાલ જગજીવન તરફથી)

ગુજરાતીમાં અનુવાદ.

શ્રીઃ

દયા, ચાતુર્ય, ગંભીરતા વગેરે ગુણોથી યુક્ત અને સત તથા અસત્ પદાર્થોના વિચાર તથા તર્કના પારને પહોંચેલા શ્રીમાયારામ મહોદય પ્રત્યે ચીમનલાલ પંડયાના પ્રણામોની પરંપરા સર્વદા વિલાસ પામો. આપ તરફથી નવા વર્ષના આરંભના આનંદને આપનાર પત્ર, અને પોતે રચેલી દીપિકા નામની ટીકા સહિત આપનું બનાવેલું શ્રી-વટપત્યષ્ટક મળ્યાં. તે શ્રીવટપત્યષ્ટકનું પ્રથમ પૃષ્ઠના અગ્ર ભાગથી આરંભી સમાપ્તિ પર્યંત મેં અવલોકન કર્યું છે. 'જે બીજાના હૃદ-યમાં પ્રવેશ કરી મસ્તકને ન ધુમાવે એવા તે કવિના કાવ્યથી, અને તે ધનુર્ધારીના બાણથી શું પ્રયોજન સરે ?' એ વચનને સાર્થક કરતા આપે રચેલું આ શ્રીવટપત્યષ્ટક એક વાર પણ નિરીક્ષણ કરતા કયા બુદ્ધિમાનના મસ્તકને ન ધુણાવે ? વધારે શું કહું ? આથી આ સ્પષ્ટ

જણાય છે કે આપ વ્યાવહારિક કર્મોમાં રહ્યા છતાં પણ સદ્વિદ્યારૂપ અમૃતના સમૂહ સમાન, અને તલવારની ધાર જેવા તત્ત્વજ્ઞાન વડે સંસારચક્રના કારણરૂપ અજ્ઞાનસમૂહને અને હૃદયમાં વાસ કરતા કામક્રોધ વગેરે શત્રુરૂપ રોગને છેદી નાખો છો. આ મોટું આશ્ચર્ય છે; અથવા તો ખરેખર આ શ્રીવટપતિનોજ મહિમા છે, નહિ તો કામ વગેરેના જુસ્સારૂપ મગરોથી ભરેલા, અને મોટા મહિમાવાળા, વેદાંત વગેરે સઘળાં શાસ્ત્રોના જાણકારોથી હૃદય વડે પણ અત્યંત કષ્ટથી તરી શકાય એવા સંસારચક્રરૂપ સાગરનો નિરાસ કરવા માનનીય આપ કેમજ શક્તિમાન થાઓ?

પરીક્ષાનો સમય નજીક આવવાથી પત્ર લખવામાં થયેલા વિલંબની ક્ષમા આપશો. માનનીય આપના અપૂર્વ સ્નેહને સંભારી સંભારી, શ્રીવટપતિની પાસે પૂજ્ય આપને ઉદ્દેશી પ્રાર્થના કરું છું કે આપનાં તે નારાયણ ભગવાનમાં દૃઢ પ્રેમ તથા ભક્તિની અધિકતા થાય.

સં. ૧૯૯૩ કાર્તિક વદ<br>૮ ગુરૂવાર<br>વારાણસી (કાશી)

લેખક<br>**ચીમનલાલ જીગજીવન,**<br>સાહિત્યતીર્થ

# ઉપકૃતિ સ્મરણ

भव एव वटः प्रोक्तस्तत्पतिः परमेश्वरः ।
तमेव नौमि देवेशं श्रीशं वटपतिं प्रभुम् ॥

અનાદિ તથા અનંત ઐશ્વર્યથી યુક્ત એવા શ્રીહરિએ રચેલા અપાર વૈભવના ધામરૂપ ત્રિભુવનમાં પોતાના અભ્યુદયના વિષયમાં પ્રયત્ન કરવાના સ્વભાવવાળો કોઇ પણ મનુષ્ય બીજાએ કરેલા ઉપકારની અપેક્ષા વગરનો થઇ પોતાના ઉદયના કારણરૂપ આ લોકનું કે પરલોકનું કોઇ પણ કાર્ય કરવા સમર્થ થતો નથી. શ્રૌત કર્મોને સમજાવનારા નિબંધોએ ઉપદેશેલા દર્શ તથા પૌર્ણમાસ યાગને પરમ પ્રધાનપણું હોવા છતાં પણ તેઓ પ્રયાજ વગેરેની અપેક્ષા વગરના થઇ સ્વર્ગ વગેરે ફળ આપવામાં સર્વથા અસમર્થજ બને છે, અને તેના તેજ યાગ પ્રયાજ વગેરેની અપેક્ષા રાખી સ્વર્ગ વગેરે ફળો આપે છે. કેટલાંક કાર્યો લૌકિક સાહાય્ય વિના સિદ્ધ થાય છે, પરંતુ ત્યાં પણ સર્વ કાર્યો પ્રત્યે સાધારણ સહાયકરૂપ પરમેશ્વર હોવાથી પૂર્વોક્ત કાર્યોમાં તેના સહાયકપણાની કલ્પના કરવી ઉચિત છે; અર્થાત્ બીજાએ કરેલા ઉપકાર વગર કોઇ પણ મનુષ્ય આ લોકના કે પરલોકના ફલના કારણભૂત ક્રિયાઓના સમૂહને કરી શકતો નથી. આ પ્રાણીમાત્રને માટે સાધારણ નિયમ છે, તો પછી હું અસમર્થ બીજાની સહાયતાનો નિરપેક્ષ બની શ્રીદીપિકાટીકાસહિત શ્રીવટપત્યષ્ટક ગ્રંથરૂપ કાર્યનું સંપાદન કરવામાં સમર્થ કેમજ થઇ શકું?

વિક્રમ સંવત્ ૧૯૮૨ની સાલમાં મોક્ષધામ શ્રીકાશીમાં નિવાસના પ્રસંગમાં મેં નિત્યસિદ્ધ ઐશ્વર્યશાળી ભગવાન્ શ્રીવટપતિનું અષ્ટકરૂપ સ્તવન રચેલું હતું. ત્યાર પછી મારે કોઇ કામ પ્રસંગે કલકત્તા જવું થયું. ત્યાંના વીરેન્દ્ર પંડિત શ્રીરાધાકૃષ્ણમિશ્રે પૂર્વોક્ત અષ્ટકપર હિંદી ટીકા લખી, અને તે ટીકાસહિત શ્રીવટપત્યષ્ટકને સંવત્ ૧૯૮૩માં

કલકત્તા સાલકિયા શ્રીસત્યનારાયણ મંદિરના માલિક શેઠ શ્રી ઠાકોરદાસ સુરેકાએ ભગવત્પ્રીત્યર્થં છપાવી પ્રસિદ્ધ કર્યું. ત્યાર પછી કાશીની વિદ્વન્મંડલીપર નિરીક્ષણ માટે તે મોકલ્યું. ત્યારબાદ કેટલાએક સ્નેહી વિદ્વાન્ મિત્રોના અનુરોધથી શ્રીવટપત્યષ્ટકપર દીપિકા નામની ટીકા લખવામાં આવી, અને તેને છપાવવાની ઘણા જિજ્ઞાસુઓની ઇચ્છા થતાં શ્રીપયઃસર (દૂધરેજ) શ્રીવટપતિપીઠાધીશ્વર પૂજ્યપાદ મહંત મહારાજશ્રી ૧૦૮ જીવરામદાસજી મહારાજે મૂળી ગામના રહીશ વેદાંતવ્યાકરણતીર્થ વે. શા. સં. શ્રીમાન્ શાસ્ત્રી અમૃતલાલભાઇ દ્વારા મુંબઇ નિર્ણયસાગર પ્રેસમાં સંવત્ ૧૯૮૬ની સાલમાં છપાવ્યું. ત્યાર પછી કેટલાએક ગુર્જરભાષાભાષી જિજ્ઞાસુઓની પૂર્ણ ઇચ્છાથી દીપિકાટીકાસહિત શ્રીવટપત્યષ્ટકનો ગુજરાતીભાષામાં અનુવાદ કરવાની ઇચ્છા થઇ. તે સમયે મને નેત્રદોષ હોવાથી તે કાર્ય મારે માટે અશક્ય થયું, તેથી શ્રીજામનગર (લઘુ કાશી )ના પ્રાચીન પંડિત પદવાક્યપ્રમાણપારંગત પૂજ્ય શ્રીકેશવજી શાસ્ત્રીજીના પટ્ટ શિષ્ય વિદ્વચ્છિરોમણિ, નિખિલદર્શનાલંકાર, અનેક અતિદુરૂહ (દુર્ભેદ્ય) સંસ્કૃત નિબંધોનો ગુર્જર ભાષામાં અનુવાદ કરનાર શાસ્ત્રીજી શ્રી કાલિદાસજી મહોદયજીના સુપુત્ર વેદાંતવિશારદ શાસ્ત્રિવર્ય શ્રી હરિલાલ શાસ્ત્રીજીને શ્રી દીપિકાટીકોપેત શ્રીવટપત્યષ્ટકના ગુર્જર ભાષામાં અનુવાદ માટે સપ્રેમ નિવેદન કરતાં તેઓશ્રીએ તે કરી આપ્યો. અનુવાદમાં મૂલગ્રંથની આનુપૂર્વી પ્રમાણે (મૂલગ્રંથના ક્રમને નહિ છોડી) અર્થ લખી તે તે સ્થળે વિશષ વિવેચનરૂપે ટિપ્પણ પણ બહુ યોગ્ય લખેલ છે. શ્રીમાન્ શાસ્ત્રીજીએ પોતાના પૂજ્ય પિતાશ્રી પાસે વ્યાકરણ, સાહિત્ય, ન્યાય અને ઉભયમીમાંસાનું સારી રીતે અધ્યયન કર્યું છે. તેઓશ્રીએ પદવાક્યપ્રમાણપારંગત શ્રીમધુસૂદન સરસ્વતીકૃતશ્રીગીતાની માધુસૂદની ટીકાનો ગુર્જર ભાષામાં અનુવાદ કર્યો છે, તો પછી સટીક શ્રીવટપત્યષ્ટકનો ગુર્જર અનુવાદ કરવો તેઓશ્રી માટે દુષ્કર નથી. શાસ્ત્રીજી હરિલાલભાઇ બહુ સાત્ત્વિક પ્રકૃતિના હોઇ પોતાની અપૂર્વ યોગ્યતાને પ્રાયઃ પ્રસિદ્ધ કરતા નથી.

ગુર્જર ટીકા લખ્યા પછી છપાવવાનો સંકલ્પ થતાં એક સમય જામનગર શ્રીઆનંદાશ્રમ ગોપાલભવનમાં પધારેલા બ્રહ્મનિષ્ઠ પ્રાતઃસ્મરણીય સ્વનામધન્ય ગુરૂવર્યશ્રી જ્ઞાનગોદડિયા સ્વામી ( શ્રીપ્રકાશાનંદજી) મહારાજશ્રીના ચરણોમાં પુસ્તક છપાવવાની ઇચ્છા પ્રકાશિત કરતાં, તેઓશ્રીના આદેશાનુસાર ઝાલાવાડદેશાંતર્ગત શ્રીસૂર્યવંશીય શ્રીહરપાલદેવમખવાનપરંપરાગત અખંડપ્રૌઢપ્રતાપ ગોબ્રાહ્મણપ્રતિપાલક વેદવિહિતસદાચારનિષ્ઠ ધર્મપ્રાણ નેક નામદાર લીંબડીના ઠાકોર સાહેબ મહારાણાશ્રી સર દોલતસિંહજી કે. સી. આઇ. ઇ. સાહેબ બહાદુરશ્રીએ પોતાના સ્વર્ગીય પૌત્રશ્રી શુભસ્મરણાવશિષ્ટ કુમારશ્રી રામરાજેંદ્રસિંહજીસ્મારક ગ્રંથમાલામાં છઠ્ઠા પુષ્પ તરીકે સ્થાન આપી પ્રસ્તુત પુસ્તકને ભગવત્પ્રીત્યર્થ છપાવી પ્રસિદ્ધ કરેલ છે. તેઓ નામદારના કોટિશઃ ઉપકાર માનું છું. વળી બ્રહ્મનિષ્ઠ શ્રીમદ્ યોગીન્દ્ર અન્નદગુરૂપીઠાધીશ્વર પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય ગુરૂદેવજી શ્રીરામપ્રસાદજી મહારાજની અનુકંપાથી પ્રકૃત પુસ્તકના સંપાદનનું કાર્ય નિર્વિઘ્ન સમાપ્ત થયું છે, તો એઓશ્રીનો, તેમજ કાશીના તથા અન્ય સ્થળોના પણ ધુરંધર વિદ્વાનોએ આ પુસ્તક માટે જે જે અભિપ્રાયો આપ્યા છે, તે સર્વ મહાનુભાવોનો પરમ ઉપકાર માનું છું. સર્વનું ભગવાન્ શ્રીવટપતિ મંગળ કરો એમ ઇચ્છું છું **इति शम् ।**

**શ્રી અન્નદગુરૂવરાશ્રમ,**
ગોપાલભવન, આનંદ રોડ—**જામનગર**
સંવત્ ૧૯૯૩ના માઘ સુદ પૂનમ
શુક્રવાર

—: નિવેદક :—
આપ સર્વના ઉપકૃત
**માયાપ્રસાદના**
શ્રીસીતેશસ્મરણ

# गुर्जरानुवादसमेतसटीकश्रीवटपत्यष्टकविषयानुक्रमणिका ।


| | विषयः | पृ० |
|---|---|---|
| १ | श्रीषट्प्रज्ञनामनिर्वचनम् । | १ |
| २ | प्रथमः श्लोकः । | २–६० |
| ३ | श्रीषट्प्रज्ञनामाभिधेयपरिचयः । | २ |
| ४ | दीपिकामङ्गलश्लोकाः । | ३–४ |
| ५ | अनुवादमङ्गलश्लोकौ । | ३ |
| ६ | शाण्डिल्यमहर्ष्युक्तं भक्तिस्वरूपम् । | ५ |
| ७ | साध्यसाधनभेदेन द्विविधा भक्तिः । | ५ |
| ८ | साधनरूपभक्तेर्नव भेदाः । | ५ |
| ९ | श्रवणकीर्तनस्मरणपादसेवननामानो भक्तिभेदाः । | ६ |
| १० | अर्चनवन्दनदास्यसख्यात्मनिवेदननामानो भक्तिभेदाः । | ७ |
| ११ | साध्यरूपा भक्तिः । | ८ |
| १२ | श्रीवटपतिनामनिर्वचनम् । | ९ |
| १३ | तटस्थस्वरूपलक्षणाभ्यां श्रीवटपतिस्वरूपनिरूपणम् । | १० |
| १४ | श्रीभगवत्संकल्पपूर्विका सृष्टिः । | ११ |
| १५ | ब्रह्मणस्तटस्थलक्षणलक्षणम् । | १२–१८ |
| १६ | ब्रह्मणः स्वरूपलक्षणलक्षणम् । | १८–२६ |
| १७ | सृष्टिक्रमः । | २६–२७ |
| १८ | देवशब्दस्य विष्णुपरत्वम् । | २८ |
| १९ | परमेश्वरस्य बहुरूपवत्त्वम् । | २८ |
| २० | प्रथमश्लोकद्वितीयपादघटकफलशब्दस्यार्थः । | २९–३० |
| २१ | ब्रह्मण एवोपाधिवशेन शासितृभोक्तृभावः । | ३१ |
| २२ | प्रतिबिम्बवादः । | ३१–४० |
| २३ | अवच्छेदवादः । | ४०–४२ |

| विषयः | पृ० |
|---|---|
| २४ प्रतिबिम्बवादावच्छेदवादयोस्तुल्यदोषत्वम् । | ४२–४५ |
| २५ अविकृतब्रह्मण एवाविद्यया जीवभावः । | ४५–४६ |
| २६ जीवपरिमाणरूपयोर्बहुवादिविप्रतिपत्तयः । | ४६–४७ |
| २७ परमेश्वरविषयिण्यो बहुविप्रतिपत्तयः । | ४७–४८ |
| २८ पूजनोपचारवैविध्यम् । | ४९–५२ |
| २९ सावधिकनिरवधिकानन्दनिरूपणम् । | ५२–५३ |
| ३० ब्रह्मण उपनिषद्वेद्यता । | ५३–५९ |
| ३१ द्वितीयः श्लोकः । | ६०–१४६ |
| ३२ ज्ञानानन्दयोरात्मगुणत्वमधिकृत्य पूर्वपक्षः । | ६१–६२ |
| ३३ ज्ञानानन्दयोर्नात्मगुणत्वं किंत्वात्मस्वरूपत्वमित्युत्तरपक्षः । | ६२–७३ |
| ३४ ब्रह्मणोऽभिन्ननिमित्तोपादानत्वम् । | ७४ |
| ३५ जगत्कारणत्वे सांख्यन्यायमतनिरूपणम् । | ७४–७६ |
| ३६ उत्पत्तिक्रमः । | ७७–७८ |
| ३७ पञ्चीकरणप्रकारः । | ७९ |
| ३८ लिङ्गशरीरस्योत्पत्तिः । | ८० |
| ३९ ब्रह्माण्डस्योत्पत्तिः । | ८० |
| ४० चतुर्विधशरीरोत्पत्तिः । | ८० |
| ४१ भगवान् एव सृष्टिस्थितिलयकर्तृत्वम् । | ८१ |
| ४२ प्रलयचातुर्विध्यम् । | ८२–८६ |
| ४३ विश्वमतात्त्विकम् । | ८७ |
| ४४ अज्ञानं नाभावरूपं किंतु भावरूपम् । | ८८–८९ |
| ४५ अज्ञानस्य लक्षणम् । | ९० |
| ४६ अज्ञानस्यानिर्वचनीयत्वम् । | ९१–९३ |
| ४७ सिद्धान्ताभिमताज्ञानलक्षणम् । | ९३–९५ |
| ४८ अज्ञानोद्भूतविश्वस्य मिथ्यात्वम् । | ९६–९७ |

| | विषयः | पृ० |
|---|---|---|
| ४९ | मिथ्याभूतप्रपञ्चेन ब्रह्मणो न सद्वितीयत्वम् | ९८–१०० |
| ५० | जगदुपादानत्वविषयकं मतत्रैविध्यम् । | १००–१०९ |
| ५१ | भ्रमज्ञानसिद्धिः । | ११०–११७ |
| ५२ | व्यावहारिकप्रातिभासिकपदार्थयोर्भेदः । | ११७–११८ |
| ५३ | ब्रह्मणि सर्वं विश्वं कल्पितम् । | ११८–१२१ |
| ५४ | निर्गुणब्रह्मोपासनसांख्ययोरधिकारिभेदेन ब्रह्मविद्याप्राप्त्युपायत्वम् । | १२२–१२७ |
| ५५ | ब्रह्मसाक्षात्कारे मनसः करणत्वमिति भामतीकाराः । | १२७–१३० |
| ५६ | ब्रह्मसाक्षात्कारे महावाक्यानां करणत्वमिति पद्मपादाचार्याः । | १३०–१३२ |
| ५७ | ऋग्यजुःसामाथर्वमहावाक्यानि । | १३२–१४४ |
| ५८ | महावाक्यानामपरोक्षज्ञानजनकत्वम् । | १४५–१४६ |
| ५९ | तृतीयः श्लोकः । | १४७–१५३ |
| ६० | ब्रह्मणः पुराणत्वम् । | १४७ |
| ६१ | ब्रह्मणोऽन्तर्यामित्वम् । | १४७–१४९ |
| ६२ | ब्रह्मणः साक्षित्वम् । | १४९ |
| ६३ | उपाधिलक्षणम् । | १५०–१५१ |
| ६४ | साक्षिणोऽज्ञानादीनां प्रकाशकत्वम् । | १५२ |
| ६५ | चैतन्यस्य सुखरूपत्वम् । | १५३ |
| ६६ | चतुर्थः श्लोकः । | १५४–१६७ |
| ६७ | योगाभिमतमविद्यालक्षणं तद्व्याख्यानं च । | १५५–१५९ |
| ६८ | दुःखस्य त्रैविध्यम् । | १६०–१६२ |
| ६९ | संसारार्णवो भगवदाराधनेन तत्त्वज्ञानेन च तरणीयः । | १६३–१६७ |
| ७० | आनुश्रविकोऽपि कर्मकलाप ऐहिककर्मकलाप इवाविशुद्धिक्षयातिशययुक्तः । | १६७ |

| | विषयः | पृ० |
|---|---|---|
| ७१ | पञ्चमः श्लोकः | १६८–१८३ |
| ७२ | देहजुगुप्सा । | १६८–१६९ |
| ७३ | शरीरस्य सर्वा अवस्था दुःखरूपाः । | १६९–१७३ |
| ७४ | रमणीयरामाया अपि दुःखरूपत्वम् । | १७४–१७५ |
| ७५ | वार्ष्यायण्याचार्यसंमताः षड् भावविकाराः । | १७६ |
| ७६ | पञ्च क्लेशाः । | १७७–१७८ |
| ७७ | पञ्चानां क्लेशानामपि प्रसुप्ततनुविच्छिन्नोदारभेदेन चातुर्विध्यम् । | १७८–१८२ |
| ७८ | षष्ठः श्लोकः । | १८३–२०५ |
| ७९ | अवैदिकानि षट् शास्त्राणि । | १८४–१८८ |
| ८० | वैदिकानि षड् दर्शनानि । | १८८–२०५ |
| ८१ | योगस्य द्विविधानि फलानि । विद्यामयान्यविद्यामयानि च । | १९४–१९५ |
| ८२ | सगुणब्रह्मवादिनो निर्गुणब्रह्मवादिनश्च । | १९६–२०५ |
| ८३ | एकदेशिमते मुक्तेश्चातुर्विध्यम् । | २०१ |
| ८४ | निर्गुणब्रह्मवादिनां मोक्षप्रकारः । | २०२ |
| ८५ | जीवन्मुक्तिर्विदेहमुक्तिश्च । | २०३–२०४ |
| ८६ | शैवादिनिर्गुणब्रह्मोपासकानां मोक्षविचार इतरभेदवादिमोक्षविचारेष्वन्तर्भवति । | २०५ |
| ८७ | सप्तमः श्लोकः । | २०६–२१२ |
| ८८ | सगुणब्रह्मकृतोपकारज्ञस्य स्तोतुः सगुणविषयिणी श्रद्धा । | २०६ |
| ८९ | निर्गुणब्रह्मस्वरूपबोधकश्रुतयः । | २०६–२०८ |
| ९० | श्रीविष्णुशिवयोरभेदः । | २०८–२१२ |
| ९१ | अष्टमः श्लोकः । | २१३–२४८ |
| ९२ | जगति परमात्मस्वरूपस्य संसर्गाध्यासः । | २१३–२१५ |

| विषयः | | पृ० |
|---|---|---|
| ९३ | तार्किकैर्नित्यत्वेनाभिमतानामाकाशादिपदार्थानामुत्पत्तिमत्त्वम् । | २१६ |
| ९४ | जगतो मिथ्यात्वं लक्षणप्रमाणाभ्यां न कथंचन सिध्यतीति पूर्वपक्षः । | २१७–२२७ |
| ९५ | जगतो मिथ्यात्वं लक्षणप्रमाणाभ्यां सिध्यतीत्युत्तरपक्षः । | २२७–२४८ |
| ९६ | श्रीवटपतिस्तोत्रोपसंहारश्लोकौ । | २४८–२५० |
| ९७ | भक्तानुग्रहकाम्यया परमेश्वरस्य रामकृष्णशिवादिविग्रहाः । | २४९ |
| ९८ | सर्वप्राणिहृदये परमेश्वरस्य सामान्यान्तर्यामिरूपावस्थितिमनूद्य ग्रन्थकर्तुः स्वमानसे विशेषरूपप्रकाशप्रार्थनम् । | २४९ |
| ९९ | श्रीवटपतिस्तोत्रफलश्रुतिश्लोकौ । | २५१–२५२ |
| १०० | दीपिकोपसंहारश्लोकषट्कम् । | २५३–२५४ |
| १०१ | गुर्जरानुवादोपसंहारश्लोकौ । | २५६ |



## आ ग्रंथने अंते आपेला शुद्धिपत्रकनुं अनुसंधान

| पृ० | पंक्ति | अशुद्ध | शुद्ध |
|---|---|---|---|
| १९२ | ११ | પ્રભાકર | કુમારિલ |
| २४९ | ७ | शुद्धस्य | शुद्धस्य |
| २५२ | १० | दुख | दुःख |

### मुखपृष्ठथी भूमिका सुधी

| | | | |
|---|---|---|---|
| ७ | १९ | માટ | માટે |
| १२ | २४ | શ્રતિઓ | શ્રુતિઓ |

### अभिप्रायथी अनुक्रमणिका सुधी

| | | | |
|---|---|---|---|
| ५ | १६ | निममो | निर्ममो |
| ७ | २३ | થા । રી ચ સ ત | તથા સંચારી |
| १४ | २१ | ( कारा | (काशी) |
| १५ | ८ | લેકો | લોકો |
| १६ | १९ | ० वदुष्य | ० वैदुष्य |
| १७ | १ | ०वगाहन | ० वगाहनं |
| २४ | १ | સમયમા | સમયમાં |
| २६ | ८ | लेखक | लेखकः |
| २६ | १५ | सत | सत् |
| ३० | १० | છટા | છટ્ઠા |

श्रीगणेशाय नमः ।

श्रीवटपतये नमः । श्रीषट्प्रज्ञगुरवे नमः

वेदान्ततीर्थपण्डितवर्यश्रीमायारामप्रणीतं

# श्रीवटपत्यष्टकम्

स्वविरचितदीपिकाख्यटीकासंवलितं विद्वच्छिरोभूषणनिखिल-
दर्शनालङ्कारश्रीकालिदासशास्त्र्यात्मजहरिलालशास्त्रि-
रचितसटीकमूलग्रन्थगुर्जरानुवादसमेतं च ।



શ્રીગણપતિને પ્રણામ.

શ્રીવટપતિને પ્રણામ. શ્રીષટ્પ્રજ્ઞ[1] ગુરુને પ્રણામ.

વેદાન્તતીર્થ પંડિતવર્ય શ્રીમાયારામજીએ રચેલું

# ( શ્રીવટપત્યષ્ટક )

તથા તેઓશ્રીએ રચેલી દીપિકા નામની ટીકા અને વિદ્વાનોનાં મસ્તકોના
આભૂષણરૂપ તેમજ સઘળાં દર્શનોરૂપ અલંકારવાળા શ્રીકાલિદાસ
શાસ્ત્રીના પુત્ર શાસ્ત્રી હરિલાલે મૂલગ્રન્થયુક્ત ટીકાના રચેલા
ગુજરાતી અનુવાદ સહિત.

---

૧ 'ષટ્પ્રજ્ઞ' શબ્દની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે છેઃ—

तितिक्षोपरतिः श्रद्धा समाधानं शमो दमः ।
षष्ठु प्रज्ञा च यस्यास्ति स षट्प्रज्ञः प्रकीर्तितः ॥

भवं सृष्ट्वा देवः स्वयमिह निविष्टो भवमुखे
सहस्रास्यो भूत्वा फलमनुभवञ्छास्त्यविकृतः ।
परं देवैः सेव्यं रसमुपनिषद्वेद्यममितं
नमामि श्रीनाथं भवभयहरं श्रीवटपतिम् ॥१॥

જે દેવે જાતે આ સંસાર રચી તે સંસારરૂપ પોતાના પ્રવેશ કરવાના દ્વારમાં પ્રવેશ કર્યો છે, અને જે દેવ હજાર મુખવાળા થઇ તથા નિર્વિકાર રહી જીવોરૂપે ફલનો અનુભવ કરતાં તેઓને પોતપોતાનાં કર્મોમાં પ્રેરે છે, તે અન્ય દેવોએ સેવવા યોગ્ય, ઉપનિષદોથી જણાય એવા, નિરવધિ આનંદસ્વરૂપ અને સંસારરૂપ ભયને હરનારા લક્ષ્મીના પતિ શ્રીવટપતિ નારાયણ ભગવાનને પ્રણામ કરૂં છું. ૧

---

તિતિક્ષા, ઉપરામ, શ્રદ્ધા, સમાધાન, શમ તથા દમ એ છ પ્રાપ્ત કરવામાં જેની બુદ્ધિની પ્રવૃત્તિ હોય તે ષટ્પ્રજ્ઞ કહેવાય છે.

ઝાલા વંશના કુંભાજીના કુમાર યોગરાજના પુત્ર સામતસિંહજીએ યાદવ સ્વામીજીની દીક્ષા લેતાં 'ષટ્પ્રજ્ઞ સ્વામી' એવું નામ ધારણ કર્યું. તેઓશ્રીએ પોતાના દાદા ગુરુ રઘુનાથ સ્વામીએ સ્થાપેલ આશ્રમમાં રહી દૂધરેજના પાદરમાં વડવાઇનો એક કકડો રોપ્યો હતો. તે વૃદ્ધિ પામી મહાન્ વટવૃક્ષ થયું. એ વટવૃક્ષને લીધે ઉપર જણાવેલો આશ્રમ 'વડવાળાનું ધામ' કહેવાય છે, અને સમીપમાં સ્થાપિત વિષ્ણુ ભગવાન્ 'વટપતિ' એ નામથી પ્રસિદ્ધિ પામ્યા છે.

(શ્રીસત્પુરુષચરિત્રપ્રકાશ. પ્રથમ ભાગ. આદિ શબ્દ, તથા મયૂખ ૧૭મો)

## अथ दीपिका टीका ।

भव एव वटः प्रोक्तस्तत्पतिः परमेश्वरः ।
तमेव नौमि देवेशं श्रीशं वटपतिं प्रभुम् ॥ १ ॥
प्रधानं वै मूलं भववटतरोर्लोकसुभृतो
महत्तत्त्वं स्कन्धोऽहमिति गदितः कोटरनिभः ।
सुशाखा भूतानि प्रचुरविषयाः पर्णसदृशाः
फले दुःखादुःखे स जयतु निदानं वटपतिः ॥२॥

---

**निगमागममर्मज्ञान्वाग्देव्या स्वाङ्कलालितान् ।**
**प्रणम्य तानपादांश्च ध्यात्वा वटपतिं प्रभुम् ॥१॥**
**हरिलालाभिधः शास्त्री तत्कृपेक्षणभागहम् ।**
**वटपत्यष्टकव्याख्यां कुर्वे गुर्जरभाषया ॥ २ ॥**

વેદશાસ્ત્રોનાં મર્મોને જાણનારા તથા સરસ્વતી દેવીએ પોતાના ખોળામાં લઇ લાડથી ઉછેરેલા મારા પિતા શ્રીકાલિદાસ શાસ્ત્રીને પ્રણામ કરી, તથા શ્રીનારાયણ ભગવાન્ વટપતિ પ્રભુનું ધ્યાન ધરી તેઓશ્રીની કૃપાદૃષ્ટિનું સેવન કરનાર હું હરિલાલ શાસ્ત્રી શ્રીવટપત્યષ્ટકનો ગુજરાતી ભાષામાં અનુવાદ કરૂં છું. ૧,૨.

હવે દીપિકા ટીકાનો આરંભ કરવામાં આવે છેઃ—

સંસારનેજ વટ (વડ) કહ્યો છે. તે સંસારરૂપ વટવૃક્ષના પતિ એટલે તેનું પાલન કરનાર પરમેશ્વર છે. તેજ દેવના પણ દેવ, અને લક્ષ્મીના પતિ શ્રીવટપતિ પ્રભુની હું સ્તુતિ કરૂં છું. ૧

લોકને સારી રીતે ધારી રાખનાર સંસારરૂપ વટવૃક્ષનું પ્રધાન મૂળ છે, મહત્તત્ત્વ થડ છે, અહંકાર એ નામનું તત્ત્વ બખોલ જેવું છે, પાંચ મહાભૂતો સારી શાખાઓ છે, ઘણા વિષયો પાંદડાં જેવા છે, અને સુખ તથા દુઃખ ફળો છે. આ વટવૃક્ષના આદિ કારણભૂત પ્રસિદ્ધ શ્રીવટપતિ પ્રભુ જય પામો. ૨

भवजोऽस्तु सुभव्याय सदा सिद्धिकरः सताम् ।
शिवाङ्कस्थशिवाङ्कस्थः पितृभालेन्दुलुब्धधीः ॥३॥
पयःसरःसुपीठस्थान्देवान्स्मृत्वा निरन्तरम् ।
सषट्प्रश्नं वटेशं वै नत्वा च मोक्षदायकम् ॥४॥
पदकञ्जनतिं कृत्वा माधवरघुवीरयोः ।
वटपत्यष्टकव्याख्यां मायारामः करोम्यहम् ॥ ५ ॥

इह खलु निखिलक्लेशपूर्णभवार्णवे निमग्नानां ज्ञानोपायविवेकाद्यष्टसाधनशून्यानां श्रौतस्मार्तकर्मविवर्जितानां द्रुताद्रुतचित्तानामुपनयनादिसंस्कारासंस्कृतत्वेन ज्ञानेऽनधिकृतानां

---

સદા સત્પુરુષોનાં કાર્યોની સિદ્ધિ કરનાર, શ્રીમહાદેવના ખોળામાં રહેલાં પાર્વતીજીના ખોળામાં બેઠેલા, અને પિતાના કપાળમાં રહેલા ચંદ્રમાને પકડી લેવામાં જેની બુદ્ધિ લોભાયેલી છે એવા શ્રીબાલગણપતિ સારા કલ્યાણને માટે થાઓ. ૩

દૂધરેજના સુંદર ધામમાં રહેલા દેવોનું નિરંતર સ્મરણ કરી, મોક્ષને આપનારા ષટ્પ્રશ્ન ગુરુને તથા વટપતિને પ્રણામ કરી, અને શ્રીકૃષ્ણ તથા રામચંદ્રજીનાં [બીજા પક્ષમાં માધવદાસ તથા રઘુવરદાસ ગુરુઓનાં] ચરણકમળમાં વંદન કરી હું માયારામ શ્રીવટપત્યષ્ટકની ટીકા કરૂં છું. ૪,૫

"આ સઘળા કલેશોથી ભરેલા સંસાર રૂપ સાગરમાં ડુબેલા, જ્ઞાનના ઉપાયભૂત વિવેક, વૈરાગ્ય, શમાદિષટ્સંપત્તિ, મુમુક્ષતા, શ્રવણ, મનન, નિદિધ્યાસન તથા **તત્** તેમજ **ત્વમ્** પદનું શોધન એ આઠ સાધનોથી રહિત, શ્રુતિમાં તથા સ્મૃતિમાં કહેલાં કર્મોથી ભ્રષ્ટ, કાંઇક ભાવથી આર્દ્ર, અને કાંઇક ભાવથી આર્દ્ર નહિ એવા ચિત્તવાળા, ઉપનયન વગેરે સંસ્કારોથી શુદ્ધ નહિ થયેલા, જ્ઞાનના અધિકાર વગરના, પંચાગ્નિ તથા પ્રાણ વગેરેની ઉપાસનાથી

पञ्चाग्निप्राणाद्युपास्तिरहितानामपराधसहस्रभाजनानां मर्त्यानां को हि निःश्रेयसकरः सूपायो भवितुमर्हति, येनाभयं प्राप्य मानवा निर्भया भवेयुरिति चेदत्र तैलधारावदविच्छिन्नभगवदेकाकारप्रत्ययपरम्परात्मकैकाग्रतानिपुणा मनस्विनः परमभागवतानामग्रगण्या भगवन्तः शाण्डिल्यमहर्षयः' सा परानुरक्तिरीश्वरे' इत्यादि सूत्रैर्भक्तिरेव परमनिःश्रेयसकरी मानवानामिति बोधयन्ति । सा च साध्यसाधनभेदेन द्विविधा । तत्र श्रवणादिनवलक्षणा साधनरूपा । तदुक्तं भागवते सप्तमस्कन्धपञ्चमाध्याये प्रह्लादेन स्वपितरं प्रति—

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥ १ ॥

---

શૂન્ય, અને હજારો અપરાધોના પાત્રરૂપ મનુષ્યોને જેથી તેઓ અભય પામી નિર્ભય થાય એવો મોક્ષ આપનારો કયો સારો ઉપાય હોવો જોઇએ ?" એમ જો કહેવામાં આવે તો અહિં તેલની ધારાની પેઠે ખાંચ નહિ પામતી કેવળ ભગવાન્નાજ આકારને પકડતાં જ્ઞાનોની પરંપરારૂપ એકાગ્રતામાં નિપુણ, શુભ મનવાળા, પરમ વૈષ્ણવોમાં પ્રથમ ગણવા યોગ્ય ભગવાન્ શાંડિલ્ય મહર્ષિ "મનુષ્યોને 'ઇશ્વરમાં પરમ પ્રેમ એ ભક્તિ છે' ઇત્યાદિ સૂત્રોવડે ભક્તિજ મોક્ષ આપનારી છે" એમ સમજાવે છે. સાધ્ય તથા સાધન એવા ભેદથી તે બે પ્રકારની છે. ત્યાં શ્રવણ વગેરે નવ લક્ષણવાળી ભક્તિ સાધનરૂપ છે. શ્રીભાગવતમાં સાતમા સ્કંધના પાંચમા અધ્યાય વિષે પ્રહ્લાદે પોતાના પિતા પ્રત્યે તે કહ્યું છે કે—

જો મનુષ્ય વિષ્ણુનું શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણસેવન, પૂજન, વંદન (પ્રણામ, દાસપણું, મિત્રપણું તથા આત્મસમર્પણ એ નવ

इति पुंसार्पिता विष्णौ भक्तिश्चेन्नवलक्षणा ।
क्रियते भगवत्यद्धा तन्मन्येऽधीतमुत्तमम् ॥ २ ॥ इति ।

तत्र भगवज्जन्मस्तोत्रादीनां श्रद्धयाकर्णनं श्रवणम् । 'भद्रं कर्णेभिः शृणुयाम देवाः' 'शृण्वन्सुभद्राणि रथाङ्गपाणेर्जन्मानि कर्माणि च यानि लोके' इत्यादौ श्रीहरिजन्मकर्मणां श्रवणविषयत्वोक्तेः । कीर्तनं नाम श्रद्धया श्रीहरिनामकर्मस्तोत्रादीनां कथनम् । स्मरणं नाम श्रद्धया भगवत्स्वरूपलीलापरिकरादीनां चिन्तनम् । 'स्मरन्तः स्मारयन्तश्च मिथोऽघौघहरं हरिम्' 'स्मरन्ति नन्दन्ति तवेहितं जनाः' इत्यादौ स्मरणविषयत्वोक्तेः । पादसेवनं नाम निरन्तरं श्रद्धया परिचर्या । अत्र पादसेवनशब्देन

---

પ્રકારની ભકિતનું સાક્ષાત્ વિષ્ણુને અર્પણ કરે તો તે ઉત્તમ પ્રકારનું અધ્યયન છે.

ત્યાં શ્રીભગવાન્નાં જન્મસ્તોત્ર વગેરેને શ્રદ્ધાથી સાંભળવાં એ શ્રવણ છે; કેમકે **भद्रं कर्णेभिः**......(હે દેવો, અમે કાનોથી શુભ સાંભળીએ) તથા **शृण्वन्**......(આ લોકમાં શ્રીવિષ્ણુનાં જે અત્યંત શુભ જન્મો તથા કર્મો છે તેને સાંભળતો) ઇત્યાદિમાં શ્રીવિષ્ણુનાં જન્મ તથા કર્મોનું શ્રવણના વિષયપણું કહ્યું છે. શ્રદ્ધાથી શ્રીવિષ્ણુનાં નામ તથા કર્મોનાં સ્તોત્રો વગેરેનું કથન એ કીર્તન છે. ભગવાન્નાં સ્વરૂપો, લીલા તથા લીલાસામગ્રી વગેરેનું શ્રદ્ધા વડે ચિંતન એ સ્મરણ છે; કેમકે **स्मरन्तः**......[પાપોના સમૂહને હરનારા હરિનું પરસ્પર સ્મરણ કરતા તથા સ્મરણ કરાવતા], **स्मरन्ति**......[લોકો આપના ચરિત્રનું સ્મરણ કરે છે તથા સ્મરણ કરી રાજી થાય છે] ઇત્યાદિમાં ભગવાન્નાં સ્વરૂપ તથા લીલા વગેરેનું સ્મરણના વિષયપણું કહ્યું છે. નિરંતર શ્રદ્ધાવડે ભગવાન્ની સેવા એ પાદસેવન છે. અહિં 'પાદસેવન' શબ્દથી સઘળી

सर्वापि परिचर्या बोध्या, न तु चरणसेवामात्रम् । अत एव भगवान्नारदोऽपि पादपदं परित्यज्य सेवामात्रमुक्तवान् । 'श्रवणं कीर्तनं चास्य स्मरणं महतां गतेः । सेवेज्यार्चानतिर्दास्यं सख्यमात्मनिवेदनम् ॥ नृणामयं परो धर्मः सर्वेषां समुदाहृतः' इति । परमश्रद्धया माहात्म्यमवबुध्य लोकविलक्षणोपचारकरणमर्चनम् । वन्दनं स्वदैन्याविष्कारपूर्वकं श्रद्धया नमनम् । अनन्यगामित्वं दास्यम् । श्रद्धया भगवत्यप्रेरितप्रियकरणं सख्यम् । 'सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शान्तिमृच्छति' इति भगवद्वाक्ये सुहृत्पदार्थस्य सख्यरूपार्थनिर्णयात् । सपरिकरस्यात्मनो भगवत्सेवोपयोगिकरणमात्मनिवेदनम् । परिकरस्तु दारान्सुतान्गृहान्प्राणान्यत्परस्मै निवेदनम् । साध्यरूपा

---

જાતની સેવા સમજવાની છે, પરંતુ માત્ર ચરણની સેવા નહિ. આથીજ ભગવાન્ નારદે પણ **पाद** પદનો ત્યાગ કરી **श्रवणं कीर्तनं**...[મહાત્મા લોકોના શરણરૂપ આ ભગવાનનું શ્રવણ, કીર્તન, સ્મરણ, સેવન, યજન, પૂજન, વંદન, દાસપણું, મિત્રપણું અને આત્મસમર્પણ એ સર્વ મનુષ્યોનો પરમધર્મ કહ્યો છે] એ સ્થળે કેવળ સેવાને કહી છે. ભગવાનના માહાત્મ્યને જાણી પરમ શ્રદ્ધાવડે લોકોમાં જોવામાં નહિ આવતું માન આપવું એ પૂજન છે. પોતાની દીનતાને પ્રકટ કરવા પૂર્વક શ્રદ્ધાથી પ્રણામ કરવા એ વંદન છે. ભગવાન્ સિવાય બીજાનું શરણ નહિ લેવું એ દાસપણું છે. કોઇની પ્રેરણા વગર શ્રદ્ધાવડે ભગવાન્નું પ્રિય કરવું એ મિત્રપણું છે; કારણ કે **सुहृदं**......(સવ પ્રાણીઓના મિત્ર એવા મને જાણી મનુષ્ય શાંતિ પામે છે) એ ભગવાનના વાક્યમાં **सुहृत्** એ પદના અર્થનો નિર્ણય મિત્રપણારૂપ અર્થમાં કર્યો છે. પરિગ્રહ સહિત આત્માનો ભગવાન્ની સેવામાં ઉપયોગ કરવો એ આત્મનિવેદન છે. **दारान्**......(સ્ત્રી, પુત્ર

परमप्रेमस्वरूपा द्वितीया । अत्र भजनमन्तःकरणस्य भगवदाकारतारूपं भक्तिरिति भावव्युत्पत्त्या भक्तिशब्देन साध्यमभिधीयते । तस्य निरतिशयपुमर्थत्वात् । भज्यते–सेव्यते भगदाकारमन्तःकरणं क्रियतेऽनयेति करणव्युत्पत्त्या भक्तिशब्देन श्रवणादिसाधनमप्यभिधीयते । तस्य फलोत्पादकत्वं, न स्वयं फलत्वं पुरुषार्थत्वाभावात् । एवं च फलभक्तेः साधनभूतानां श्रवणादीनां भागवतैरनुष्ठानं कर्तव्यमन्यथा साध्यासिद्धिः स्यात् । तत्र च स्मरणरूपा साधनभक्तिर्भगवत्स्तवनादिचिन्तनरूपा । चिन्तनं च मननम् । भगवन्मनने मानम्—'आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्य' इति श्रुतिवाक्यम् । तथा च

---

તથા ઘર એ ભગવાન્‌ને અર્પી દેવાં એ જે) એ શ્લોકમાં પરિકર બતાવ્યો છે. પરમ પ્રેમ છે સ્વરૂપ જેનું એવી સાધ્યરૂપ ભક્તિ બીજા પ્રકારની છે. અહિં અંતઃકરણનું ભગવાન્ છે આકાર જેનો એવાપણારૂપ ભજન એ ભક્તિ છે. એમ ભાવવ્યુત્પત્તિવડે ભક્તિ શબ્દથી સાધ્ય કહેવામાં આવે છે, કારણ કે તે સાધ્યનું જેનાથી કાંઇપણ ચઢિયાતું નથી એવા પુરૂષાર્થપણું છે. **भज्यते**-સેવાય છે એટલે અતઃકરણ ભગવાન્ છે આકાર જેનો એવું કરવામાં આવે છે આથી, એ કરણવ્યુત્પત્તિવડે ભક્તિશબ્દથી શ્રવણ વગેરે સાધનો પણ કહેવામાં આવે છે. તે શ્રવણ વગેરે સાધનોનું ફલને ઉત્પન્ન કરનારપણું છે, પરંતુ જાતે ફલપણું નથી, કારણ કે તેમાં પુરૂષાર્થપણાનો અભાવ છે. એ પ્રમાણે વૈષ્ણવોએ ફલરૂપ ભક્તિનાં સાધનભૂત શ્રવણ વગેરે કરવાં જોઇએ, નહિ તો સાધ્ય [ભક્તિ]ની સિદ્ધિ થાય નહિ. ત્યાં ભગવાન્‌ની સ્તુતિ વગેરેનું ચિંતન એ સ્મરણરૂપ સાધનભક્તિ છે. ચિંતન એ મનન છે. ભગવાન્‌નું મનન કરવું

भगवन्निष्ठप्रीत्युत्पत्त्यर्थं भगवद्भक्तिरसिकप्राकृतानामुपकाराय च बहुप्राचीनपयःसरःस्थं परमपूज्यश्रीषट्प्रज्ञमुनिसेवितं श्रीमहाविष्णुं वटपतिं स्तौति भवमित्यादिना । अत्र च केदारनाथबदरीनाथेत्यादिवत्पयःसरस्तटस्थो यो महान्वृक्षस्तत्समीपस्थे परमरमणीये मन्दिरे स्थितस्य भगवतो महाविष्णोरभिधानं वटपतिरिति । वटस्य तन्मन्दिरसामीप्याद्वटनाथ इति लोकप्रसिद्ध्या भगवदभिधानं वटपतिरिति । अथवा वटशब्देन संसारवृक्षस्तत्पतिः परमेश्वरो वटपतिः । अथवा वटस्य पत्रस्य पुटे शयानं बालं मुकुन्दं मनसा स्मरामि' इत्यादिस्तोत्रैर्वटपतिर्बालमुकुन्दः । ज्ञानबलैश्वर्यवीर्यशक्तिमन्तं तेजःप्रभृत्यसंख्येयकल्याणगुणगण-

---

એ વિષયમાં **आत्मा वा**......(અરે, આત્માનું દર્શન, શ્રવણ તથા મનન કરવું જોઇએ) એ શ્રુતિવચન પ્રમાણરૂપ છે. તે પ્રમાણે ભગવાન્‌માં સ્થિતિવાળી પ્રીતિને ઉત્પન્ન કરવા માટે તથા ભગવાન્‌ની ભક્તિમાં રસિક એવા સાધારણ લોકોના ઉપકાર માટે ગ્રંથકાર ઘણા પ્રાચીન દૂધરેજમાં રહેલા તથા પરમ પૂજ્ય શ્રીષટ્પ્રજ્ઞ મુનિએ સેવેલા શ્રીમહાવિષ્ણુ વટપતિની **भवम्** ઇત્યાદિથી સ્તુતિ કરે છે. અહિં કેદારનાથ, બદરીનાથ વગેરે ભગવાન્‌નાં નામોની પેઠે દૂધરેજ ધામમાં રહેલું જે મહાન્ વટવૃક્ષ (વડનું ઝાડ) તેની સમીપમાં આવેલા પરમ રમણીય મંદિરમાં બિરાજતા ભગવાન્ મહાવિષ્ણુનું **વટપતિ** એ નામ છે. વટ તે મંદિર નજીક હોવાથી 'વટનાથ' એવી રીતે લોકોમાં પ્રસિદ્ધિ થવાથી 'વટપતિ' એ ભગવાન્‌નું નામ છે. અથવા 'વટ' શબ્દથી સંસારરૂપ વૃક્ષ સમજવું. તેનું પાલન કરનાર પરમેશ્વર એ વટપતિ. અથવા **वटस्य**......(વડનાં પાંદડાંના સંપુટમાં સૂતા બાલમુકુંદનું મનથી સ્મરણ કરૂં છું) ઇત્યાદિ સ્તોત્રોથી વટપતિને બાલમુકુંદ સમજવા. જ્ઞાન, બલ, ઐશ્વર્ય, પ્રભાવ તથા શક્તિવાળા,

महोदधिं वाङ्मनसापरिच्छेद्यस्वरूपं विविधविचित्रभोग्यभोक्तृवर्गपरिपूर्णनिखिलजगदुदयस्थितिलयलीलं ब्रह्मादिदेवमनुष्यध्यानाराधनाद्यगोचरमप्यपारकारुण्यसौशील्यवात्सल्यौदार्यादिविशिष्टमानर्ताऽख्यदिव्यदेशवर्तिपुण्यपयःसरस्तटस्थं श्रीषट्प्रज्ञभक्तिबलस्थितमशेषक्लेशराशिविलयमखिलेश्वरं जगति प्रसिद्धं भगवन्तं भक्तिवशाद्वटेशं नमामि—प्रह्वीभावेन समाश्रयामि । ननु कीदृशोऽसौ वटपतिरिति जिज्ञासायां तटस्थस्वरूपलक्षणाभ्यां तत्स्वरूपं निरूपयति । भवति—उत्पद्यत इति भवः संसारो वियदादिलक्षणः प्रपञ्चस्तं सृष्ट्वा—निर्माय सर्गाऽद्यकाले परमेश्वरः

---

તેજ વગેરે અસંખ્ય કલ્યાણકારી ગુણોના સમૂહોના મહાસાગર, વાણી તથા મનથી નહિ સમજી શકાય એવા સ્વરૂપવાળા, જાતજાતનાં વિચિત્ર ભોગ્ય અને ભોક્તાઓના સમૂહથી પરિપૂર્ણ એવા સઘળા જગત્‌નાં સૃષ્ટિ, સ્થિતિ તથા પ્રલયરૂપ લીલાવાળા, બ્રહ્મા વગેરે દેવો તથા મનુષ્યોનાં ધ્યાન તથા આરાધના વગેરેના વિષયરૂપ નહિ એવા હોવા છતાં પણ અપાર કરુણા, સુશીલતા, દયાળુતા તથા ઉદારતા વગેરેથી યુક્ત, આનર્ત (કાઠિયાવાડ) નામના દિવ્ય દેશમાં આવેલા પવિત્ર દૂધરેજ ધામમાં રહેલા, શ્રીષટ્પ્રજ્ઞ ગુરુની ભક્તિના બળવડે લાંબો કાળ થયાં સ્થિતિવાળા, સઘળાં દુઃખોના સમૂહોનો નાશ કરનારા, સઘળા સ્થાવર જંગમ પદાર્થોના અધિપતિ અને જગત્‌માં પ્રસિદ્ધિ પામેલા ભગવાન્ વટપતિને ભક્તિને લીધે નમું છું, અર્થાત્ નમ્રપણાથી તેનો આશ્રય લઉં છું. એ વટપતિ કેવા છે? એમ જાણવાની ઇચ્છા થતાં તટસ્થ અને સ્વરૂપ એવી રીતે બે જાતનાં લક્ષણોથી તેના સ્વરૂપનું નિરૂપણ કરે છે. **भवति**—ઉત્પન્ન થાય છે એ ભવ એટલે સંસાર અર્થાત્ આકાશ વગેરેરૂપ પ્રપંચ, તેને **सृष्ट्वा**—રચી. સૃષ્ટિના પ્રારંભ-

सृज्यमानप्रपञ्चवैचित्र्यव्यवहारहेतुप्राणिकर्मसहकृतोऽपरिमिता-निरूपितशक्तिविशेषविशिष्टः सन्नामरूपात्मकनिखिलप्रपञ्चं प्रथमं बुद्धावाकलय्येदं करिष्यामीति संकल्पयति । ततः सृष्टिं करोति । अत्र मानम्—"सोऽकामयत । बहु स्यां प्रजायेय" इति । "स तपोऽतप्यत स तपस्तप्त्वा इदꣳ सर्वमसृजत यदिदं किंच" (तै० उ० ब्रह्मवल्ल्याम्) "स ईक्षत लोकान्नु सृजा इति । स इमाँल्लोकानसृजत" (ऐ० उ० २) "तदैक्षत बहु स्यां प्रजायेय" इति (छान्दोग्ये अ० ६) "तन्मनोऽकुरुतात्मन्वी स्यामिति" (बृहदारण्यकोप० अ० ५) इत्यादिश्रुतयः । पुनश्च भवसर्गा-नन्तरं भव एव मुखं स्वप्रवेशद्वारं तस्मिन्भवमुखे निविष्टः-प्रविष्टः। एतच्च "तत्सृष्ट्वा तदेवानुप्राविशत्" (तै० उ० ब्र०) "सेयं

કાળમાં પરમેશ્વર, સરજવામાં આવતા જગત્‌ની વિચિત્રતાના વ્યવહારના કારણરૂપ પ્રાણીઓનાં કર્મોના સહકારવાળો તથા અગણિત તેમજ અનિ-ર્વર્ણનીય અમુક શક્તિઓવાળો હોતાં નામરૂપાત્મક સઘળા જગત્‌ને પ્રથમ બુદ્ધિમાં સમજી લઇ 'આ કરીશ' એમ સંકલ્પ કરે છે, અને ત્યાર પછી સૃષ્ટિ કરે છે. અહિં **सो**...(તેણે ઇચ્છા કરી), **बहु**...(હું ઘણારૂપે થાઉં, અને ઉત્પન્ન થાઉં), **स तपो**...(તેણે તપ કર્યું. તેણે તપ કરી, જે આ કાંઇ છે તે આ સઘળું સરજ્યું), **स ईक्षत**...('હું લોકોને સરજું') એમ તેણે વિચાર કર્યો. તેણે આ લોકો સરજ્યા), **तदैक्षत**...('હું ઘણા-રૂપે થાઉં અને ઉત્પન્ન થાઉં' એમ તેણે વિચાર કર્યો), **तन्मनो**...તેણે મન કર્યું કે હું સર્વત્ર આત્માવાળો થાઉં) ઇત્યાદિ શ્રુતિઓ પ્રમાણભૂત છે. વળી સંસારને સરજ્યા પછી સંસાર એજ મુખ એટલે પોતાના પ્રવેશનું દ્વાર તેમાં–સંસારરૂપ મુખમાં નિવિષ્ટ એટલે પેઠેલો છે. **तत्सृष्ट्वा** (તેને સરજી તેણે તેમાંજ પ્રવેશ કર્યો), **सेयं**...(તે દેવે વિચાર કર્યો કે રે!

देवतैक्षत हन्ताहमिमास्तिस्रो देवता अनेन जीवेनात्मनाऽनुप्रविश्य नामरूपे व्याकरवाणि" (छान्दो० अ० ६) इत्यादिश्रुतिभ्यो निर्णीतम् ।

ननु तटस्थरूपलक्षणस्य किं लक्षणम्? ब्रह्मणस्तटस्थस्वरूपलक्षणे मानं च किम्? इति चेदुच्यते। यावल्लक्ष्यकालमनवस्थितत्वे सति यद् व्यावर्तकं तदेव तटस्थलक्षणम्। यथा गन्धवत्त्वं पृथिवीलक्षणम् । प्रलये परमाणुषूत्पत्तिकाले घटादिषु च गन्धाभावात् ।

जगत्कर्तृत्वे सति जगदुपादानत्वं ब्रह्मणस्तटस्थलक्षणम् । जगदुपादानत्वं तटस्थलक्षणमित्युक्ते मायायामतिव्याप्तिः। माया-

---

હું અગ્નિ, જળ અને પૃથ્વી એ ત્રણ દેવતાઓમાં આ આત્મભૂત જીવરૂપે પ્રવેશ કરી નામ તથા રૂપનો અનેક પ્રકારે વિસ્તાર કરૂં) ઇત્યાદિ શ્રુતિઓથી આ બાબતનો નિર્ણય કર્યો છે.

"તટસ્થરૂપ લક્ષણનું શું લક્ષણ છે? બ્રહ્મનાં તટસ્થ અને સ્વરૂપ લક્ષણોમાં પ્રમાણ શું છે?" એમ જો કહેવામાં આવે તો તેનો ઉત્તર આપવામાં આવે છે કે જ્યાંસુધી લક્ષ્ય રહે ત્યાંસુધી નહિ રહી લક્ષ્યને બીજાથી જુદું પાડે તેજ તટસ્થ લક્ષણ છે. જેમકે **गन्धवत्त्वम्** (ગંધવાળાપણું) એ પૃથ્વીનું તટસ્થ લક્ષણ છે, કારણ કે પ્રલયમાં પરમાણુવિષે અને ઉત્પત્તિના સમયમાં ઘડા વગેરેમાં ગંધનો અભાવ છે.

**जगत्कर्तृत्वे सति** (જગતનું કર્તાપણું હોતાં) **जगदुपादानत्वम्** (જગતનું ઉપાદાનપણું) એ બ્રહ્મનું તટસ્થ લક્ષણ છે. '**जगदुपादानत्वम्** (જગતનું ઉપાદાનપણું) એ બ્રહ્મનું તટસ્થ લક્ષણ છે' એમ કહેવામાં આવે તો માયામાં એ લક્ષણની અતિવ્યાપ્તિ થાય; કારણ કે માયારૂપ

विशिष्टस्यजगदुपादानतया विशेषणीभूतमायाया अप्युपादानत्वावश्यंभावात् । कार्यान्वितस्यैव विशेषणत्वात् । 'मायां तु प्रकृतिं विद्यात्' इत्यादिश्रुत्या मायायास्तदुपादानत्वावगमाच्च तत्रातिव्याप्तिवारणाय जगत्कर्तृत्वे सतीत्युक्तम् । लक्षणानां त्रीणि दूषणानि भवन्त्यव्याप्त्यतिव्याप्त्यसंभवाख्यानि । लक्ष्यैकदेशे लक्षणस्याप्रवर्तनमव्याप्तिः । अलक्ष्ये लक्षणस्य गमनमतिव्याप्तिः । लक्ष्ये क्वाप्यप्रवर्तनमसंभवः । ततश्चातिव्याप्तेरपि दूषणत्वाद्विशेषणमर्थवत् । कर्तृत्वं नाम तत्तदुपादानगोचरापरोक्षज्ञानचिकीर्षाकृतिमत्त्वम् । उपादानगोचरापरोक्षज्ञानसद्भावे च "यः सर्वज्ञः सर्वविद्यस्य ज्ञानमयं तपः ।तस्मादेतद् ब्रह्म नाम-

વિશેષણવાળા બ્રહ્મ (શબલ બ્રહ્મ)નું જગતનું ઉપાદાનપણું હોવાથી વિશેષણરૂપ માયાનું પણ ઉપાદાનપણું અવશ્ય થાય છે, કેમકે કાર્યમાં અન્વય -સંબંધ પામેલાનુંજ વિશેષણપણું હોય છે. વળી **मायां तु...**(માયાને પ્રકૃતિ જાણવી) ઇત્યાદિ શ્રુતિથી પણ માયાનું જગતનું ઉપાદાનપણું જાણવામાં આવે છે. તેથી માયામાં લક્ષણની અતિવ્યાપ્તિના વારણ માટે '**जगत्कर्तृत्वे सति** (જગતનું કર્તાપણું હોતાં)' એમ કહ્યું છે. લક્ષણોનાં અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ અને અસંભવ એ નામનાં ત્રણ દૂષણો છે. લક્ષ્યના એક ભાગમાં લક્ષણની અપ્રવૃત્તિ એ અવ્યાપ્તિ છે. અલક્ષ્યમાં લક્ષણનું જવું એ અતિવ્યાપ્તિ છે. લક્ષ્યમાં ક્યાંય પણ લક્ષણની અપ્રવૃત્તિ એ અસંભવ છે. તેથી અતિવ્યાપ્તિનું પણ દૂષણપણું હોવાથી. '**जगत्कर्तृत्वे सति** (જગતનું કર્તાપણું હોતાં)' એ વિશેષણ સાર્થક છે. કર્તાપણું એ તે તે ઉપાદાન કારણનું અપરોક્ષ જ્ઞાન, ક્રિયા કરવાની ઇચ્છા અને કૃતિ (ક્રિયા) એ ત્રણવાળાપણું છે. 'જ્યાં જ્યાં કર્તાપણું હોય ત્યાં ત્યાં ઉપાદાનનું અપરોક્ષ જ્ઞાન હોય' એ બાબતમાં **यः सर्वज्ञः...**(જે સર્વજ્ઞ છે, જે સર્વના ઉપાદાન કારણને જાણે છે અને જેનું જ્ઞાનરૂપ તપ છે, તે કારણથી આ બ્રહ્મ

रूपमन्नं च जायते' इत्यादिश्रुतिर्मानम् । तथैवचिकिर्षासद्भावे "सोऽकामयत । बहुस्यां प्रजायेय" इत्यादिश्रुतिर्मानम् । कृतौ च 'तन्मनोऽकुरुत' इत्यादि वाक्यं मानम् । तच्च चेतनस्यैव संभवति न मायाया इति न मायायामतिव्याप्तिः । तावत्युक्ते नैयायिकाभिमतेश्वरे, तटस्थलक्षणातिव्याप्तिस्तस्य वेदान्तासंमतत्वेनालक्ष्यत्वात्तद्व्यावृत्त्यर्थमुत्तरदलम् । परमाणवो जगत्सम वायिकारणमीश्वरश्च जगत्कर्तेति जगदुपादानजगत्कर्त्रोर्नैयायिकैर्भेदाभ्युपगमात् । मन्मते त्वभिन्ननिमित्तोपादानत्वाङ्गीकारात्परमेश्वरे

નામ, રૂપ તથા પૃથ્વીરૂપે થાય છે]ઇત્યાદિ શ્રુતિ પ્રમાણભૂત છે.તે પ્રમાણેજ 'જ્યાં જ્યાં કર્તાપણું હોય ત્યાં ત્યાં ક્રિયા કરવાની ઇચ્છા હોય' એ બાબતમાં **सोऽकामयत**...(તેણે ઇચ્છા કરી, હું ઘણારૂપે થાઉં અને ઉત્પન્ન થાઉં, ઇત્યાદિ શ્રુતિ પ્રમાણભૂત છે, અને 'જ્યાં જ્યાં કર્તાપણું હોય ત્યાં ત્યાં કૃતિ (ક્રિયા) હોય' એ બાબતમાં **तन्मनो**...(તેણે મન કર્યું) ઇત્યાદિ વાક્ય પ્રમાણભૂત છે. તે કર્તાપણું ચેતનનુંજ સંભવે છે, પરંતુ માયાનું સંભવતું નથી, તેથી માયામાં બ્રહ્મના તટસ્થ લક્ષણની અતિવ્યાપ્તિ નથી. હવે જો **'जगत्कर्तृत्वम्**(જગત્‌નું કર્તાપણું) એટલુંજ બ્રહ્મનું તટસ્થ લક્ષણ કહેવામાં આવે તો નૈયાયિક લોકોએ સ્વીકારેલા ઇશ્વરમાં બ્રહ્મના તટસ્થ લક્ષણની અતિવ્યાપ્તિ થાય, કારણ કે ન્યાયશાસ્ત્રમાં જેવો ઇશ્વર માનેલોછે, તેવો ઇશ્વર વેદાંતશાસ્ત્રમાં માનેલો નથી, તેથી અલક્ષ્યમાં લક્ષણની ગતિ થઇ જાય. તે અટકાવવા માટે બ્રહ્મના તટસ્થ લક્ષણનો **'जगदुपादानत्वम्** (જગત્‌નું ઉપાદાનપણું)' એ બીજો અંશ છે; કેમકે 'પરમાણુઓ જગત્‌નું સમવાયી કારણ છે, અને ઇશ્વર જગત્‌નો કર્તા છે' એમ જગત્‌ના ઉપાદાન તથા કર્તાને ભિન્ન ભિન્ન સ્વીકારેલ છે, મારા મતમાં તો ઇશ્વરનું અભિન્ન-

लक्षणं संगच्छते । नन्वेकस्योपादानत्वं कर्तृत्वं च विरुद्धं, तथा लोकेऽदर्शनात् । न हि घटकर्ता कुलालो घटोपादानं किंतु मृत्पिण्ड एव । कुलालश्च कर्ता । एवमीश्वरोऽपि जगत्कर्ता, तदन्यदुपादानम् । अन्यथा दृष्टविरोधापत्तेः । दृष्टपूर्वकत्वाददृष्टकल्पनायाः । ननु न वयं विरोधं कुर्मः किंतु "तदैक्षत बहु स्यां प्रजायेय" इत्यादिश्रुतिरेव विरोधयतीति चेन्न । दृष्टविरोधे 'तदैक्षत' इति श्रुतेरर्थान्तरे तात्पर्यसंभवात् । तस्मादभिन्ननिमित्तोपादानत्वमनुपपन्नमिति । अत्र ब्रूमः । 'तदैक्षत बहु स्यां प्रजायेय' 'सोऽकामयत' इत्यादिश्रुतिभ्यो बहुभवनकामयितृत्वश्रवणेन ब्रह्मण

નિમિત્તોપાદાનપણું હોવાથી પરમેશ્વરમાં લક્ષણની સંગતિ થાય છે. "એકનું ઉપાદાનપણું તથા કર્તાપણું એક બીજાની સાથે વિરોધવાળું છે, કારણ કે લોકમાં એકનુંજ ઉપાદાનપણું તથા કર્તાપણું જોવામાં આવતું નથી. ઘડાનો કરનાર કુંભાર ઘડાનું ઉપાદાન નથી, પરંતુ માટીનો પીંડોજ છે, અને કુંભાર ઘડાનો કરનાર છે. એ પ્રમાણે ઇશ્વર પણ જગત્‌નો કર્તા છે, અને તેનાથી ભિન્ન ઉપાદાન છે; નહિ તો અનુભવમાં આવતી બાબતની સાથે વિરોધ આવી પડે. અદષ્ટ [અનનુભૂત]ની કલ્પનાનું મૂળ દષ્ટ [અનુભૂત] હોવુંજ જોઇએ. અમે વિરોધ કરતા નથી, પરંતુ **तदैक्षत......** (તેણે જોયું, હું ઘણારૂપે થાઉં અને ઉત્પન્ન થાઉં ઇત્યાદિ શ્રુતિજ વિરોધ કરે છે, એમ જો કહેવામાં આવે તો તેનો નિષેધ કરવામાં આવે છે કે જો દષ્ટની સાથે વિરોધ થતો હોય તો **तदैक्षत** એ શ્રુતિનો બીજા અર્થમાં તાત્પર્ય સંભવે છે. તેથી ઇશ્વરનું નિમિત્ત અને ઉપાદાનપણું બેસતું આવતું નથી" એમ જો કહેવામાં આવે તો તે વિષયમાં અમે કહીએ છીએ કે **तदैक्षत सोऽकामयत** ઇત્યાદિ શ્રુતિઓથી બ્રહ્મનું ઘણારૂપે થવાનું તથા ઇચ્છા કરનારપણાનું શ્રવણ થવાથી બ્રહ્મનું

एवोपादानत्वं जगत्कर्तृत्वं चावगम्यते। न च तद् बाधितुं युक्तम्। उपक्रमोपसंहारप्रभृतितात्पर्यलिङ्गैरद्वितीये ब्रह्मणि वेदान्ततात्पर्यनिश्चयात्। सामान्यतोदृष्टानुमानेन च श्रुत्यर्थबाधायोगात्। श्रुतिविरोधे प्रमाणान्तराणामाभासत्वात्। लोकेऽदर्शनादुपादान-

ઉપાદાનપણું અને જગત્‌ને રચનારપણું જાણવામાં આવે છે, અને તેનો બાધ કરવો યોગ્ય નથી; કારણ કે ઉપક્રમ, ઉપસંહાર વગેરે તાત્પર્યને સમજાવનારાં લિંગો [1](જ્ઞાપકો) ઉપરથી અદ્વિતીય બ્રહ્મમાં વેદાંતના તાત્પર્યનો નિશ્ચય કર્યો છે. સામાન્ય રીતે અનુભવેલા પદાર્થ ઉપરથી કરવામાં આવેલા અનુમાનથી શ્રુતિના અર્થનો બાધ થવામાં ઉપપત્તિ નથી; કેમકે શ્રુતિની સાથે વિરોધ થતો હોય તો બીજાં પ્રમાણોનું આભાસપણું છે, અર્થાત્ શ્રુતિની સાથે વિરોધ કરતાં બીજાં પ્રમાણો પ્રમાણ નથી, પરંતુ પ્રમાણાભાસ છે. 'લોકમાં એકનુંજ ઉપાદાનપણું

१ उपक्रमोपसंहारावभ्यासोऽपूर्वता फलम् ।
अर्थवादोपपत्ती च लिङ्गं तात्पर्यनिर्णये ॥

ઉપક્રમ તેમજ ઉપસંહાર, અભ્યાસ (એક બાબતને વારંવાર કહેવી,) અપૂર્વપણું, ફળ, અર્થવાદ અને ઉપપત્તિ એ ૭ લિંગોથી તાત્પર્યનો નિર્ણય કરવામાં આવે છે.

છાંદોગ્યના છઠ્ઠા પ્રપાઠકમાં **सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्** (હે સુપુત્ર! સૃષ્ટિની પહેલાં સજાતીય, વિજાતીય, અને સ્વગત ભેદથી રહિત બ્રહ્મજ હતું) એ ઉપક્રમ (શરૂઆત)ની તથા **ऐतदात्म्यमिदं सर्वम्** (આ સઘળું આ બ્રહ્મરૂપ છે) એ ઉપસંહારની એકતા, છાંદોગ્યના તેજ પ્રપાઠકમાં **तत्त्वमसि** (તે તું છો) એમ નવ વાર કરેલો અભ્યાસ (શબ્દોનો પુનઃ પુનઃ ઉચ્ચાર), **अत्र वाव किल सत्सोम्य न निभालयसे** (હે સુપુત્ર! અહિંજ સત્ છે તે છતાં તું જોતો નથી)

निमित्तयोर्भेदोऽभ्युपेय इति तदसत् । ऊर्णनाभ्यादेरभिन्ननिमित्तोपादानत्वस्य दृष्टत्वात् । श्रुतं च 'यथोर्णनाभिः सृजते गृह्णते च' (मुण्डके० प्र० मु० प० खं० १) इति । किंच यथा नैयायिकादिभिर्जीवात्मनो ज्ञानादिकं प्रत्युपादानत्वं निमित्तत्वं चाभ्युपगम्यते

---

તથા કર્તાપણું જોવામાં આવતું નથી.' એ કારણથી ઉપાદાન કારણ તથા નિમિત્ત કારણનો ભેદ સ્વીકારવો એ ખોટું છે; કારણ કે કરોળીઆ વગેરેનું જાળ વગેરેમાં અભિન્નનિમિત્તોપાદાનપણું સ્પષ્ટ અનુભવાય છે. **यथोर्णनाभिः......** (જેમ કરોળીઓ જાળને સરજે છે, અને તેને ગળી જાય છે) એમ શ્રુતિમાં પણ કહ્યું છે. વળી જેમ જીવાત્માના જ્ઞાન વગેરે પ્રત્યે ઉપાદાનકારણપણાનો તથા નિમિત્તકારણપણાનો નૈયાયિકોથી સ્વીકાર કરવામાં આવે છે, તે પ્રમાણેજ બ્રહ્મનું ઉપાદાનકારણપણું તેમજ નિમિ-

---

એમ રૂપ વગેરેથી રહિત બ્રહ્મનું બીજા પ્રમાણથી જણાવાને અયોગ્યપણારૂપ અપૂર્વપણું, **तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथसंपत्स्ये** (બ્રહ્મજ્ઞાની પુરુષ જ્યાંસુધી દેહથી છૂટો થતો નથી ત્યાં સુધીજ તેની વિદેહમુક્તિ થવામાં વિલંબ થાય છે, પ્રારબ્ધ કર્મ પૂરૂં થઇ દેહ પડતાં તે તુરતજ બ્રહ્મરૂપ થાય છે.) એ બ્રહ્મજ્ઞાનથી થતું ફળ, **अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि** (અંડજ, જરાયુજ, અને ઉદ્‌ભિજ્જ ભૂતોમાં જીવાત્મારૂપે પ્રવેશ કરી ભિન્ન ભિન્ન નામો તથા રૂપો કરૂં) એ અર્થવાદ તથા **यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातꣳ स्यात्** (હે સુપુત્ર! જેમ એક માટીનો પીંડો જાણ્યાથી માટીના સઘળા વિકારો જાણવામાં આવી જાય) ઇત્યાદિ દૃષ્ટાંતોથી 'કાર્ય કારણથી ભિન્ન નથી' એ ઉપપત્તિ વેદાંતનું તાત્પર્ય અદ્વિતીય તથા અખંડ બ્રહ્મમાં છે' એમ જણાવે છે.

तथैव ब्रह्मणस्तदुपपत्तेर्नैकोऽपि दोषः । तस्मादभिन्ननिमित्तोपादानत्वं ब्रह्मणः सिद्धम् । " यतो वा इमानि भूतानि " इत्यादिश्रुतिबोधितं तटस्थलक्षणम् । अतो जातं तटस्थलक्षणमवदातम् । स्वरूपलक्षणं तु स्वरूपं सद् व्यावर्तकम् । यथा पृथिव्याः पृथिवीत्वम् । जातिव्यक्त्योस्तादात्म्याभ्युपगमात् । पृथिवीस्वरूपं सत् पृथिवीत्वं पृथिवीमितरेभ्यो व्यावर्तयत्यतः पृथिव्याः पृथिवीत्वं स्वरूपलक्षणम् । एवं सत्यज्ञानानन्दादयो ब्रह्मणः स्वरूपलक्षणम् । " सत्यं ज्ञानमनन्तं ब्रह्म " इति श्रुत्युपदिष्टत्वात् ।

ननु लक्ष्यलक्षणभावस्य भेदगर्भत्वाद् ब्रह्मणोऽखण्डैकरसत्वेन

---

त्तकारणપણું એસતું આવે છે, તેથી બ્રહ્મના તટસ્થ લક્ષણના બીજા અંશમાં કોઈપણ જાતનો દોષ નથી. તેથી બ્રહ્મનું અભિન્નનિમિત્તોપાદાપણું સિદ્ધ થયું. **यतो वा......** (જેનાથી આ પ્રાણીઓ ઉત્પન્ન થયાં છે) ઇત્યાદિ શ્રુતિઓએ બ્રહ્મના તટસ્થ લક્ષણને સમજાવ્યું છે. આથી બ્રહ્મનું તટસ્થ લક્ષણ નિર્દોષ થયું છે. સ્વરૂપ લક્ષણ તો સ્વરૂપ હોઈ બીજાથી જુદું પાડનાર છે. જેમ કે **पृथ्वीत्वम्** (પૃથ્વીપણું) એ પૃથ્વીનું સ્વરૂપ લક્ષણ છે, કારણ કે જાતિ અને વ્યક્તિના તાદાત્મ્ય સંબંધનો સ્વસિદ્ધાંતમાં સ્વીકાર કર્યો છે. પૃથ્વીપણું એ પૃથ્વીનું સ્વરૂપ હોઈ પૃથ્વીને બીજાં ભૂતોથી જુદી પાડે છે તેથી પૃથ્વીપણું એ પૃથ્વીનું સ્વરૂપ લક્ષણ છે. એ પ્રમાણે સત્ય, જ્ઞાન અને આનંદ વગેરે બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ છે; કેમકે **सत्यं......** બ્રહ્મ સત્ય છે, જ્ઞાન છે અને અનંત છે), એમ શ્રુતિએ ઉપદેશ કર્યો છે.

(પૂર્વપક્ષ) " લક્ષ્ય તથા લક્ષણપણામાં ભેદ આવેલો હોવાથી, બ્રહ્મના અખંડ એકરસપણાને લીધે સત્ય, જ્ઞાન વગેરેનું લક્ષણપણું કેમ

कथं सत्यादेर्लक्षणत्वमिति चेन्नैष दोषः। काल्पनिकभेदाभ्युपगमेन तदुपपत्तेः । तदुक्तम्-आनन्दो विषयानुभवो नित्यत्वं चेति सन्ति धर्मा ब्रह्मणोऽपृथक्त्वेऽपि पृथगिवावभासन्त इति । न चापृथक्त्वे तेषां पृथक्त्वावभासः किंप्रयुक्त इति वाच्यम्। अज्ञानोपाधिवशात्पृथक्त्वावभासोपपत्तेः । तत्र ब्रह्मणस्तटस्थलक्षणे 'यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति' (तैत्तिरीय० भृगुव०) इत्यादिश्रुतयः प्रमाणम् । तथैवोक्तं भगवता सूत्रकारेणापि 'जन्माद्यस्य यतः' इति । एवं स्वरूपलक्षणेऽपि 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' 'आनन्दो ब्रह्मेति व्यजानात्' (तै० उ०

થાય ?" એમ જો કહેવામાં આવે (ઉત્તરપક્ષ) તો એ દોષ નથી; કારણ કે કલ્પનામાત્રથી ભેદનો સ્વીકાર કરતાં લક્ષ્યલક્ષણપણું બેસતું આવે છે. તેથી કહેવામાં આવ્યું છે કે આનંદ, વિષયાનુભવ (વિષયોનો અનુભવ) અને નિત્યપણું એ ધર્મો બ્રહ્મથી જુદા નહિ હોવા છતાં પણ જાણે જુદા હોય એમ ભાસે છે. 'તેઓ જુદા નહિ હોવા છતાં પણ તેઓના જુદાપણાની પ્રતીતિ શાથી થાય છે?' એમ કહેવું નહિ, કારણ કે અજ્ઞાનરૂપ ઉપાધિને લીધે જુદાપણાની પ્રતીતિ થવી યોગ્ય છે. ત્યાં બ્રહ્મના તટસ્થ લક્ષણમાં **यतो वा......** (જેનાથી આ સ્થાવર જંગમ પદાર્થો ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયેલા પદાર્થો જે વડે જીવે છે, અને જેમાં જાય છે અને લય પામે છે) ઇત્યાદિ શ્રુતિઓ પ્રમાણરૂપ છે. તે પ્રમાણેજ સૂત્રકાર ભગવાન્ વેદવ્યાસે પણ **जन्माद्यस्य यतः** (આ જગતનાં જન્મ, સ્થિતિ તથા લય જેનાથી થાય છે) એમ કહ્યું છે. એ પ્રમાણે સ્વરૂપ લક્ષણમાં પણ **सत्यं......** (બ્રહ્મ સત્ય છે, જ્ઞાન છે, અને અનંત છે,) **आनन्दो...** (બ્રહ્મ આનંદરૂપ છે એમ જાણ્યું,) **स वा...**(તે આ મહાન્,

ब्र० व०) 'स वा एष महानज आत्मा' 'असङ्गो ह्ययं पुरुषः' (बृह० अ० ६ । ४ । २४) "अस्नाविरं शुद्धमपापविद्धम्" (ईशा० मं० ८) इत्यादिश्रुतयो मानम् । तदुक्तं सूत्रकारेणापि आनन्दादयः प्रधानस्य (३ । ३ । ११) इति । सत्यं ज्ञानमित्यत्र विशेष्यं ब्रह्म, इतराणीतरव्यावृत्त्यर्थानि सत्यादीनि । सत्यादिभिः संबध्यमानं हि ब्रह्मा नृतादिभ्यो व्यावृत्तं भवति । ननु यत्र विशेष्यं विशेषणान्तरैर्व्यभिचरद्वर्तते, तत्रैव विशेष्यं विशेषणैर्विशिष्यते यथा नीलोत्पलम् । अत्रैकजातीयानेकद्रव्याणामनेकविशेषणसंबन्धे सत्येव विशेषणस्यार्थवत्त्वं भवति, नत्वेकस्मिन्वस्तुनि। यथासावेक आदित्य इत्यत्र विशेषणान्तरसंबन्धयादित्य-

અજન્મા આત્મા છે,) **असङ्गो**...... (આ આત્મા સંગ વગરનો છે.) **अस्नाविरं**...... (બ્રહ્મ નાડી વગેરેથી રહિત, શુદ્ધ અને પાપના સંપર્કથી રહિત છે.) ઇત્યાદિ શ્રુતિઓ પ્રમાણભૂત છે. **आनन्दादयः**...... (આનંદ વગેરે પ્રધાન-બ્રહ્મનું સ્વરૂપ છે) એ સૂત્રથી સૂત્રકાર શ્રીવેદવ્યાસે પણ તેમ કહ્યું છે. **सत्यं ज्ञानम्**......એ સ્થળે બ્રહ્મ વિશેષ્ય છે, અને બીજાં સત્ય વગેરે વિશેષણો બીજાં (અનૃત વગેરે) ની નિવૃત્તિ માટે છે. સત્ય વગેરેની સાથે સંબંધ પામતું બ્રહ્મ અનૃત (અસત્ય) વગેરેથી જુદું પડે છે. (પૂ૦) "જ્યાં વિશેષ્ય બીજાં વિશેષણોની સાથે વ્યભિચારવાળું અર્થાત્ બીજાં વિશેષણો વગરનું હોય છે, ત્યાંજ વિશેષ્યને આપવાનાં વિશેષણોથી વિશિષ્ટ (યુક્ત) કરવામાં આવે છે; જેમ કે ઉત્પલ (શ્યામ કમળ). અહિં એક જાતનાં અનેક દ્રવ્યો (પદાર્થો) નો અનેક વિશેષણો સાથે સંબંધ હોતાંજ વિશેષણનું અર્થવાળાપણું (સાર્થકપણું) થાય છે, પરંતુ એકજ વસ્તુમાં વિશેષણનું સાર્થકપણું થાતું નથી. જેમ કે **असावेक आदित्यः** (આ એક સૂર્ય છે), આ સ્થળે

सजातीयस्यान्यस्याभावादादित्यस्य विशेषणमर्थवन्न भवति। तथा ब्रह्मणोऽद्वितीयत्वश्रवणात्तत्सजातीयब्रह्मान्तरस्य व्यावर्त्यस्याभावान्नास्ति सत्यादीनामर्थवत्त्वमिति चेन्न। वस्तुतो ह्यादित्यान्तरताभावेऽपि जलादिगतकल्पितादित्यव्यावृत्त्यर्थमम्बरस्थः सविता सत्य इति सवितुः सत्यविशेषणस्यार्थवत्त्ववत्कल्पितानामव्याकृतादीनां ब्रह्मेतरेषां सापेक्षव्यापकत्वरूपवृद्धिमत्त्वेन ब्रह्मशब्दवाच्यानां व्यावर्त्यानां सत्त्वेनौपचारिकविशेष्यविशेषणभावस्योपयोगित्वात्। ननु सजातीयविजातीयेभ्यो हि लक्षणं व्यावर्तकम्। यथा गन्धवती पृथिवीत्यत्र गन्धवत्त्वं भूतत्वेन सदृशाज्जलादेर्विसदृशादात्मादेश्च पृथिव्या व्यावृत्ति-

---

બીજાં વિશેષણોના સંબંધવાળા સૂર્યની જાતના બીજા સૂર્યનો અભાવ હોવાથી સૂર્યનું 'એક' એ વિશેષણ સાર્થક થતું નથી. તેમ શ્રુતિમાં બ્રહ્મનું અદ્વિતીયપણું કહ્યું છે, તેથી તેની જાતના બીજા બ્રહ્મની વ્યાવૃત્તિ કરવાની નહિ હોવાથી બ્રહ્મના સત્ય વગેરે ધર્મોનું સાર્થકપણું નથી એવી જો શંકા કરવામાં આવે (ઉ૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે, કારણ કે વાસ્તવિક રીતે બીજા સૂર્યનો અભાવ હોવા છતાં પણ જલ વગેરેમાં રહેલ કલ્પિત સૂર્યની વ્યાવૃત્તિ માટે **अम्बरस्थः सविता सत्यः** (આકાશમાં રહેલો સૂર્ય સત્ય છે) એમ 'સત્ય' એ વિશેષણના સાર્થકપણાની પેઠે બ્રહ્મથી જુદા અને સાપેક્ષ વ્યાપકપણારૂપ વૃદ્ધિવાળાપણાને લીધે 'બ્રહ્મ' શબ્દથી કહેવાતા માયા વગેરે પદાર્થો વ્યાવૃત્તિને યોગ્ય (બ્રહ્મથી જુદા પાડવાના) હોવાથી ઔપચારિક (ગૌણ) વિશેષ્ય વિશેષણ પણાનું ઉપયોગીપણું છે. (પૂ૦) "લક્ષણ એ સજાતીય અને વિજાતીય પદાર્થોથી વ્યાવૃત્તિ કરનારૂં છે; જેમ કે '**गन्धवती पृथिवी** (ગંધવાળાપણું એ પૃથ્વીનું લક્ષણ છે)' આ સ્થળે **गन्धवत्त्वम्** । (ગંધવાળાપણું) મહાભૂતપણાથી સમાન જલ વગેરેથી અને જુદા આત્મા વગેરેથી પૃથ્વીને

साधकमिति लक्षणविशेषणयोर्भेदात्कथं लक्षणार्थं वाक्यमित्युपक्रम्य विशेषणार्थतया व्याख्यायत इति चेन्न । सजातीयविजातीयव्यावर्तकस्य लक्षणस्य विशेषणस्येव सजातीयव्यावर्तकत्वांशस्य विद्यमानतयैवात्र विशेषणत्वव्यवहाराङ्गीकारेण सजातीयमात्रनिवर्तकत्वात्मकमुख्यविशेषणत्वस्याविवक्षितत्वात् ।

न च ब्रह्मणः स्वरूपभूतस्य सत्यादेः कथं लक्षणत्वम् ? व्यावर्तकधर्मस्यैव वादिभिर्लक्षणत्वेनाभ्युपगमादिति वाच्यम् । गौरवेण धर्मत्वांशस्य तत्र प्रवेशायोगात् । व्यावर्तकत्वमात्रस्य स्वरूपस्यापि संभवाच्च । बाधाभावविशिष्टं सत्यम् । वृत्त्यवच्छिन्नं

જુદી પાડનાર છે, એમ લક્ષણ અને વિશેષણ વચ્ચે ભેદ હોવાથી લક્ષણ છે પ્રયોજન જેનું એવા **सत्यं ज्ञानमनन्तं ब्रह्म** એ વાક્યનો એ પ્રમાણે લક્ષણ છે પ્રયોજન જેનું એવાપણાથી આરંભ કરી તેનું વિશેષણ છે પ્રયોજન જેનું એવાપણાથી કેમ વ્યાખ્યાન કરવામાં આવે છે?" એમ જો કહેવામાં આવે [ઉ૦] તો તેનો નિષેધ કરવામાં આવે છે; કારણ કે સજાતીય અને વિજાતીય પદાર્થોથી વ્યાવૃત્તિ કરનાર (જુદા પાડનાર) લક્ષણનો, તેમાં વિશેષણની પેઠે સજાતીય પદાર્થથી વ્યાવૃત્તિ કરનારપણારૂપ અંશનું વિદ્યમાનપણું હોવાથીજ અહિં વિશેષણપણાથી વ્યવહારનો અંગીકાર કરવાથી માત્ર સજાતીય પદાર્થની નિવૃત્તિ કરનારપણારૂપ મુખ્ય વિશેષણપણાની વિવક્ષા રાખવામાં આવી નથી.

(પૂ૦) 'બ્રહ્મના સ્વરૂપભૂત સત્ય વગેરેનું કેમ લક્ષણપણું છે? કારણ કે વ્યાવૃત્તિ કરનાર ધર્મનોજ વાદીઓએ લક્ષણપણાથી સ્વીકાર કર્યો છે' એમ (ઉ૦) કહેવું નહિ જોઇએ, કારણ કે ગૌરવ દોષને લીધે ધર્મપણારૂપ અંશનો લક્ષણમાં પ્રવેશ થવાનો સંબંધ નથી, અને સ્વરૂપનું પણ કેવળ વ્યાવર્તકપણું સંભવે છે. બાધના અભાવરૂપ વિશેષણથી યુકત ચૈતન્ય

चैतन्यं ज्ञानम् । प्रीत्यादिवृत्त्यवच्छिन्न आनन्दः । यद्वा व्यञ्जकवृत्त्युपहितं चैतन्यं ज्ञानम् । अनुकूलवृत्त्युपहितमानन्दः। ततस्तेषां ब्रह्मणश्च वास्तवभेदाभावेऽप्यौपाधिकभेदसत्त्वाल्लक्ष्यलक्षणभाव उपपद्यते ।

एवं च सत्यं ब्रह्म इत्युक्ते नैयायिकाभिमते सत्तासामान्येऽतिव्याप्तिर्लक्ष्यस्य ब्रह्मणो जडत्वप्रसङ्गश्च। अतउक्तं ज्ञानमिति। तावत्युक्ते पराभिमतात्मसमवेतज्ञानेऽतिव्याप्तिर्लक्ष्यस्य ब्रह्मणोऽनित्यत्वमपुरुषार्थत्वप्रसङ्गश्च । तन्निरसनायोक्तमानन्द इति । 'आनन्दो ब्रह्म' इत्युक्तेः । तावन्मात्रोक्तौ विषयसुखेऽतिव्याप्ति-

---

સત્ય છે, અંતઃકરણની વૃત્તિથી અવચ્છેદ પામેલું ચૈતન્ય જ્ઞાન છે, અને પ્રીતિ વગેરે વૃત્તિથી અવચ્છેદ પામેલું ચૈતન્ય આનંદ છે. અથવા વ્યંજક (સૂચન કરનાર) વૃત્તિરૂપ ઉપાધિવાળું ચૈતન્ય જ્ઞાન છે, અને અનુકૂળ વૃત્તિરૂપ ઉપાધિવાળું ચૈતન્ય આનંદ છે. તેથી તેઓના અને બ્રહ્મના વાસ્તવિક ભેદનો અભાવ હોવા છતાં પણ ઔપાધિક ભેદ હોવાથી લક્ષ્યલક્ષણપણું બેસતું આવે છે.

એ પ્રમાણે બ્રહ્મના લક્ષણમાં **सत्यं ब्रह्म** એટલોજ અંશ કહેવામાં આવે તો નૈયાયિક લોકોએ સ્વીકારેલા સત્તારૂપ સામાન્યમાં લક્ષણની અતિવ્યાપ્તિ થાય, અને લક્ષ્ય બ્રહ્મના જડપણાનો પ્રસંગ પ્રાપ્ત થાય. આથી બ્રહ્મના લક્ષણમાં **ज्ञानम्** એ અંશ કહ્યો છે. **सत्यं ज्ञानं ब्रह्म** એટલોજ અંશ કહેવામાં આવે તો નૈયાયિક લોકોએ સ્વીકારેલા આત્મામાં સમવાય સંબંધથી રહેલા જ્ઞાનમાં લક્ષણની અતિવ્યાપ્તિ થાય. લક્ષ્ય બ્રહ્મનું અનિત્યપણું થાય અને અપુરુષાર્થપણાનો પ્રસંગ પ્રાપ્ત થાય. તે દોષ દૂર કરવા માટે બ્રહ્મના લક્ષણમાં **आनन्दः** એ અંશ કહ્યો છે, કારણ કે **आनन्दो ब्रह्म** (બ્રહ્મ આનંદરૂપ છે) એમ શ્રુતિમાં કહ્યું છે.

र्लक्ष्यस्य जडत्वप्रसङ्गश्च । तन्निवारणाय ज्ञानमित्युक्तम् ।

ननु सत्यज्ञानानन्दादिशब्दानां भिन्नार्थत्वेनानन्दादिगुणकं ब्रह्मैव लक्षणवाक्येन प्रतिपाद्यते । ततश्च कथमखण्डैकरसत्वं ब्रह्मण इति चेन्न । 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म,' 'आनन्दो ब्रह्मेति व्यजानात्,' 'विज्ञानमानन्दं ब्रह्म' इत्यादिवाक्येषु सत्यज्ञानानन्दादिशब्दानां प्रवृत्तिनिमित्तार्थभेदेऽपि सामानाधिकरण्येनाखण्डैकरसानन्दबोधकतया गुणगुणिभावकल्पनायां मानाभावात्। न च तेषामेकार्थप्रतिपादकत्वे पर्यायता स्यादिति वाच्यम् ।

---

**सत्यमानन्दो ब्रह्म** એટલોજ અંશ કહેવામાં આવે તો વિષયસુખમાં લક્ષણની અતિવ્યાપ્તિ થાય, અને લક્ષ્ય બ્રહ્મને જડપણાનો પ્રસંગ પ્રાપ્ત થાય. તેનું વારણ કરવા માટે લક્ષણમાં **सत्यं ज्ञानमानन्दो ब्रह्म** એમ કહ્યું છે.

(પૂ૦; સત્ય, જ્ઞાન, આનંદ વગેરે શબ્દોનું જુદા જુદા અર્થવાળાપણું હોવાને લીધે લક્ષણવાક્યથી આનંદ વગેરે ગુણોવાળા બ્રહ્મનુંજ પ્રતિપાદન કરવામાં આવે છે; તેથી બ્રહ્મનું અખંડ એકરસપણું કેમ હોય?" એવી શંકા કરવામાં આવે (ઉ૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે; કારણ કે **सत्यं**...... (બ્રહ્મ સત્ય છે, જ્ઞાન છે અને અનંત છે), **आनन्दो**...... ('બ્રહ્મ આનંદરૂપ છે' એમ તેણે જાણ્યું). **विज्ञानं**... (બ્રહ્મ વિજ્ઞાનરૂપ તથા આનંદરૂપ છે) ઇત્યાદિ વાક્યોમાં સત્ય, જ્ઞાન, આનંદ વગેરે શબ્દોના, પ્રવૃત્તિ છે નિમિત્ત જેઓનું એવા અર્થોનો ભેદ હોવા છતાં પણ તેઓના સમાનાધિકરણપણા વડે અખંડ એકરસ આનંદને સમજાવનારપણાથી ગુણ અને ગુણવાન્‌પણા (સત્ય, જ્ઞાન, આનંદ વગેરે ગુણો છે, અને બ્રહ્મ ગુણવાન્ છે એવાપણા) ની કલ્પના કરવામાં કોઇ પ્રમાણ નથી. (પૂ૦) 'સત્ય, જ્ઞાન વગેરે શબ્દોનું એક અર્થને પ્રતિપાદન કરનારપણું હોતાં તેઓનું પર્યાયપણું થાય' એમ (ઉ૦)

वाच्यभेदस्योक्तत्वात् । नन्वेवमपि लोके वाक्यस्य संसर्गविशिष्टान्यतरप्रतिपादकत्वदर्शनेन कथमखण्डव्यक्तिप्रतिपादकत्वमिति चेन्न । घटः सन् द्रव्यं पृथिवी प्रकृष्टप्रकाशश्चन्द्र इत्यादिवाक्यानां लक्षणयाखण्डव्यक्तिप्रतिपादकत्वदर्शनेन प्रकृतेऽपि तत्संभवात् । विशिष्टवाचिसत्यादिपदानामखण्डचैतन्ये भागलक्षणया सत्यादिपदान्यखण्डैकरसानन्दव्यक्तिं बोधयन्ति । न चैकपदेन तद्बोधसंभवे पदान्तरवैयर्थ्यमिति वाच्यम् । पदस्य स्मारकत्वेन वाक्यस्यैवानुभावकत्वात् । प्रयोजनान्तरस्यापि प्रतिपादितत्वाच्च ।

કહેવું નહિ; કારણ કે તે તે શબ્દોના શક્ય અર્થનો ભેદ કહ્યો છે. (પૂ૦) "એમ હોવા છતાં પણ લોકમાં વાક્યનું સંસર્ગ તથા સંસર્ગવિશિષ્ટ એ એમાંના એકનું પ્રતિપાદન કરનારપણું જોવામાં આવવાને લીધે વાક્યનું અખંડ સ્વરૂપનું પ્રતિપાદન કરનારપણું કેમ હોય?" એમ જો કહેવામાં આવે (ઉ૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે; કારણ કે 'ઘડો સત્તા ભોગવતો છે, પૃથ્વી દ્રવ્ય છે, ચંદ્ર ઘણા પ્રકાશવાળો છે' ઇત્યાદિ વાક્યોનું લક્ષણાથી અખંડ સ્વરૂપનું પ્રતિપાદન કરનારપણું જોવામાં આવવાથી પ્રસ્તુત **सत्यं ज्ञानमनन्तं ब्रह्म** ઇત્યાદિ વાક્યોમાં પણ અખંડ સ્વરૂપનું પ્રતિપાદન કરનારપણું સંભવે છે. વિશેષણવિશિષ્ટને કહેનારા સત્ય વગેરે પદોની અખંડ ચૈતન્યમાં ભાગત્યાગ લક્ષણા થવાથી સત્ય વગેરે પદો અખંડ એકરસ આનંદરૂપ સ્વરૂપને સમજાવે છે. (પૂ૦) 'એક પદથી અખંડ એકરસ આનંદરૂપ સ્વરૂપનો બોધ સંભવે છે, તેથી બીજાં પદોનું વ્યર્થપણું છે' એમ (ઉ૦) કહેવું નહિ; કારણ કે પદનું સ્મારકપણું હોવાથી વાક્યનું જ અનુભવ કરાવનારપણું છે, બીજાં પદોનું બીજું પ્રયોજન છે, એમ આકર ગ્રંથોમાં પ્રતિપાદન કર્યું છે; નહિ તો બ્રહ્મનું અદ્વિતીયપણું સિદ્ધ થાય નહિ. આજ વાક્યનું અખંડાર્થપણું

अन्यथा ब्रह्मणाऽद्वितीयत्वं न सिध्येत्। इदमेव वाक्यस्याखण्डार्थत्वम्। तदुक्तं चित्सुखाचार्यैः—

संसर्गासंगिसम्यग्धीहेतुता या गिरामियम्।
उक्ताखण्डार्थता यद्वा तत्प्रातिपदिकार्थता ॥ इति ।

प्रातिपदिकार्थमात्रपरत्वमखण्डार्थत्वमिति चतुर्थपादार्थः। तस्मात्सत्यज्ञानानन्दाः स्वरूपलक्षणं ब्रह्मण इति सर्वमनवद्यम्।

ननु परमेश्वरेण केन क्रमेण सृष्टिः सृष्टा किंरूपा च? इति चेदत्र तैत्तिरीयोपनिषदि ब्रह्मवल्ल्यां 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' इत्युपक्रम्य 'तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः। आकाशाद्वायुः। वायोरग्निः। अग्नेरापः। अद्भ्यः पृथिवी। पृथिव्या

---

છે. તે પ્રમાણે ચિત્સુખાચાર્યે કહ્યું છે કે:—

જે આ વાણીનું સંસર્ગનો સંગ નહિ કરનાર એવું યથાર્થ બુદ્ધિનું કારણપણું છે, તેને અખંડાર્થપણું અથવા પ્રાતિપદિકાર્થપણું કહ્યું છે.

કેવળ પ્રાતિપદિકના અર્થને સમજાવનારપણું એ ચોથા પાદનો અર્થ છે. તેથી સત્ય, જ્ઞાન તથા આનંદ એ બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ છે. આ પ્રમાણે સઘળું દોષરહિત છે.

'પરમેશ્વરે કયા ક્રમથી સૃષ્ટિ રચી છે, અને તે શા રૂપવાળી છે?' એવો પ્રશ્ન કરવામાં આવે તો તેના ઉત્તરમાં કહેવાનું કે અહિં તૈત્તિરીય ઉપનિષદ્‌ની અંદર બ્રહ્મવલ્લીમાં **सत्यं......** (બ્રહ્મ સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ અને અનંત છે) એમ ઉપક્રમ કરી **तस्माद्वा......**(તે આ આત્માથી આકાશ ઉત્પન્ન થયું, આકાશથી વાયુ ઉત્પન્ન થયો, વાયુથી અગ્નિ ઉત્પન્ન થયો, અગ્નિથી જળ ઉત્પન્ન થયું, જળથી પૃથ્વી ઉત્પન્ન થયી,

ओषधयः। ओषधिभ्योऽन्नम्। अन्नाद्रेतः। रेतसः पुरुषः। स वा एष पुरुषोऽन्नरसमयः' इतीयं श्रुतिः सृष्टिक्रमबोधिका। तस्या एव फलितार्थकथनमित्थम्—तमःप्रधानप्रकृतेः पञ्च भूतानि पृथिव्यादीनि जातानि। एकैकभूतसत्त्वांशैः पञ्च ज्ञानेन्द्रियाणि। तेषां सर्वेषां सत्त्वांशैरन्तःकरणं जातम्। प्रत्येकभूतरजोंऽशैः पञ्च कर्मेन्द्रियाणि जातानि। सर्वभूतानां मिलितरजोंऽशैः पञ्च प्राणाः संजाताः। किं बहुना ईक्षणादिप्रवेशान्ता सृष्टिः परमेश्वरकृता। अत एव 'ईक्षणादिप्रवेशान्ता सृष्टिरीशेन कल्पिता' इत्युक्तं श्रीविद्यारण्यस्वामिभिः।

देव इति। अत्र देवशब्दो विष्णुपरः। अतो महाभारते

---

પૃથ્વીથી ઓષધિઓ (જુવાર, બાજરી વગેરે) ઉત્પન્ન થયી, ઓષધિઓથી અન્ન ઉત્પન્ન થયું, અન્નથી વીર્ય ઉત્પન્ન થયું અને વીર્યથી પુરુષ ઉત્પન્ન થયો. તે આ પુરુષ અન્નરસમય છે) એ આ શ્રુતિ સૃષ્ટિના ક્રમને જ-ણાવનાર છે. તેનાજ નિષ્કર્ષરૂપ અર્થને આ પ્રમાણે કહેવામાં આવે છેઃ— તમોગુણની પ્રધાનતાવાળી પ્રકૃતિથી પૃથ્વી વગેરે પાંચ ભૂતો ઉત્પન્ન થયાં, એક એક ભૂતના સત્ત્વગુણના અંશોથી પાંચ જ્ઞાનેંદ્રિયો ઉત્પન્ન થયી, તે સર્વે ભૂતોના સાથે મળેલા સત્ત્વગુણના અંશોથી અંતઃકરણ ઉત્પન્ન થયું, પ્રત્યેક ભૂતના રજોગુણના અંશોથી પાંચ કર્મેંદ્રિયો ઉત્પન્ન થયી, અને સર્વ ભૂતોના સાથે મળેલા રજોગુણના અંશોથી પાંચ પ્રાણ ઉત્પન્ન થયા. વધારે શું કહેવું? **ईक्षण** (જોવા)થી આરંભી **प्रवेश** [પેસવા] પર્યંત સૃષ્ટિ પરમેશ્વરે કરી છે. આથીજ **ईक्षणादि......** એમ શ્રીવિદ્યારણ્ય સ્વામીએ કહ્યું છે.

**देव इति**—અહિં દેવશબ્દ વિષ્ણુને કહેનારો છે. આથીજ મહાભારત

विष्णुसहस्रनामस्तवे 'उद्भवः क्षोभणो देवः श्रीगर्भः परमेश्वरः' इत्युक्तम् । पूज्याचार्यभगवत्पादैः श्रीशंकराचार्यैरपि स्वनिर्मितभाष्ये दीव्यति यः क्रीडति सर्गादिभिर्विजिगीषतेऽसुरादीन्व्यवहरति सर्वभूतेष्वात्मतया द्योतते स्तूयते स्तुत्यैः सर्वत्र गच्छति तस्माद्देवः । एको देव इति मन्त्रवर्णादित्युक्तम् । सहस्रास्यो भूत्वेति । 'सहस्रशीर्षा' इत्यादिना सहस्रशिरोवत्त्वेन सहस्रास्यवत्त्वमपि भवति । सहस्राणि अनन्तानि आस्यानि-मुखानि फलभोगसाधनानि यस्य स सहस्रास्यः । 'स एकधा भवति, स त्रेधा भवति, स पञ्चधा' 'सर्वाणि रूपाणि विचित्य' इत्यादिश्रुतिभिः

---

વિષે વિષ્ણુસહસ્ર નામના સ્તોત્રમાં 'ઉદ્ભવ, ક્ષોભણ, દેવ, શ્રીગર્ભ અને પરમેશ્વર' એવી રીતે શ્રીવિષ્ણુનાં નામોનું કીર્તન કર્યું છે. પૂજ્ય આચાર્ય ભગવત્પાદ શ્રીશંકરાચાર્યે પણ પોતે રચેલા ભાષ્યમાં **दीव्यति**—જે જગત્માં સૃષ્ટિ, સ્થિતિ તથા સંહારવડે ક્રીડા કરે છે, અસુર વગેરેને જીતવાની ઇચ્છા કરે છે, સર્વ પ્રાણીઓમાં વ્યવહાર કરે છે, આત્માપણાથી પ્રકાશે છે, સ્તુતિ કરવા યોગ્ય એવા લોકોથી પણ સ્તુતિ પામે છે, અને સર્વત્ર જાય છે તેથી તે દેવ છે. **एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा** (સર્વ પ્રાણીઓમાં ગૂઢ, સર્વવ્યાપક અને સર્વ પ્રાણીઓનો અંતરાત્મા એક દેવ છે) એમ મંત્રવર્ણથી કહ્યું છે. **सहस्रास्यो भूत्वेति–सहस्रशीर्षा** ઇત્યાદિથી અનંત મસ્તકવાળાપણાવડે અનંત મુખવાળાપણું પણ થાય છે. **सहस्राणि** અનંત છે **आस्यानि**—મુખ એટલે ફલભોગનાં સાધનો જેનાં તે **सहस्रास्य**. '**स एकधा भवति**......(તે એક પ્રકારે થાય છે, તે ત્રણ પ્રકારે થાય છે, તે પાંચ પ્રકારે થાય છે), '**सर्वाणि**......(સઘળાં

परमेश्वरस्य बहुरूपवत्त्वं निश्चीयते ।

फलमनुभवन्निति । उपाधिप्रयुक्तेन जीवरूपेण भोक्तेत्यर्थः । फलं च न्यायसूत्रकारगौतममहर्षिकथितप्रमेयभेदः । ' आत्मशरीरेन्द्रियार्थबुद्धिमनःप्रवृत्तिदोषप्रेत्यभावफलदुःखापवर्गास्तु प्रमेयम् ' इति न्यायसूत्रम् । तत्रैव फलसूत्रं यथा 'प्रवृत्तिदोषजनितोऽर्थः फलम्' । सुखदुःखसंवेदनं फलम् । सुखविपाकं कर्म दुःखविपाकं च । तत्पुनर्देहेन्द्रियविषयबुद्धिषु सतीषु भवतीति सह देहादिभिः फलमभिप्रेतम् इत्यादिरूपेण फलव्याख्यानं वात्स्यायनमुनिना स्वकीयवात्स्यायनभाष्ये सूक्तम् ।

---

રૂપો ધારણ કરી)' ઇત્યાદિ શ્રુતિઓથી પરમેશ્વરના ઘણા રૂપવાળાપણાનો નિશ્ચય કરવામાં આવે છે.

**फलमनुभवन्निति**—ઉપાધિને લીધે થયેલા જીવરૂપે ભોક્તા એ અર્થ છે. ફલ એ ન્યાયસૂત્રકાર મહર્ષિ ગૌતમે કહેલું એક જાતનું પ્રમેય છે. '**आत्म**......(આત્મા, શરીર, ઇંદ્રિયો, ઇંદ્રિયોના વિષયો, બુદ્ધિ, મન, પ્રવૃત્તિ, દોષ, મરણ, ફલ, દુઃખ અને મોક્ષ એઓ તો પ્રમેય છે)' એ ન્યાયસૂત્ર છે. ન્યાયસૂત્રોમાંજ ફલસૂત્ર આ પ્રમાણે છેઃ–**प्रवृत्ति**...... (પ્રવૃત્તિ અને દોષથી ઉત્પન્ન થયેલી વસ્તુ ફળ છે). 'સુખ દુઃખનું જ્ઞાન ફળ છે, કર્મનું પરિણામ સુખમાં પણ આવે છે, અને દુઃખમાં પણ આવે છે. તે ફળ દેહ, ઇંદ્રિય, વિષય અને બુદ્ધિ હોતાં થાય છે. એમ દેહ વગેરેની સાથે ફળ હોવાનું માનવામાં આવે છે' ઇત્યાદિરૂપે વાત્સ્યાયન મુનિએ ફલનું વ્યાખ્યાન પોતાના વાત્સ્યાયન ભાષ્યમાં સારી રીતે કહ્યું છે. ત્યાં કર્મ ત્રણ પ્રકારનું હોવાને લીધે તેથી ઉત્પન્ન થયેલું ફળ પણ ત્રણ પ્રકારનું છે. ત્યાં નારકી તથા પશુપક્ષી વગેરેની જાતિમાં અવતરવા-

तत्र कर्मणस्त्रिविधत्वात्तज्जन्यं फलमपि त्रिविधम् । तत्र च पापकर्मणः फलमनिष्टं नरकतिर्यगादियोनिलक्षणम् । पुण्यकर्मणः फलमिष्टं देवादिलक्षणम् । पापपुण्यमिश्रकर्मणः फलमिष्टानिष्टरूपं मनुष्यलक्षणम् । प्रश्नोपनिषद्यपि कौसल्यं प्रति पिप्पलादेनोदानवायुसंचरणप्रस्तावे 'अथैकयोर्ध्व उदानः पुण्येन पुण्यं लोकं नयति पापेन पापमुभाभ्यामेव मनुष्यलोकम्' इत्युक्तम् । शास्त्यविकृत इति । विकृतो विकारविशिष्टो न भवतीत्यविकृतो निर्विकारः । स्वतः कर्मकर्तृत्वतत्फलभोक्तृत्वरूपसंसारिधर्मरहितः स्वप्रतिबिम्बरूपं जीवं शास्ति—स्वस्वकर्मणि प्रवर्तयति । दुर्दमनीयार्केन्दुसिन्धुदेवेन्द्रतिर्यङ्नरादीन्सर्वा-

રૂપ પાપ કર્મનું ફળ અનિષ્ટ (મનને નહિ ગમતું) છે, દેવ વગેરેની જાતિમાં અવતરવારૂપ ફળ ઇષ્ટ (મનને ગમતું) છે, અને મનુષ્ય જાતિમાં અવતરવારૂપ પાપ તથા પુણ્યથી મિશ્રિત કર્મનું ફળ ઇષ્ટ તથા અનિષ્ટ છે રૂપ જેતું એવું છે, અર્થાત્ તે મનને ગમતું પણ છે, અને નહિ ગમતું પણ છે. પ્રશ્નોપનિષદ્‌માં પણ કૌસલ્ય પ્રત્યે પિપ્પલાદે ઉદાન વાયુના સંચારના પ્રકરણમાં '**अथैकयो**......(ઉંચો ઉદાન વાયુ મનુષ્યને પુણ્યવડે એક નાડીથી પુણ્ય લોકમાં, પાપવડે પાપી લોકમાં અને પુણ્યપાપ બન્નેવડે મનુષ્ય લોકમાં લઇ જાય છે' એમ કહ્યું છે. **शास्त्यविकृत इति**—વિકૃત એટલે વિકારથી યુકત. તેવો ન હોય એ અવિકૃત અર્થાત્ નિર્વિકાર. ઇશ્વર પોતે, કર્મ કરનાર અને તેના ફળને ભોગવનારરૂપ સંસારીના ધર્મોથી રહિત હોઈ પોતાના પ્રતિબિંબરૂપ જીવનું શાસન કરે છે, અર્થાત્ જીવને પોતપોતાના કર્મમાં પ્રવર્તાવે છે. કષ્ટથી દમન કરવાને શકય એવા સૂર્ય, ચંદ્ર, સમુદ્ર, ઇંદ્ર, પશુ, પક્ષી, મનુષ્ય વગેરે

ञ्जीवान्स्वस्वकर्मणि प्रवर्तयति । शासने मानम्– 'एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठतः' (बृहदारण्यके अ० ५ ब्रा० ८) इति । तथैव 'भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः । भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः' (कठो० ६ । ३ ।) इति श्रूयते। पर एवोपाधिवशेन प्रतिबिम्बरूपं जीवत्वं भजते । तेन च पर एव शासिता पर एवोपाधिवशेन भोक्तेति फलितम्। न तु स्वरूपतो भोक्ता शासिता वा स्वरूपेणासङ्गत्वात् ।

नन्[1] परमेश्वरस्य प्रतिबिम्बो जीव इति न युक्तियुक्तम् ।

સઘળા જીવોને પોતપોતાના કર્મમાં પ્રવર્તાવે છે. **एतस्य वा अक्षरस्य...** (હે ગાર્ગી ! આ ઇશ્વરનું શાસન થતાં સૂર્ય અને ચંદ્ર આકાશમાં ઉપર ધારી રખાયેલા રહે છે)' તેમજ **भयादस्या......**(આ ઇશ્વરના ભયથી અગ્નિ તપે છે, એના ભયથી સૂર્ય તપે છે, તથા ઇંદ્ર, વાયુ અને પાંચમો મૃત્યુ એનાજ ભયથી દોડે છે)' એમ શ્રુતિમાં કહેવામાં આવે છે. ઇશ્વર પરજ રહી ઉપાધિને લીધે પ્રતિબિંબપણારૂપ જીવપણાને પામે છે. તેથી પરજ શાસન કરનાર છે, અને પરજ ઉપાધિને લીધે ભોકતા છે એવો નિષ્કર્ષ નીકળે છે; પરંતુ પર સ્વરૂપથી ભોકતા કે શાસન કરનાર નથી; કારણ કે પરનું સ્વરૂપથી અસંગપણું છે.

(પૂ૦) 'રૂપવાળાજ દ્રવ્યનું પ્રતિબિંબ હોય છે, પરંતુ રૂપવગરના

१ '**युक्तिप्रमाणाभ्यां वस्तुसिद्धिः** (યુકિત અને પ્રમાણથી વસ્તુની સિદ્ધિ થાય છે)' એ કથનને અનુસરી '**ननु परमेश्वरस्य**' થી '**प्रतिबिम्बः स्यादेव**' સુધી પ્રતિબિંબવાદને યુકિતથી તથા '**ननु ब्रह्मणः**' થી '**प्रतिबिम्बवादप्रतिपादकानि सन्ति**' સુધી પ્રમાણથી સિદ્ધ કર્યો છે.

रूपवत एव द्रव्यस्य प्रतिबिम्बो न तु नीरूपस्येति नियमात् । ईश्वरश्च नीरूपः कथं तस्य प्रतिबिम्बः स्यादिति चेन्न । नह्ययं नियमः सार्वत्रिकः । नीरूपगगनस्य जलादौ प्रतिबिम्बदर्शनात् । न चायं गगनप्रतिबिम्बो भ्रमात्मकः, गगनविस्तारवर्तमानसवितृरश्मिमण्डलादेर्वारिणि प्रतिबिम्बदर्शनात्तदनुगताकाशस्यापि जले प्रतिबिम्बभ्रम इति वाच्यम् । बहिर्यथा नीलं नभो विशालं नभ इत्यादि रूपेणाकाशोऽनुभूयते तथैव जलादावपि नीलं नभो विशालं नभ इत्यादिरूपोऽनुभवः सर्वसंमतः । अतो गगनस्य

દ્રવ્યનું પ્રતિબિંબ હોતું નથી, એવો નિયમ હોવાથી 'જીવ પરમેશ્વરનું પ્રતિબિંબ છે' એ વાત યુક્તિસહિત નથી. ઇશ્વર રૂપવગરનો છે, તો તેનું પ્રતિબિંબ કેમ થાય?' એમ જો કહેવામાં આવે (ઉ૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે. 'રૂપવાળાજ દ્રવ્યનું પ્રતિબિંબ હોય છે' આ નિયમ સર્વ સ્થળે લાગુ પડતો નથી, કારણ કે રૂપવગરના આકાશનું જલ વગેરેમાં પ્રતિબિંબ જોવામાં આવે છે. (પૂ૦) 'આ આકાશનું પ્રતિબિંબ ભ્રમરૂપ છે, કારણ કે આકાશના વિસ્તારમાં રહેતા સૂર્યનાં કિરણોના મંડલ વગેરેનું જલમાં પ્રતિબિંબ જોવામાં આવવાથી સૂર્યનાં કિરણોના મંડલની સાથે સંબંધ પામેલા આકાશનું પણ જલમાં પ્રતિબિંબ પડવાનો ભ્રમ થાય છે' એમ (ઉ૦) કહેવું નહિ; કારણ કે બહાર જેમ શ્યામ આકાશ, વિશાળ આકાશ ઇત્યાદિરૂપે આકાશનો અનુભવ કરવામાં આવે છે, તેમજ જલ વગેરેમાં પણ શ્યામ આકાશ, વિશાળ આકાશ ઇત્યાદિરૂપે આકાશનો અનુભવ સર્વને સ્વીકૃત છે. આથી આકાશના રૂપવાળાપણાને લીધે તેનું પ્રતિબિંબ પડેજ છે. (પૂ૦) 'કાઇએ પણ આકાશનું રૂપવાળાપણું કહ્યું નથી. ઉપરના આકાશના લાંબાપણાથી તથા અંધકારથી ઢંકાઇ જવા યોગ્યપણાથી 'શ્યામ આકાશ' ઇત્યાદિ પ્રતીતિ થવાને લીધે

रूपवत्त्वेनप्रतिबिम्बो भवत्येव । न च गगनस्य न केनापि रूपवत्त्वमुक्तम् । उपरितनाकाशस्य दैर्घ्येण तम आच्छाद्यत्वेन च नीलं नभ इत्यादिप्रतीतेस्तस्य रूपवत्त्वं न वास्तविकरीत्या किंतु भ्रमात्मकतयैवातो गगनस्य प्रतिबिम्बो न युक्तियुक्तः । तथैव परमेश्वरस्यापि नीरूपत्वान्न तत्प्रतिबिम्बो जीव इति युक्तियुक्तमिति वाच्यम् । रूपवत्यैवोपाधौ प्रतिबिम्ब इति नियमस्याव्यभिचरितत्वेन नीरूपबिम्बस्यापि प्रतिबिम्बो न नियमविरुद्धः । रूपसंख्यापरिमाणादेर्नीरूपस्यापि प्रतिबिम्बदर्शनात् । न च नीरूपेति द्रव्यविशेषणमिति वाच्यम् । द्रव्यगुणादिपरिभाषा तार्किकैः स्वीक्रियते तदन्यैश्च नाभ्युपगम्यते । तत्स्वीकारेऽपि गगनप्रति-

આકાશનું રૂપવાળાપણું વાસ્તવિક રીતે નથી, પરંતુ ભ્રમાત્મકપણાથીજ છે. આથી આકાશનું પ્રતિબિંબ યુક્તિસહિત નથી. તેમજ પરમેશ્વરનું પણ નીરૂપ (રૂપવગરના) પણું હોવાથી 'પરમેશ્વરનું પ્રતિબિંબ જીવ છે' એ યુક્તિસહિત નથી'' એમ (ઉ૦) કહેવું નહિ, કારણ કે 'રૂપવાળીજ ઉપાધિમાં પ્રતિબિંબ પડે છે' એ નિયમમાં ક્યાંય પણ ફેરફાર થતો નહિ હોવાથી નીરૂપ બિંબનું પણ પ્રતિબિંબ પડે એ નિયમવિરુદ્ધ નથી, કારણ કે રૂપ, સંખ્યા, પરિમાણ વગેરે નીરૂપ પદાર્થોનું પણ પ્રતિબિંબ પડતું જેવામાં આવે છે. (પૂ૦) 'નીરૂપ એ દ્રવ્યનું વિશેષણ કરવું પણ ગુણ વગેરેનું નહિ' એમ (ઉ૦) કહેવું નહિ. દ્રવ્ય, ગુણ વગેરે પરિભાષાનો સ્વીકાર નૈયાયિક લોકોથી કરવામાં આવે છે, પણ તેઓથી જુદા મતવાદીઓથી સ્વીકાર કરવામાં આવતો નથી. નૈયાયિક લોકોની પરિભાષાનો સ્વીકાર કરવામાં આવે તોપણ આકાશના પ્રતિબિંબના અનુભવને અનુસરી રૂપની ઉપાધિવાળા દ્રવ્યનું પ્રતિબિંબ પડે છેજ.

बिम्बानुभवानुरोधेन रूपोपहितद्रव्यस्य प्रतिबिम्बो भवत्येव। तदुपहितत्वं च वास्तविकस्वगतरूपेण स्वारोपितावास्तविकरूपेण वेति नियमकल्पनोपपत्तेश्च। तथा च बहिरारोपितनीलादिविशिष्टाकाशस्य तोयादौ प्रतिबिम्बे न कोऽपि विरोधः। न च तडागादौ प्रतिपन्नालोकप्रतिबिम्बातिरिक्तगगनप्रतिबिम्बाभ्युपगमे गौरवमेव बाधकं स्यादिति वाच्यम्। रविरश्मिप्रतिबिम्बे नभसः प्रतिबिम्बत्वस्य भ्रमाभ्युपगमेऽप्यालोकप्रतिबिम्बाधिकरणस्य शुक्तिरूप्यादिवदनिर्वचनीयस्याकाशप्रतिबिम्बत्वस्याभ्युपगन्तव्येन तुल्यत्वात्। ननु भवतु नीरूपगगनस्य रूपवति जलादौ प्रतिबिम्बो न नीरूपेश्वरस्य नीरूपेऽन्तःकरणे प्रतिबिम्बो-

રૂપની ઉપાધિવાળાપણું પોતાના યથાર્થ રૂપથી અથવા તો પોતાવિષે આરોપેલા ખોટા રૂપથી બને છે, એ નિયમની કલ્પના કરવી બંધબેસતી આવવાને લીધે પણ નીરૂપ બિંબનું પ્રતિબિંબ પડવું નિયમવિરૂદ્ધ નથી. તે પ્રમાણે બહાર આરોપેલા નીલ (શ્યામ) વગેરે ગુણોથી યુક્ત આકાશનું જળ વગેરેમાં પ્રતિબિંબ પડવામાં કોઇ પણ વિરોધ નથી. (પૂ૦) 'તળાવ વગેરેમાં સ્વીકારેલા પ્રકાશના પ્રતિબિંબ સિવાય આકાશના પ્રતિબિંબનો સ્વીકાર કરવામાં ગૌરવ દોષજ બાધ કરનાર છે' એમ (ઉ૦) કહેવું નહિ; કારણ કે સૂર્યનાં કિરણોના પ્રકાશના પ્રતિબિંબમાં આકાશના પ્રતિબિંબપણાના ભ્રમનો સ્વીકાર કરવામાં આવે તોપણ સૂર્યના પ્રકાશના પ્રતિબિંબના અધિકરણરૂપ તથા છીપમાં ભ્રમથી જણાયેલ રૂપા વગેરેની પેઠે અનિર્વચનીય એવા આકાશના પ્રતિબિંબના સ્વીકારવા યોગ્યપણાને લીધે ગૌરવ દોષમાં સમાનપણું છે. (પૂ૦) "રૂપ વગરના આકાશનું રૂપવાળા જલ વગેરેમાં ભલે પ્રતિબિંબ પડે, પરંતુ રૂપવગરના

युज्यते। रूपवत्येवोपाधौ प्रतिबिम्ब इति नियमेन सह विरोधादिति चेन्न । नीरूपध्वनौ द्रव्यात्मकानां गुणात्मकानां वा वर्णानां प्रतिबिम्बोऽस्तीत्यवश्यं वक्तव्यम् । तथा सति यथा दर्पणश्यामताया दर्पणगतप्रतिबिम्बद्वारेण बिम्बमुख इव ध्वनिगततारत्वादिधर्माणां ध्वनिगतवर्णप्रतिबिम्बद्वारा वर्णेष्वारोपः संभवति। एवं नीरूपान्तःकरणादौ नीरूपात्मनः प्रतिबिम्बसंभवः । ननु योऽसौ ध्वनौ वर्णप्रतिबिम्ब उच्यते स त्वयुक्तः । संनिधानमात्रेण ध्वनेरुदात्तादिधर्माणां व्यञ्जकतया वर्णेषूपपत्तेः । ध्वनेर्वर्णप्रतिबिम्बग्राहकत्वे मानाभावाच्च । तस्मान्नीरूपध्वनौ नीरूपवर्णानां प्रतिबिम्ब इत्यस्यामामाणिकत्वेन नीरूपस्य नीरूपे प्रतिबिम्ब-

ઇશ્વરનું રૂપ વગરના અંતઃકરણમાં પ્રતિબિંબ પડવું યોગ્ય નથી, કારણ કે 'રૂપવાળીજ ઉપાધિમાં પ્રતિબિંબ પડે' એ નિયમની સાથે વિરોધ આવે છે" એમ જો કહેવામાં આવે (ઉ૦) તો તેનો નિષેધ કરવામાં આવે છેઃ—'રૂપ વગરના ધ્વનિમાં દ્રવ્યાત્મક અથવા ગુણાત્મક વર્ણોનું પ્રતિબિંબ પડે છે' એમ અવશ્ય કહેવું જોઇએ. તેમ થતાં જેમ દર્પણના શ્યામપણાનો દર્પણમાં રહેલા પ્રતિબિંબદ્વારા બિંબરૂપ મુખમાં જેમ, તેમ ધ્વનિમાં રહેલ ઉંચાપણા વગેરે ધર્મોનો ધ્વનિમાં રહેલા વર્ણોના પ્રતિબિંબદ્વારા વર્ણોમાં આરોપ સંભવે છે. એ પ્રમાણે રૂપવગરના અંતઃકરણ વગેરેમાં રૂપવગરના આત્માના પ્રતિબિંબનો સંભવ છે. (પૂ૦) "જે આ ધ્વનિમાં વર્ણોનું પ્રતિબિંબ કહેવામાં આવે છે તે તો અયોગ્ય છે, કારણ કે કેવળ સમીપપણાથી ધ્વનિનું ઉદાત્ત વગેરે ધર્મોનું વ્યંજકપણું હોવાને લીધે વર્ણોમાં ઉદાત્ત વગેરે ધર્મો બંધબેસતા આવે છે, અને ધ્વનિના વર્ણોના પ્રતિબિંબના ગ્રાહકપણામાં પ્રમાણનો અભાવ છે. તેથી

भावे दृष्टान्ताभावान्नीरूपात्मनो नीरूपेऽन्तःकरणे कथं प्रतिबिम्ब इति चेन्न । यथा नीरूपस्य पूर्वशब्दस्य नीरूपाकाशे पर्वतादिसंनिधौ प्रतिध्वनिरूपः प्रतिबिम्बः प्रतीयते तथैव प्रकृते नीरूपात्मनो नीरूपान्तःकरणे प्रतिबिम्बे न कोऽपि विरोधः । न च तत्रापि प्रतिध्वनेरुत्पादकाभावात्कथं प्रतिध्वनिरूपः प्रतिबिम्बः स्यादिति वाच्यम् । गगनस्योत्पादकत्वेन सत्त्वात् । पूर्वशब्दस्य निमित्तस्य सत्त्वाच्च । न च प्रतिध्वनेः प्रतिबिम्बत्वे कथं गगनगुणत्वं न स्यादिति वाच्यम् । बिम्बप्रतिबिम्बयोरभेदश्चेदत्र बिम्बरूपपृथिव्यादिशब्दापेक्षया प्रतिध्वनिरूपप्रतिबि-

'રૂપવગરના ધ્વનિમાં રૂપવગરના વર્ણોનું પ્રતિબિંબ પડે છે' એ બાબતનું અપ્રામાણિકપણું હોવાને લીધે રૂપવગરના પદાર્થનું રૂપવગરના પદાર્થમાં પ્રતિબિંબ પડવામાં દષ્ટાંતનો અભાવ હોવાથી રૂપવગરના આત્માનું રૂપવગરના અંતઃકરણમાં કેમ પ્રતિબિંબ પડે ?" એમ જો કહેવામાં આવે (ઉ૦) તો તેનો નિષેધ કરવામાં આવે છેઃ—જેમ રૂપવગરના પ્રથમ શબ્દનું રૂપવગરના આકાશ વિષે પર્વત વગેરેના સમીપમાં પડઘારૂપ પ્રતિબિંબ જાણવામાં આવે છે, તે પ્રમાણેજ પ્રસ્તુત વિષયમાં રૂપવગરના આત્માનું રૂપવગરના અંતઃકરણમાં પ્રતિબિંબ પડવાવિષે કોઇપણ જાતનો વિરોધ નથી. (પૂ૦) ત્યાં પણ 'પડઘાને ઉત્પન્ન કરનારનો અભાવ હોવાથી પડઘારૂપ પ્રતિબિંબ કેમ પડે ?' એમ (ઉ૦) કહેવું નહિ; કારણ કે આકાશનું ઉત્પન્ન કરનારપણાથી હોવાપણું છે, અને પ્રથમ શબ્દરૂપ નિમિત્ત કારણનું પણ હોવાપણું છે. (પૂ૦)'પડઘાનું પ્રતિબિંબપણું હોવાથી તેનું આકાશના ગુણપણું કેમ ન હોય ?' એમ (ઉ૦) કહેવું નહિ, કારણ કે બિંબ તથા પ્રતિબિંબમાં જો અભેદ હોય તો અહિં

म्बस्य भेदाभावेन प्रतिध्वनिरूपप्रतिबिम्बस्य गगनगुणत्वानुपपत्तेः। भेदश्चेत्प्रतिध्वनिरूपप्रतिबिम्बस्य प्रातिभासिकत्वेन व्यावहारिकगुणत्वानुपपत्तेः । ननु प्रतिध्वनिः पूर्वशब्दस्य प्रतिबिम्ब इति यदुच्यते तन्न युक्तम् । तथाहि—पञ्चीकरणप्रक्रियया पटहपयोनिध्यादीनां ये शब्दास्ते च पृथिव्यादीनामेव शब्दाः। प्रतिध्वनेस्त्वाकाशशब्दत्वेन तस्यान्यदीयप्रतिबिम्बत्वायोगात् । तथा च नीरूपस्य पूर्वशब्दस्य प्रतिध्वनेः प्रतिबिम्बत्वाभावाद् दृष्टान्तासिद्धिः । तेन नीरूपात्मनो नीरूपान्तःकरणे प्रतिबिम्बो न भवितुमर्हतीति चेत् । उच्यते । यथा पर्वतगुहादिसंनिहितेषु नीरूपाकाशप्रदेशेषु नीरूपाणां वर्णानां वर्णरूपप्रतिशब्दानां

બિંબરૂપ પૃથ્વી વગેરેના શબ્દોથી પડઘારૂપ પ્રતિબિંબનો ભેદ નહિ હોવાથી પડઘારૂપ પ્રતિબિંબનું આકાશના ગુણપણું ઘટતું નથી જો બિંબ તથા પ્રતિબિંબમાં ભેદ માનવામાં આવે તો પ્રતિધ્વનિરૂપ પ્રતિબિંબના પ્રાતિભાસિકપણાને લીધે તેનું વ્યાવહારિક ગુણપણું બંધ બેસતું થતું નથી. (પૂ૦) 'પડઘો પ્રથમ શબ્દનું પ્રતિબિંબ છે, એમ જે કહેવામાં આવે છે તે યોગ્ય નથી. જેમ કેઃ—પંચીકરણની પ્રક્રિયાથી ઢોલ, સમુદ્ર વગેરેના જે શબ્દો છે તેઓ પૃથ્વી વગેરેનાજ શબ્દો છે. પડઘાનું તો આકાશના શબ્દપણું હોવાને લીધે તેના બીજાના પ્રતિબિંબપણાનો સંબંધ નથી. તે પ્રમાણે હોવાથી રૂપવગરના પ્રથમ શબ્દના પડઘાના પ્રતિબિંબપણાના અભાવને લીધે દૃષ્ટાંતની સિદ્ધિ નથી. તેથી રૂપવગરના આત્માનું રૂપવગરના અંતઃકરણમાં પ્રતિબિંબ પડવું ઘટતું નથી' એમ જો કહેવામાં આવે (ઉ૦) તો તેનો પ્રત્યુત્તર આપવામાં આવે છે કેઃ—પર્વતની ગુફા વગેરેની નજીક આવેલા રૂપવગરના આકાશના પ્રદેશોમાં વર્ણો જેવા

प्रतिबिम्बत्वमवश्यमेव वाच्यम् । तेषां साक्षाद्वर्णरूपत्वाभावात् । प्रतिवर्णाभिव्यक्तिस्थले गगनादौ वर्णव्यञ्जककण्ठताल्वादेरभावाच्च । अतो नीरूपात्मनो नीरूपान्तःकरणे प्रतिबिम्बः स्यादेव।

ननु ब्रह्मणः प्रतिबिम्बो जीव इत्यस्मिन्पक्षे श्रुतिसूत्रादिरूपप्रमाणाभावात्कथं प्रतिबिम्बवादो मान्यः स्यादिति चेन्न । एतद्वादप्रतिपादकबहुप्रमाणसत्त्वात् । तथाहि—'यथाह्ययं ज्योतिरात्मा विवस्वानपोभिन्ना बहुधैकोऽनुगच्छन् । उपाधिना क्रियते भेदरूपो देवः क्षेत्रेष्वेवमजोऽयमात्मा' 'एक एव तु भूतात्मा भूते भूते व्यवस्थितः । एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् ॥' 'रूपं

પડઘાઓનું રૂપવગરના વર્ણોના પ્રતિબિંબપણું અવશ્યજ કહેવું જોઇએ, કારણ કે તેઓના સાક્ષાત્ વર્ણરૂપપણાનો અભાવ છે, અને પડઘાઓની સ્પષ્ટ પ્રતીતિના સ્થળરૂપ આકાશ વગેરે સ્થળમાં વર્ણોની પ્રતીતિ કરાવનારાં કંઠ, તાળવા વગેરેનો અભાવ છે. આથી રૂપવગરના આત્માનું રૂપવગરના અંતઃકરણમાં પ્રતિબિંબ પડેજ.

(પૂ૦) 'જીવ બ્રહ્મનું પ્રતિબિંબ છે. આ પક્ષમાં શ્રુતિ, સૂત્ર વગેરેરૂપ પ્રમાણનો અભાવ હોવાથી પ્રતિબિંબવાદને કેવી રીતે માન્ય રાખવો?' એમ જો કહેવામાં આવે (ઉ૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે, કારણ કે આ પ્રતિબિંબવાદનું પ્રતિપાદન કરનારાં ઘણાં પ્રમાણો છે. જેમ કેઃ—**यथा ह्ययं**......(જેવી રીતે જુદાં જુદાં જળોમાં અનેક રીતે સંબંધવાળા થતા આ પ્રકાશસ્વરૂપ સૂર્યને ઉપાધિઓથી જુદા જુદા રૂપવાળો કરવામાં આવે છે, તેવી રીતે આ અજન્મા સ્વયંપ્રકાશ પરમાત્માને જુદાં જુદાં શરીરોમાં તે તે ઉપાધિઓથી જુદા જુદા રૂપવાળો કરવામાં આવે છે), **एक एव**......(સઘળા પ્રાણીપદાર્થસ્વરૂપ એકજ

'रूपं प्रतिरूपो बभूव' 'जीवेशावाभासेन करोति' इत्यादिश्रुतयः। 'आभास एव च' (ब्र० सू० २।३।५०) 'अत एव चोपमा-सूर्यकादिवत् (ब्र० सू० ३।२।१८) इत्यादिसूत्राणि च प्रति-बिम्बवादप्रतिपादकानि सन्ति ।

ननु वर्णानां यदि प्रतिवर्णरूपप्रतिबिम्बः स्यात्तदा नी-रूपात्मनो नीरूपान्तःकरणे प्रतिबिम्बः स्यात् । कण्ठताल्वादि-स्थलेऽपि कण्ठादेर्न वर्णव्यञ्जकत्वम् । अपि तु कण्ठाद्यभिघात-जन्यध्वनेरेवाभिव्यञ्जकत्वम् । यथा मूलध्वनिः प्रथमवर्णव्यञ्ज-

---

પરમાત્મા પ્રત્યેક પ્રાણી પદાર્થમાં રહેલ છે. તે જળમાં પડેલા ચંદ્રના પ્રતિબિંબની પેઠે એક રીતે અને અનેક રીતે જોવામાં આવે છે), **रूपं रूपं**......(પરમાત્મા જુદી જુદી ઉપાધિથી ભિન્ન ભિન્ન જેવો થયો), **जीवेशा**......(પરમાત્મા પોતાના પ્રતિબિંબથી જીવ અને ઇશ્વરને રચે છે) ઇત્યાદિ શ્રુતિઓ તથા **आभास**......(આ જીવ પર-માત્માનું પ્રતિબિંબજ છે), **अतएव**......(જેથી આ પરમાત્મા ચૈતન્ય સ્વરૂપજ છે, તેથી તેના અયથાર્થ વિશેષવાળાપણાને—ઉપાધિને લીધે ભેદવાળાપણાને ઉદ્દેશીને, તેની જળમાં પડેલા સૂર્યના પ્રતિબિંબની સાથે સરખામણી કરવામાં આવે છે) ઇત્યાદિ સૂત્રો બ્રહ્મના પ્રતિબિંબવાદનું પ્રતિપાદન કરનારાં છે.

(પૂ૦) 'વર્ણોનું જો પ્રતિધ્વનિરૂપ પ્રતિબિંબ પડે તો ત્યારે રૂપવગ-રના આત્માનું રૂપવગરના અંતઃકરણમાં પ્રતિબિંબ પડે. કંઠ તાળવા વગેરે સ્થળમાં પણ કંઠ વગેરેનું વર્ણની પ્રતીતિ કરાવનારપણું નથી, પરંતુ અનાહત નાદના કંઠ વગેરેની સાથે થયેલા અભિઘાતથી ઉત્પન્ન થયેલા ધ્વનિનુંજ વર્ણોની પ્રતીતિ કરાવનારપણું છે. જેમ મૂળ ધ્વનિ

कस्तथैव प्रतिवर्णाभिव्यक्तिस्थले तत्र गुहादावेवोत्पन्नः प्रतिध्वनिरेव गुहादौ प्रतिवर्णानां व्यञ्जक इत्यनुपपन्नो नीरूपवर्णानां प्रतिवर्णरूपः प्रतिबिम्बभावः । अतः कयापि युक्त्या नीरूपपदार्थस्य नीरूपपदार्थे प्रतिबिम्बो न भवितुमर्हति । येन नीरूपात्मनो नीरूपान्तःकरणे प्रतिबिम्बः स्यादिति चेदत एवारुचेरत्रावच्छेदवादिनः प्रत्यवतिष्ठन्ते । तथाहि-अनुपपन्नोऽयं पक्षः। नेश्वरप्रतिबिम्बो जीवः । किंत्वन्तःकरणावच्छिन्नो जीव इति मन्तव्यं येन जीवविषयकव्यवस्था सूपपन्ना स्यात् ।

नन्वन्तःकरणावच्छिन्नो जीव इति मतेऽस्मिल्ँलोके ब्राह्मणादिशरीरगतान्तःकरणावच्छिन्नचैतन्यप्रदेशस्य कर्मकर्तृत्वा-

પહેલા વર્ણનું સૂચન કરાવનારો છે. તેમજ પ્રતિવર્ણો (સામા ઉઠેલા વર્ણો )ની સ્પષ્ટ પ્રતીતિના સ્થળમાં તે ગુફા વગેરેમાંજ ઉત્પન્ન થયેલો પ્રતિધ્વનિજ ગુફા વગેરેમાં પ્રતિવર્ણોનું સૂચન કરાવનાર છે, તેથી રૂપવગરના વર્ણોનું પ્રતિવર્ણોરૂપ પ્રતિબિંબપણું બંધ બેસતું થતું નથી. આથી કોઇ પણ યુક્તિવડે રૂપવગરના પદાર્થનું રૂપવગરના પદાર્થમાં પ્રતિબિંબ પડવું યોગ્ય નથી. જો તેમ થાય તો રૂપવગરના પરમાત્માનું રૂપવગરના અંતઃકરણમાં પ્રતિબિંબ પડે' એમ જો કહેવામાં આવે (ઉ૦) તો આજ અરુચિથી અહિં અવચ્છેદવાદીઓ સામા થાય છે. જેમ કેઃ—આ પ્રતિબિંબવાદ ઘટતો નથી. ઇશ્વરનું પ્રતિબિંબ જીવ નથી, પરંતુ અંતઃકરણથી અવચ્છેદ પામેલું ચૈતન્ય જીવ છે, એમ માનવું જોઇએ; જેથી જીવના વિષયમાં વ્યવસ્થા સારી રીતે બંધ બેસતી થાય.

(પ્રતિબિંબવાદીનો પૂ૦) "અંતઃકરણથી અવચ્છેદ પામેલું ચૈતન્ય જીવ છે, એ મતમાં આ લોકવિષે બ્રાહ્મણ વગેરે શરીરની અંદર રહેલા

ल्लोकान्तरे देवादिशरीरगतान्तःकरणावच्छिन्नचैतन्यप्रदेशस्य चाकर्तुर्भोक्तृत्वे कृतहानिरकृताभ्यागमप्रसङ्गश्च । येन कर्म कृतं न तस्य फलभोगः । येन कर्माकृतं तस्याकृतकर्मफलाभ्यागमः । न च ब्राह्मणादिशरीरगतस्यैवान्तःकरणस्य लोकान्तरे गमनाभ्युपगमात्तदवच्छिन्नचैतन्यप्रदेशस्य लोकान्तरे गमनं भविष्यतीति न दोष इति वाच्यम् । घटस्य देशान्तरगमनेऽपि घटावच्छिन्नाकाशप्रदेशस्य तत्र गमनादर्शनादिति चेत् । उच्यते । प्रतिबिम्बपक्षेऽपि स्वानन्तर्गतस्य स्वसंनिहितस्य चैतन्यप्रदेशस्या-

---

અંતઃકરણથી અવચ્છેદ પામેલા ચૈતન્યના પ્રદેશનું કર્મ કરનારપણું હોવાથી, બીજા લોક વિષે દેવ વગેરે શરીરની અંદર રહેલા અંતઃકરણથી અવચ્છેદ પામેલો ચૈતન્યનો પ્રદેશ અકર્તા હોવા છતાં તેને ફલ ભોગવનારપણું પ્રાપ્ત થતાં **कृतनाश** (કરેલાં કર્મોનાં ફલોનો નાશ) એ દોષ આવે, અને **अकृताभ्यागम** (નહિ કરેલાં કર્મોનાં ફલોની પ્રાપ્તિ) એ દોષનો પણ પ્રસંગ પ્રાપ્ત થાય. જેણે કર્મ કર્યું, તેને ફલનો ભોગ થતો નથી, અને જેણે કર્મ નથી કર્યું તેને નહિ કરેલાં કર્મોનાં ફલોની પ્રાપ્તિ થાય છે. 'બ્રાહ્મણ વગેરે શરીરની અંદર રહેલાજ અંતઃકરણનું બીજા લોકમાં ગમન સ્વીકારવામાં આવ્યું છે, તેથી તે અંતઃકરણથી અવચ્છેદ પામેલા ચૈતન્યના પ્રદેશનું બીજા લોકમાં ગમન થશે, તેથી દોષ નથી' એમ કહેવું નહિ, કારણ કે ઘડાનું બીજા પ્રદેશમાં ગમન થાય છે, છતાં પણ ઘડાથી અવચ્છેદ પામેલા આકાશના પ્રદેશનું ત્યાં ગમન જોવામાં આવતું નથી' આમ જો કહેવામાં આવે (અવચ્છેદવાદીનો ઉ૦) તો તેનો પ્રત્યુત્તર આપવામાં આવે છેઃ—પ્રતિબિંબવાદમાં પણ પોતાની અંદર નહિ રહેલા, અને પોતાની પાસે રહેલા ચૈતન્યના પ્રદેશનું

न्तःकरणे प्रतिबिम्बस्य वक्तव्यतया तत्र तत्रान्तःकरणगमने बिम्बभेदात्तत्प्रतिबिम्बस्यापि भेदावश्यंभावेनोभयत्रापि तुल्योऽयं दोषः ।

न चाविद्याप्रतिबिम्बोऽयं जीव इति मन्यतेऽतोऽविद्याया देशान्तरगमनाभावेन नैहिकामुष्मिकप्रतिबिम्बो भिद्यतेऽतो नास्मत्पक्षे दोष इति वाच्यम् । अहमप्यविद्यावच्छिन्नो जीव इति मन्येऽतो मत्पक्षेऽपि दोषाभावात् ।

वस्तुतः प्रतिबिम्बपक्षेऽपि जीवस्यैकत्वस्वीकारेण क्वचित्प्रदेशे कर्तृत्वं प्रदेशान्तरे भोक्तृत्वमिति कृतहान्यकृताभ्यागमरूप-

અંતઃકરણમાં પ્રતિબિંબ પડવાનું કહેવાનું હોવાથી તે તે પ્રદેશોમાં અંતઃકરણ જતાં બિંબોનો પણ ભેદ હોવાથી તેઓનાં પ્રતિબિંબોનો પણ ભેદ અવશ્ય થવાથી જેવો અવચ્છેદવાદમાં દોષ છે, તેવોજ પ્રતિબિંબવાદમાં પણ છે, એવી રીતે બન્નેમાં પણ સમાન દોષ છે.

(પ્રતિબિંબવાદીનો પૂ૦) 'આ જીવ અવિદ્યામાં ચૈતન્યનું પ્રતિબિંબ છે, એમ માનવામાં આવે છે, તેથી બીજા પ્રદેશમાં અવિદ્યાના ગમનનો અભાવ હોવાથી આ લોકના તથા પરલોકના પ્રતિબિંબમાં ભેદ પડતો નથી, તેને લીધે અમારા પક્ષમાં દોષ નથી' એમ (અવચ્છેદવાદીનો ઉ૦) કહેવું નહિ, કારણ કે હું પણ જીવ અવિદ્યાથી અવચ્છેદ પામેલો છે, એમ માનું છું તેથી મારા પક્ષમાં પણ દોષનો અભાવ છે.

વાસ્તવિક રીતે પ્રતિબિંબવાદમાં પણ જીવના એકપણાનો સ્વીકાર કરવાથી કોઇ પ્રદેશમાં જીવનું કર્તાપણું અને બીજા પ્રદેશમાં ભોક્તાપણું એમ **कृतनाश** તથા **अकृताभ्यागम**૩૫ દોષોની પ્રાપ્તિ નથી. અવચ્છેદવાદમાં પણ ચૈતન્યની એકતા તથા તેનો અવચ્છેદ કરનાર ઉપાધિની

दोषप्रसङ्गो नास्ति । अवच्छेदवादेऽपि चैतन्यैक्यस्य तदवच्छेदकोपाध्यैक्यस्य चाभ्युपगमेन न तद्दोषः ।

ननु यो विज्ञाने तिष्ठन्नित्यादावन्तर्यामिभावेन विकारान्तरावस्थानश्रवणं विरुध्येतावच्छेदपक्षे । अण्डान्तर्वर्तिनश्चैतन्यस्य तत्तदन्तःकरणोपाधिभिः सर्वात्मना जीवरूपेणावच्छेदात् । अन्तःकरणरहितचैतन्यस्येश्वरस्याण्डाद् बहिरेव सत्त्वेनेश्वरस्यान्तःकरणनिष्ठत्वाभावात् । एवं चान्तर्यामिरूपसाक्ष्यभावप्र-

---

એકતાનો સ્વીકાર કરવાથી ઉપર કહેલા દોષો નથી.

(પ્રતિબિંબવાદીનો પૂ૦) "**यो विज्ञाने तिष्ठन्**[1]...... ઇત્યાદિમાં અંતર્યામીપણાથી ચૈતન્યનું બીજા વિકારોમાં રહેવાના શ્રવણને અવચ્છેદવાદમાં વિરોધ આવે, કારણ કે બ્રહ્માંડની અંદર રહેલા ચૈતન્યનો તે તે અંતઃકરણોરૂપ ઉપાધિઓથી સર્વ રીતે જીવરૂપે અવચ્છેદ થાય છે, કેમકે અંતઃકરણરહિત ચૈતન્યરૂપ ઇશ્વરનું બ્રહ્માંડથી બહાર હોવાપણું હોવાથી તેના અંતઃકરણમાં રહેલાપણાનો અભાવ છે. એ પ્રમાણે અંતર્યામીરૂપ સાક્ષીનો અભાવ પ્રાપ્ત થાય. 'સાક્ષીનો સ્વીકાર નહિ કરવામાં શો દોષ છે?' એમ જો કહેવામાં આવે તો સાંભળ:— સુષુપ્તિમાં અજ્ઞાન વગેરે જે સાક્ષિભાસ્ય પદાર્થો છે તેઓનું જાગ્રતના સમયમાં સ્મરણ થાય-

---

१ **यो विज्ञाने तिष्ठन् विज्ञानादन्तरो यं विज्ञानं न वेद यस्य विज्ञानं शरीरं यो विज्ञानमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः।**

જે વિજ્ઞાન (બુદ્ધિ)માં રહી વિજ્ઞાનની અંદર આવેલો છે, જેને વિજ્ઞાન જાણતું નથી, વિજ્ઞાન જેનું શરીર છે, અને જે અંદર રહી વિજ્ઞાનને નિયમમાં રાખે છે, તે તારો અવિનાશી અંતર્યામી આત્મા છે.

सङ्गः स्यात् । ननु साक्ष्यस्वीकारे को दोष इति चेच्छृणु । सुषुप्तौ ये साक्षिभास्या अज्ञानादयस्तेषां प्रबोधसमये स्मरणं जायते । यदि साक्षी न स्यात्तर्हि सुषुप्तिकालस्थाज्ञानादीनामप्रकाशेन प्रबोधावस्थायां तमआदीनां स्मरणं न स्यात् । ननु सुषुप्तिकालस्थतमआदीनां जीव एव प्रकाशकः कथं नेति चेन्न । सुषुप्तिसमयेऽन्तःकरणस्य लये प्रकाशसाधनाभावान्न जीवः प्रकाशते । अतः साक्षिणः परमावश्यकतया नेदं वक्तुं शक्यते यत्सुषुप्तिकालेऽपि जीवेनाज्ञानादीनां प्रकाशनेन साक्षिपदार्थोऽन्यथासिद्ध इति । तस्मादवच्छेदवादे साक्षिणोऽसंभवात्सुषुप्तिकालिकाज्ञानस्य प्रबोधे स्मरणं न स्यादिति चेन्न । प्रतिबिम्ब-

છે. જો સાક્ષી ન હોય તો સુષુપ્તિસમયના અજ્ઞાન વગેરેનો પ્રકાશ નહિ થવાથી જાગ્રત્ અવસ્થામાં તે અજ્ઞાન વગેરેનું સ્મરણ ન થાય. 'સુષુપ્તિ સમયના અજ્ઞાન વગેરેનો પ્રકાશક જીવ કેમ ન હોય?' એમ જો કહેવામાં આવે તો તેનો નિષેધ કરવામાં આવે છે, કારણ કે સુષુપ્તિના સમયમાં અંતઃકરણનો લય થતાં પ્રકાશવાના સાધનનો અભાવ હોવાથી જીવ પ્રકાશતો નથી. આથી સાક્ષીના પરમ આવશ્યકપણાને લીધે, સુષુપ્તિના સમયમાં પણ જીવથી અજ્ઞાન વગેરેનો પ્રકાશ થવાથી સાક્ષી પદાર્થ અન્યથાસિદ્ધ છે, એમ બોલવું શકય નથી. તેથી અવચ્છેદવાદમાં સાક્ષીનો અસંભવ હોવાથી સુષુપ્તિસમયના અજ્ઞાનનું જાગ્રત્માં સ્મરણ ન થાય' એમ જો કહેવામાં આવે (અવચ્છેદવાદીનો ઉ૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે, કારણ કે પ્રતિબિંબવાદમાં પણ આ દોષનું સમાનપણું છે. જેમ કેઃ— અંતઃકરણરૂપ ઉપાધિની અંદર નહિ રહેલા જ

पक्षेऽप्येतद्दोषस्य तुल्यत्वात् । तथाहि—अन्तःकरणरूपोपाधावनन्तर्गतस्यैव चैतन्यस्यान्तःकरणे प्रतिबिम्बो, न तु तदन्तर्गतस्यापि चैतन्यस्य । यथा जले कृत्स्नचन्द्रस्य प्रतिबिम्बस्तथा न समस्तचैतन्यस्य प्रतिबिम्बः । अतः साक्षिविषयिणी यादृशी भवदीयव्यवस्था स्यात्तादृशी मदीयापीति तुल्यो हि दोषः । अतोऽन्तःकरणावच्छिन्नो जीव इति सिद्धान्तः ।

वस्तुतस्तु न प्रतिबिम्बो नाप्यवच्छिन्नो जीवः । किंतु कुन्तीकुमारस्य कर्णस्य राधेयत्ववदविकृतब्रह्मण एवाविद्यया जीवभावः। अतो बृहदारण्यके भाष्यकारैरप्युक्तं 'व्याधकुलसंवर्धितराजकुमारदृष्टान्तेन ब्रह्मैव स्वाविद्यया संसरति स्वविद्यया मुच्यते'

---

ચૈતન્યનું અંતઃકરણમાં પ્રતિબિંબ પડે છે, પરંતુ અંતઃકરણરૂપ ઉપાધિની અંદર રહેલા ચૈતન્યનું પણ અંતઃકરણમાં પ્રતિબિંબ પડતું નથી. જેમ જળમાં સંપૂર્ણ ચંદ્રનું પ્રતિબિંબ પડે છે, તેમ અંતઃકરણમાં સંપૂર્ણ ચૈતન્યનું પ્રતિબિંબ પડતું નથી. આથી સાક્ષીના વિષયમાં જેવી તમારી વ્યવસ્થા છે, તેવી મારી પણ છે, તેથી આપણી બન્નેની ઉક્તિમાં સમાન દોષ છે. આથી જીવ અંતઃકરણવડે અવચ્છેદ પામેલો છે, એ સિદ્ધાંત છે.

વાસ્તવિક રીતે જીવ ચૈતન્યનું પ્રતિબિંબ નથી, તેમ તે અંતઃકરણથી કે અવિદ્યાથી અવચ્છેદ પામેલો નથી, પરંતુ કુંતીના પુત્ર કર્ણના રાધાપુત્ર (રાધાના પુત્ર) પણાની પેઠે વિકાર પામ્યા વગરના બ્રહ્મનુંજ અવિદ્યાથી જીવપણું છે. આથી બૃહદારણ્યકમાં ભાષ્યકાર શ્રીશંકરાચાર્યે પણ કહ્યું છે કે 'પારાધિના કુળમાં ઉછરેલ રાજકુમારના દષ્ટાંતથી બ્રહ્મજ પોતાની અવિદ્યાથી સંસાર ભોગવે છે, અને પોતાની વિદ્યાથી સંસારથી મુક્ત થાય છે.' આથીજ જેમ રાજાના પુત્રને પોતાના રાજકુમારપણાનું

इति । अत एव 'राजसूनोः स्मृतिप्राप्तौ व्याधभावो निवर्तते । यथैवमात्मनोऽज्ञस्य तत्त्वमस्यादिवाक्यतः ॥' इति वार्तिककारवाचोयुक्तिरपि संगच्छते ।

जीवपरिमाणविशेषेऽपि बहुवादिविप्रतिपत्तयः सन्ति । तत्राणुरिति श्रीरामानुजाचार्यादयः । मध्यम इति जैनाः । आत्मा महानिति केवलाद्वैतवादिनः । तथैवात्मनः प्राभाकरतार्किका अचिद्रूपत्वं वदन्ति । चिदचिद्रूपत्वं भाट्टा वर्णयन्ति । चिद्रूप इति त्रिप्रमेयकाराः । परमिति । इन्द्रियविषयमनोबुद्धिमहत्त-

સ્મરણ થતાં તેનું પારાધિપણું ટળી જાય છે, તેમ અજ્ઞ આત્માને **तत्त्वमसि** ('તે તું છો' ઇત્યાદિ મહાવાક્યથી પોતાના બ્રહ્મભાવનું જ્ઞાન થતાં તેનું જીવપણું ટળી જાય છે' એ વાર્તિકકારની વાણીની યુક્તિ પણ બેસતી આવે છે.

જીવના અમુક જાતના પરિમાણમાં પણ ઘણા વાદીઓના વાંધા છે. ત્યાં શ્રીરામાનુજાચાર્ય વગેરે કહે છે કે આત્મા **અણુ** છે, જૈન લોકો કહે છે કે આત્મા **મધ્યમ** છે, કેવલાદ્વૈતવાદીઓ કહે છે કે આત્મા **મહાન્** છે. તેજ પ્રમાણે પ્રભાકરમતના મીમાંસકો તથા નૈયાયિક લોકો આત્માનું **અચિત્ રૂપપણું** કહે છે. ભટ્ટ મતના મીમાંસકો આત્માનું **ચિદચિત્** રૂપપણું વર્ણવે છે. ત્રિપ્રમેય નામના રામાનુજ મતના ગ્રંથના કર્તા આત્મા **ચિત્**રૂપ છે, એમ કહે છે. **परमिति**— ઇંદ્રિય, વિષય, મન, બુદ્ધિ,[1] મહતત્ત્વ[2] તથા અવ્યક્તથી પર એટલે સર્વોત્કૃષ્ટ એ

૧ અહિં બુદ્ધિ શબ્દથી અહંકારનું અથવા વ્યષ્ટિ બુદ્ધિનું અર્થાત્ જીવની બુદ્ધિનું ગ્રહણ કરવું.

૨ સમિષ્ટ બુદ્ધિ અર્થાત્ હિરણ્યગર્ભની બુદ્ધિ.

त्त्वाव्यक्तेभ्यः परं सर्वोत्कृष्टमित्यर्थः। तदुक्तं कठोपनिषदि षष्ठवल्ल्याम्। 'इन्द्रियेभ्यः परं मनो मनसः सत्त्वमुत्तमम्। सत्त्वादधिमहानात्मा महतोऽव्यक्तमुत्तमम् ॥ अव्यक्तात्तु परः पुरुषो व्यापकोऽलिङ्ग एव च। यज्ज्ञात्वा मुच्यते जन्तुरमृतत्वं च गच्छति॥' यद्वा तैत्तिरीयोपनिषदि ब्रह्मवल्ल्यां 'ब्रह्मविदाप्नोति परम्' इति ब्राह्मणवाक्यव्याख्यानबोध्यं पञ्चकोशेभ्यः परम्।

परपदार्थपरमेश्वरविषयिण्यो बहुविमतिपत्तयः सन्ति। तथाहि–क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वर इति ध्यायिनः। सत्यकामः सत्यसंकल्पः सत्यज्ञानादिविशिष्ट ईश्वर

---

અર્થ છે. તે પ્રમાણે કઠોપનિષદ્‌માં છટ્ઠી વલ્લીવિષે કહ્યું છે કે **इन्द्रियेभ्यः**......(ઇંદ્રિયોથી મન ઉત્તમ છે, મનથી અહંકાર ઉત્તમ છે, અહંકારથી મહત્તત્ત્વ ઉત્તમ છે, મહત્તત્ત્વથી અવ્યક્ત ઉત્તમ છે, અને અવ્યક્તથી તો વ્યાપક અને લિંગશરીરથી રહિત ઇશ્વરજ પર છે. જે જાણી પ્રાણી સંસારથી છૂટો થાય છે, અને મોક્ષ પામે છે). અથવા તૈત્તિરીય ઉપનિષદ્‌માં બ્રહ્મવલ્લીવિષે **ब्रह्म**......(બ્રહ્મવેત્તા પર અર્થાત્ બ્રહ્મને પામે છે) એ બ્રાહ્મણ-વાક્યના વ્યાખ્યાનથી 'પાંચ કોશોથી પર (નિરાળો) ઇશ્વર' એમ સમજવા યોગ્ય.

પરપદના અર્થરૂપ પરમેશ્વરના વિષયમાં ઘણા વાંધા છે. જેમ કે:– ક્લેશ, કર્મ, ફલ અને સંસ્કારોના સ્પર્શવગરનો શ્રેષ્ઠ પુરુષ ઇશ્વર છે, એમ યોગી લોકો કહે છે, સત્ય ઇચ્છાવાળો, સત્ય સંકલ્પવાળો અને સત્ય જ્ઞાનવગેરેથી યુક્ત ઇશ્વર છે, એમ નૈયાયિક લોકો કહે છે, હિરણ્યગર્ભજ ઇશ્વર છે. એમ હિરણ્યગર્ભના ઉપાસકો કહે છે, વિરાટ્જ

इति तार्किकाः । हिरण्यगर्भ एवेति हिरण्यगर्भोपासिनः । विराडेवेश्वर इति विराड्वादिनः चतुर्मुखो ब्रह्मैवेश्वर इति ब्रह्मेश्वरवादिनः । विष्णुरेवेश्वर इति भागवताः । शिव एवेश्वर इति शैवाः । गणेश एवेति गाणपताः । तीर्थंकर एवेश्वर इति जैनाः । बुद्ध एवेश्वर इति बौद्धाः । विश्वकर्मैवेश्वर इति विश्वकर्मपूजकाः । किं बहुना लाङ्गलमपीश्वर इति लाङ्गलजीविनः प्राकृताः । एते सर्वेऽपि भक्त्या फलदायिनः । सर्वेषां मतेऽविरोधेन यदीश्वरनिर्णयः कर्तव्यश्चेत्तदा 'मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् । अस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत् ॥' इतिश्वेताश्वतरोपनिषच्छ्रुत्यनुसारेणैव निश्चेतव्यः ।

---

ઈશ્વર છે, એમ વિરાટ્‌ના ઉપાસકો કહે છે, ચાર મુખવાળા બ્રહ્માજ ઈશ્વર છે, એમ બ્રહ્માને ઈશ્વર કહેનારા ઉપાસકો કહે છે, વિષ્ણુજ ઈશ્વર છે, એમ વિષ્ણુના ઉપાસકો કહે છે, શિવજ ઈશ્વર છે, એમ શિવના ઉપાસકો કહે છે, ગણેશજ ઈશ્વર છે, એમ ગણપતિના ઉપાસકો કહે છે, તીર્થંકરજ ઈશ્વર છે, એમ જૈન લોકો કહે છે, બુદ્ધજ ઈશ્વર છે, એમ બૌદ્ધ લોકો કહે છે, અને વિશ્વકર્માજ ઈશ્વર છે, એમ વિશ્વકર્માના પૂજકો કહે છે. વધારે શું કહેવું ? હળ પણ ઈશ્વર છે, એમ હળવડે આજીવિકા ચલાવનારા પામર લોકો કહે છે. એઓ સઘળા પણ ભક્તિવડે ફળ આપનારા છે. સઘળાઓના મતમાં વિરોધ લાવ્યા વગર ઈશ્વરનો નિર્ણય કરવો હોય તો ત્યારે તેનો **मायां तु......**(માયાને તો પ્રકૃતિ જાણવી, અને માયાવાળાને તો મહેશ્વર જાણવો. આના અવયવરૂપ પદાર્થોથી તો આ સઘળું જગત્ વ્યાપ્ત છે) એ શ્વેતાશ્વતર ઉપનિષદ્‌ની શ્રુતિને અનુસારે નિશ્ચય કરી લેવો.

देवैः सेव्यमिति । देवैर्ब्रह्मादिभिः सेव्यम्—पञ्चदश-षोडशद्वात्रिंशदुपचारैर्विधिपूर्वकं पूज्यम् । तत्र पञ्चोपचाराः—ध्यान[१]माराधनं[२] चैव भक्त्या यच्च निवेदनम्[३] । नीराजनं[४] प्रणामश्च[५] पञ्च पूजोपचारकाः ॥ दशोपचाराः—अर्घ्यं[१] पाद्यं[२] चाचमनं[३] स्नानं[४] वस्त्रनिवेदनम्[५] । गन्धादयो[६,७,८] नैवेद्यान्ता[१०] उपचारा दश क्रमात् ॥ अत्रादिशब्देन पुष्पधूपदीपान्संयोज्य दशोपचारा बोध्याः । षोडशोपचाराः—आसनं[१] स्वागतं[२] चार्घ्यं[३] पाद्यमाचमनीयकम्[४,५] । मधुपर्कार्पणं[६] स्नानं[७] वसनाभरणानि च ॥ सुगन्धः[९] सुमनो[१०] धूपो[११] [१२]दीपो नैवेद्यमेव[१३] च । माल्यानुलेपने[१४] चैव नमस्कारो[१५] विसर्जनम्[१६]॥

नागदेवेन तूपचारभेदेन षोडशोपचारा उक्ताः। यथा आवाह[१]-

---

**देवैः सेव्यमिति**–બ્રહ્મા વગેરે દેવોથી સેવાવાને યોગ્ય. પાંચ, દસ, સોળ તથા બત્રીસ ઉપચારોવડે વિધિપૂર્વક પૂજવા યોગ્ય. ત્યાં પાંચ ઉપચારો—ધ્યાન, આરાધના (સેવા), ભક્તિવડે જે નૈવેદ્ય તે, આરાર્તિ (આરતિ) તથા પ્રણામ એ પાંચ પૂજાના ઉપચારો છે. દસ ઉપચારો–અર્ઘ્ય (પૂજા માટે જળ), પાદ્ય (ચરણ ધોવા માટે જળ), આચમન, સ્નાન, વસ્ત્રનું નિવેદન, ગંધ (ચંદન)થી આરંભી નૈવેદ્ય પર્યંત અનુક્રમે દસ ઉપચારો છે. અહિં **आदि** શબ્દથી પુષ્પ, ધૂપ તથા દીપ એઓને મેળવી દસ ઉપચારો જાણવા. સોળ ઉપચારો—આસન, સ્વાગત, અર્ઘ્ય, પાદ્ય, આચમનીય (આચમન માટે જળ), મધુપર્કનું અર્પણ, સ્નાન, વસ્ત્ર આભૂષણો, સુગંધ (ચંદન), પુષ્પ, ધૂપ, દીવો, નૈવેદ્ય, પુષ્પ તથા અનુલેપન (અત્તર વગેરે સુગંધી પદાર્થો), પ્રણામ અને વિસર્જન.

પંડિત નાગદેવે તો ઉપચારના ભેદથી (જુદા ઉપચારોનાં નામ આપી) સોળ ઉપચારો કહ્યા છે જેમ કેઃ— આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય

नासने पाद्यमर्घ्यमाचमनीयकम् । स्नानं वस्त्रोपवीते च गन्धं-माल्ये ततः क्रमात् ॥ धूपो दीपश्च नैवेद्यं नमस्कारः प्रदक्षिणम्। उद्वासनं षोडशकमेवं देवार्चने विधिः ॥

द्वात्रिंशदुपचाराः— अर्घ्यं पाद्यमाचमनं मधुपर्कमुपस्पृशम् । स्नानं नीराजनं वस्त्रमाचमं चोपवीतकम् ॥ पुनराचमनं भूषा दर्पणालोकनं ततः । गन्धपुष्पे धूपदीपौ नैवेद्यं च ततः क्रमात् । पानीयं तोयमाचामं हस्तवासस्ततः परम् । ताम्बूलमनुलेपं च पुष्पदानं ततः पुनः ॥ गीतं वाद्यं तथा नृत्यं स्तुतिश्चैव प्रदक्षिणाः । पुष्पाञ्जलिनमस्कारौ द्वात्रिंशत्समुदीरिताः ॥

पानीयम्—मध्ये जलम् । हस्तवासः—करोद्वर्तनम् ।

---

આચમનીય, સ્નાન, વસ્ત્ર, ઉપવીત (જનોઇ), ચંદન, પુષ્પ, ત્યાર પછી અનુક્રમે ધૂપ, દીવો, નૈવેદ્ય, નમસ્કાર, પ્રદક્ષિણા અને સોળમું વિસર્જન એ પ્રમાણે દેવના પૂજનમાં પ્રકાર છે.

બત્રીસ ઉપચારો—અર્ઘ્ય, પાદ્ય, આચમન, મધુપર્ક, ઉપસ્પૃશ (મુખ પ્રક્ષાલન), સ્નાન, આરાર્તિ, વસ્ત્ર, આચમન, ઉપવીત, ફરીને આચમન, ભૂષણ, ત્યાર પછી દર્પણમાં મુખાવલોકન, ચંદન, પુષ્પ, ધૂપ, દીવો, નૈવેદ્ય, ત્યાર પછી અનુક્રમે પાનીય, જળ, આચમન, હસ્તવાસ, ત્યાર પછી તાંબૂલ (નાગરવેલનું પાન), અનુલેપન, પુષ્પદાન, ત્યાર પછી ગીત, વાદ્ય, નૃત્ય, સ્તુતિ, પ્રદક્ષિણા, પુષ્પાંજલિ (પુષ્પોનો ખોબો) અને નમસ્કાર એ બત્રીસ ઉપચારો કહ્યા છે.

પાનીય—વચમાં આપવામાં આવેલું જળ, હસ્તવાસ—હાથના મેલને લોટ વગેરેથી દૂર કરવો.

वाजसनेयिनां षोडशोपचारपूजाक्रमः—(१) ॐ सहस्रशीर्षेत्यावाहनम् । (२) ॐ पुरुष एवेत्यासनम् । (३) ॐ एतावानस्येति पाद्यम् । (४) ॐ त्रिपादूर्ध्वमित्यर्घ्यम् (५) ॐ ततो विराडजायतेत्याचमनीयम् । (६) ॐ तस्माद्यज्ञानादिति स्नानम् । (७) ॐ तस्माद्यज्ञात्सर्वहुत इति वस्त्रम् । (८) ॐ तस्मादश्वा इति यज्ञोपवीतम् । (९) ॐ तं यज्ञमिति गन्धः । (१०) ॐ यत्पुरुषमिति पुष्पम् । (११) ॐ ब्राह्मणोऽस्येति धूपः । (१२) ॐ चन्द्रमा मनस इति दीपः । (१३) ॐ नाभ्या आसीदिति नैवेद्यम् । (१४) ॐ यत्पुरुषेणेति दक्षिणायुक्तताम्बूलम् । (१५) ॐ सप्तास्या इति आरार्तिकपूर्वकप्रदक्षिणा ।

---

વાજસનેયી લોકોનો સોળ ઉપચારોવડે પૂજાનો ક્રમ—(૧) ૐ **सहस्रशीर्षा......** એ મંત્રથી આવાહન. (૨) ૐ **पुरुष एव......** એ મંત્રથી આસન. (૩) ૐ **एतावानस्य......** એ મંત્રથી પાદ્ય. (૪) ૐ **त्रिपादूर्ध्वम्......** એ મંત્રથી અર્ઘ્ય. (૫) ૐ **ततो विराडजायत......** એ મંત્રથી આચમનીય. (૬) ૐ **तस्माद्यज्ञात्...** એ મંત્રથી સ્નાન. (૭) ૐ **तस्माद्यज्ञात्सर्वहुतः......** એ મંત્રથી વસ્ત્ર. (૮) ૐ **तस्मादश्वाः......** એ મંત્રથી યજ્ઞોપવીત [જનોઇ]. (૯) ૐ **तं यज्ञम्......** એ મંત્રથી ચંદન. (૧૦) ૐ **यत्पुरुषम्...** એ મંત્રથી પુષ્પ. (૧૧) ૐ **ब्राह्मणोऽस्य......** એ મંત્રથી ધૂપ. (૧૨) ૐ **चन्द्रमा मनसः......** એ મંત્રથી દીવો. (૧૩) ૐ **नाभ्या आसीत्......** એ મંત્રથી નૈવેદ્ય. (૧૪) ૐ **यत्पुरुषेण......** એ મંત્રથી દક્ષિણાયુક્ત તાંબૂલ. (૧૫) ૐ **सप्तास्याः......**એ મંત્રથી આરાર્તિપૂર્વક પ્રદક્ષિણા. (૧૬) ૐ **यज्ञेन यज्ञम्......** એ મંત્રથી

(१६) ॐ यज्ञेन यज्ञमिति मन्त्रपुष्पयुक्तनमस्कारः ।

ननु परमैश्वर्यसंपन्ना इन्द्रादयो देवाः श्रीवटपतिं कथं सेवन्त इत्यतआह—रसमुपनिषद्वेद्यममितमिति । इन्द्रादयः सावधिकानन्दा अतोऽमितमपरिमितं रसं निरवधिकानन्दं ब्रह्मविद्यात्मकोपनिषदेकवेद्यं परमेश्वरं सेवन्ते निरवधिकानन्दस्वरूपप्राप्त्यर्थम् । अत्र रसशब्देन मधुरादिरसवत्सुखहेतुत्वाद् गौण्या वृत्त्या ब्रह्मानन्दो ब्रह्मैव बोध्यम् । श्रूयते च तैत्तिरीयोपनिषदि ब्रह्मवल्ल्याम् । 'यद्वैतत्सुकृतं रसो वै सः । रस ँ ह्येवायं लब्ध्वाऽऽनन्दीभवति । को ह्येवान्यात्कः प्राण्यात् । यदेष आकाश आनन्दो न स्यात् । एष ह्येवानन्दयति' इति । लौकिकालौकिक-

---

मंत्रपूर्वक पुष्पयुक्त प्रणाम.

'परम ऐश्वर्ययुक्त ઇंद्र वगेरे देवो श्रीवटपतिने केम सेवे छे?' એवी शंका थाय तेथी कहे छे:— **रसमुपनिषद्वेद्यममितमिति**—ઇंद्र वगेरे देवो अवधिथी युक्त (सापेक्ष) आनंदवाळा छे, आथी तेओ अमित એटले अमाप रसरूप अर्थात् अवधिथी रहित आनंदरूप तथा केवळ ब्रह्मविद्यारूप ઉपनिषदोथी जणाय એवा परमेश्वरने अवधिथी रहित आनंदस्वरूपनी प्राप्ति माटे सेवे छे. अहिं रसशब्दथी मधुर वगेरे रसनी पेठे सुखनुं कारण होवाथी गौणी वृत्तिवडे ब्रह्मानंदरूप ब्रह्मनेज समजवानुं छे. तैत्तिरीय ઉपनिषद्मां ब्रह्मवल्ली विषे **यद्वैतत्**... (आ ब्रह्म पुण्यरूप छे, ते रसरूप छे, आ मनुष्य रसनेज पामी आनंदरूप थाय छे. जो आ ब्रह्मानंद न होय तो कोण जीवे अने कोण श्वास लीએ? आ ब्रह्मज आनंद आपे छे) એ श्रुति छे. એ प्रमाणे

भेदेनानन्दो द्विविधः। तत्र लौकिकानन्दो विषयानन्दः। अलौकिकानन्दः परमानन्दः। लौकिकानन्दस्य बाह्यसाधनसंपत्तिजन्यत्वेनोत्तरोत्तरोत्कृष्टत्वं निर्दिष्टं तैत्तिरीयोपनिषदि ब्रह्मवल्ल्याम्—"युवा स्यात्साधुयुवा" इत्यारभ्य "स एको ब्रह्मण आनन्दः" इत्येतत्पर्यन्तम्। मनुष्यमनुष्यगन्धर्वदेवगन्धर्वपित्राजानदेवकर्मदेवदेवेन्द्रबृहस्पतिप्रजापतिहिरण्यगर्भपर्यन्ताः सावधिकानन्दाः। ब्रह्मानन्दो निरवधिकानन्दः। स एवात्रामितं रसमिति पदद्वयेनाभिप्रेतः। स चानन्दो निरतिशयानन्दलक्षणपरब्रह्मस्वरूप एव। उपनिषद्वेद्यमिति उपनिषद्भिर्वेद्यः

લૌકિક અને અલૌકિક એવા ભેદથી આનંદ બે પ્રકારનો છે. ત્યાં લૌકિકાનંદ એટલે વિષયાનંદ, અને અલૌકિકાનંદ એટલે પરમ આનંદ સમજવાનો છે. તૈત્તિરીય ઉપનિષદ્‌માં **युवा स्यात्साधुयुवा** (જુવાન થાય, વળી સારો જુવાન થાય) એ શ્રુતિથી આરંભી **स एको ब्रह्मण आनन्दः** (પ્રજાપતિના જે સો આનંદો છે તે એક બ્રહ્મનો આનંદ છે) એ શ્રુતિપર્યંત લૌકિક આનંદનું બહારની સાધનસંપત્તિથી ઉત્પન્ન થવા યોગ્યપણું હોવાને લીધે ઉત્તરોત્તર ઉત્કૃષ્ટપણું કહ્યું છે. મનુષ્ય, મનુષ્યગંધર્વ, દેવગંધર્વ, પિતૃ, આજાનદેવ (સ્માર્ત કર્મો કરવાથી જન્મસિદ્ધ દેવપણાવાળા), કર્મદેવ, દેવેંદ્ર, બૃહસ્પતિ, પ્રજાપતિ અને હિરણ્યગર્ભપર્યંત અવધિવાળા આનંદો છે. બ્રહ્માનંદ એ અવધિવગરનો આનંદ છે. તેનેજ અહિં **अमितम्** અને **रसम्** એ બે પદોથી કહેવા ધારેલ છે. તે આનંદ નિરતિશય આનંદભૂત પરબ્રહ્મરૂપજ છે. **उपनिषद्वेद्यमिति**- ઉપનિષદોથી જાણવા યોગ્ય એટલે સાક્ષાત્ કરવા યોગ્ય એ **उपनिषद्वेद्य** તેને. **षद्लृ विशरणगत्यवसादनेषु** (षद्लृ ધાતુ શિથિલ કરવું,

साक्षात्करणीय उपनिषद्वेद्यस्तम्। षद्लृ विशरणगत्यवसादने-ष्विति व्याकरणस्मृत्या शिथिलीकरणप्राप्तिविनाशनार्थकस्य स-द्धातोरुपनीत्युपसर्गद्वयविशिष्टस्य क्विबन्तस्य रूपमुपनिषदिति। तेन चावयवार्थानुगमेनोपनिषच्छब्देन ब्रह्मविद्योच्यते। त-थाहि—ये मुमुक्षुपुरुषा ऐहिके पुत्रापत्यधनादावामुष्मिके च स्वर्गादौ वितृष्णाः सन्त उपनिषच्छब्दवाच्यां ब्रह्मविद्यामुप-गम्य, आचार्योपदेशाल्लब्ध्वा निश्चयेन यावत्साक्षात्कारमभ्य-स्यन्ति, तेषामविद्याकामकर्मरूपाणां संसारबीजानां विशरणा-त्क्षीणतापादनादन्ते च सर्वथा विनाशनात्समुच्छेदादुपनिषच्छ-ब्दो ब्रह्मविद्यावाचकः। अथ च मुमुक्षून्ब्रह्म गमयति प्रापयती-त्यर्थेनापि ब्रह्मविद्योपनिषच्छब्देनोच्यते। तादृशब्रह्मविद्याप्रति-

પ્રાપ્તિ તથા વિનાશ કરવો એ અર્થોમાં છે) એ વ્યાકરણસ્મૃતિથી શિથિલ કરવું, પામવું તથા વિનાશ કરવો એ અર્થવાળા **उप** અને **नि** એ ઉપસર્ગોથી યુક્ત, તથા **क्विप्** પ્રત્યય છે અંતમાં જેને એવા **सद्** ધાતુનું **उपनिषद्** એ રૂપ છે. **उपनिषद्** શબ્દથી તે અવયવોના અર્થને અનુસારે બ્રહ્મવિદ્યા કહેવામાં આવે છે. જેમકે જે મુમુક્ષુ પુરુષો આ લોકનાં પુત્ર, સંતાન, ધનવગેરેમાં અને પરલોકનાં સ્વર્ગવગેરેમાં તૃષ્ણાથી રહિત થઇ **उपनिषद्** શબ્દના વાચ્ય અર્થરૂપ બ્રહ્મવિદ્યાને **उपगम्य**–આચાર્યના ઉપદેશથી પામી નિશ્ચયથી સાક્ષાત્કાર (સ્વાનુભવ) પર્યંત તેનો અભ્યાસ કરે છે. તે અવિદ્યા, કામ તથા કર્મરૂપ સંસારનાં બીજોના વિશરણથી અર્થાત્ તેઓની ક્ષીણતા કરવાથી, અને છેવટે તેઓનો સર્વથા વિનાશ એટલે સારી રીતે ઉચ્છેદ કરવાથી **उपनिषद्** શબ્દ બ્રહ્મવિદ્યાને કહેનારો છે. વળી 'મુમુક્ષુઓને બ્રહ્મ પ્રાપ્ત કરાવે છે' એ

पादका ग्रन्थविशेषा ईशावास्यैतरेयकाठकमुण्डकादयोऽप्युपनिषच्छब्देनोच्यन्ते। तादर्थ्यात्ताच्छब्द्यमिति न्यायात्। आयुर्वै घृतमित्यादिवत्। उपनिषद्भिरेव वेद्यः परमात्मेति च श्रूयते "तं त्वौपनिषदं पुरुषं पृच्छामि" इत्यादिश्रुतिषु। विद्या च द्विविधा अपरा परा चेति। तद्वेद्यं च द्विविधम्। अपरा विद्या ऋग्वेदादिरूपा कर्मकाण्डप्रतिपादिका। तद्वेद्यं च धर्मार्थकामसाधनरूपम्। परा विद्या चोपनिषद्रूपा परब्रह्मप्रतिपादिका। तद्वेद्यं च ब्रह्मतत्त्वम्। तदुक्तं मुण्डकोपनिषदि "द्वे विद्ये वेदितव्ये इति ह स्म यद् ब्रह्मविदो वदन्ति परा चैवापरा च। तत्रापरा ऋग्वेदो यजुर्वेदः

---

અર્થવડે પણ **उपनिषद्** શબ્દથી બ્રહ્મવિદ્યાજ કહેવામાં આવે છે. તેવી બ્રહ્મવિદ્યાનું પ્રતિપાદન કરનારા ઇશાવાસ્ય, ઐતરેય, કાઠક, મુંડક વગેરે વિશિષ્ટ ગ્રંથો પણ **उपनिषद्** શબ્દથી કહેવાય છે, કારણ કે **तादर्थ्यात्**......(જે તેને માટે હોય તેમાં તે શબ્દવાળાપણું હોય) એ ન્યાય છે. **आयुर्वै घृतम्**-(ઘી આયુષ્ છે) ઇત્યાદિમાં ઘી વગેરે આયુષ્ વગેરે માટે હોવાથી તેઓ **आयुष्** વગેરે શબ્દોથી કહેવાય છે. **तं त्वौपनिषदं**...... ઇત્યાદિ શ્રુતિઓમાં પરમાત્મા ઉપનિષદોથીજ જણાય એવો છે એમ કહ્યું છે. અપરા અને પરા એમ વિદ્યા બે પ્રકારની છે, તેનાથી સમજવાનું પણ બે પ્રકારનું છે. ઋગ્વેદ વગેરેરૂપ કર્મકાંડનું પ્રતિપાદન કરનાર વિદ્યા અપરા છે. તેનાથી સમજાતું ધર્મ, અર્થ તથા કામનું સાધન પણ અપર છે. પરબ્રહ્મનું પ્રતિપાદન કરનાર ઉપનિષદ્રૂપ વિદ્યા પર છે. તેનાથી સમજાતું પરબ્રહ્મ પણ પર છે. તે પ્રમાણે મુંડકોપનિષદ્માં કહ્યું છે કે **द्वे विद्ये**......(પરા અને અપરા એ પ્રમાણે બે વિદ્યા જાણવાની છે, એમ જે બ્રહ્મવેત્તાઓ કહે છે તેમાં ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુકત, છંદ અને

सामवेदोऽथर्ववेदः शिक्षा कल्पो व्याकरणं निरुक्तं छन्दो ज्योतिषमिति । अथ परा यया तदक्षरमधिगम्यते" इति । यद्यपि "सर्वे वेदा यत्पदमामनन्ति तपांसि सर्वाणि च यद्वदन्ति" इति काठकश्रुत्या सर्वेषां वेदानां तात्पर्यं ब्रह्मविज्ञापन इति विज्ञायते तथापि साक्षाद् ब्रह्मतत्त्वविज्ञापकत्वादुपनिषदां तदेकपरत्वात्प्राधान्यम् । कर्मकाण्डप्रतिपादकवेदभागस्य तु निष्कामबुद्धयेश्वरार्पणबुद्धया च नित्यनैमित्तिककर्मानुष्ठानेन चित्तशुद्धिद्वारा परंपरया ब्रह्मविज्ञानप्रापकत्वान्न मुख्यत्वम् ।

ननु बहव इदानीमुपनिषदः पुस्तकेभ्यः पठन्ति तदर्थं चावबुध्यन्ते कथं तेषामखण्डानन्दस्वरूपब्रह्मसाक्षात्कारो न

જ્યોતિષ્ એ અપરા વિદ્યા છે, તથા જેથી તે બ્રહ્મ જણાય છે તે પરા વિદ્યા છે). જો કે **सर्वे वेदाः......**(સઘળા વેદો જે પદનો બોધ આપે છે તથા સઘળાં તપો જે પદને કહે છે) એ કાઠક શ્રુતિથી 'સઘળા વેદોનું તાત્પર્ય બ્રહ્મ જણાવવામાં છે' એમ જણાય છે, તોપણ સાક્ષાત્ બ્રહ્મતત્ત્વને જણાવનાર હોતાં ઉપનિષદોનું તાત્પર્ય બ્રહ્મતત્ત્વને સમજાવવામાંજ હોવાને લીધે વિદ્યાઓમાં ઉપનિષદોનું પ્રધાન [મુખ્ય]પણું છે. કર્મકાંડનું પ્રતિપાદન કરનાર વેદભાગ તો નિષ્કામ બુદ્ધિથી તેમજ ઇશ્વરાર્પણ બુદ્ધિથી નિત્યનૈમિત્તિક કર્મો આચરવાવડે ચિત્તની શુદ્ધિદ્વારા પરંપરાથી બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત કરાવનાર હોવાથી તેનું મુખ્યપણું નથી.

(પૂ૦) "ઘણા લોકો હમણાં પુસ્તકોમાંથી ઉપનિષદો ભણે છે, અને તેઓનો અર્થ જાણે છે, તો તેઓને અખંડ આનંદસ્વરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કેમ થતો નથી ?" એમ જો કહેવામાં આવે [ઉ૦] તો તેનો ઉત્તર

भवतीति चेत्। यथोक्तकारित्वाभावात्परिश्रमवैफल्यं तेषाम्। यथाविध्युपनिषच्छ्रवणमनननिदिध्यासनेषु कृतेष्वेव ब्रह्मसाक्षात्कारः परमानन्दावाप्तिश्च नान्यथा। उपनिषच्छ्रवणप्रकारश्च प्रदर्शितो यथा "तद्विजिज्ञासुः स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्" इति। श्रोत्रियं साङ्गवेदाध्ययनशालिनम्। ब्रह्मनिष्ठं ब्रह्मणि निष्ठा स्थिरा वृत्तिर्यस्य तम्।

ब्रह्मसाक्षात्कारोपायाश्च भगवत्या श्रुत्यैव प्रदर्शिताः। तद्यथा "आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्य" इति। अरे इति सानुक्रोशं महर्षेर्याज्ञवल्क्यस्य प्रियां पत्नीं प्रति-

---

આપવામાં આવે છે કે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે આચરનારપણાના અભાવથી તેઓના પરિશ્રમનું વિફલપણું થાય છે. વિધિ પ્રમાણે ઉપનિષદોનાં શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કર્યાં હોય તોજ બ્રહ્મનો સાક્ષાત્કાર અને પરમ આનંદની પ્રાપ્તિ થાય છે, નહિ તો તેઓ થતાં નથી. ઉપનિષદોના શ્રવણનો પ્રકાર શ્રુતિએ બતાવ્યો છે. જેમ કે—**तद्विजिज्ञासुः......** (તે બ્રહ્મને જાણવાની ઇચ્છાવાળા તે પુરુષે હાથમાં સમિધ્ લઇ શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ ગુરુની પાસે જવું) **श्रोत्रियम्**—છ અંગો સહિત વેદોનું અધ્યયન કરવાવાળા તથા **ब्रह्मनिष्ठम्**—બ્રહ્મમાં છે સ્થિર વૃત્તિ જેની એવા ગુરુની પાસે.

બ્રહ્મના સાક્ષાત્કારના ઉપાયો ભગવતી શ્રુતિએજ દર્શાવ્યા છે. જેમ કે—**आत्मा वा अरे......**(અરે, આત્માનો સાક્ષાત્કાર કરવો જોઇએ, અને તે સાક્ષાત્કાર માટે આત્માનાં શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કરવાં જોઇએ. 'અરે' એ મહર્ષિ યાજ્ઞવલ્કયનું પોતાની પ્રિય પત્નીપ્રત્યે

वचनम् । वैशब्दो निश्चयार्थः । वा शब्दो वा एवकारार्थः । आत्मा एव द्रष्टव्यो नान्यत् । क्षणभङ्गुरं परिणामतापदं सांसारिकं वस्तुजातं न द्रष्टव्यम् । आत्मैव केवलं द्रष्टव्यः । तथैव श्रुत्यन्तरेऽप्युक्तं "तमेवैकं जानथ आत्मानमन्या वाचो विमुञ्चथामृतस्यैष सेतुः ।" एष आत्मामृतस्य अमृतत्वस्य मोक्षस्य सेतुः प्रापक इत्यर्थः । कया रीत्या द्रष्टव्य इत्याकाङ्क्षायामाह—श्रोतव्य इति । विवेकवैराग्यादिसाधनचतुष्टयसंपत्तिपूर्वकं प्रागुक्तश्रोत्रियब्रह्मनिष्ठश्रीगुरुचरणशरणं गत्वा तन्मुखादेव श्रोतव्यः । श्रवणे सत्यपि अनाद्यविद्यावासनाबलेनासंभावनाविपरीतभावनारूपप्रतिबन्धकसत्त्वे श्रवणादेव केवलाद् ब्रह्मसाक्षात्काररूपं फलं न

દયાસહિત વચન છે. નિશ્ચય છે અર્થ જેનો એવો **वै** શબ્દ છે, અથવા **एव** (જ) છે અર્થ જેનો એવો **वा** શબ્દ છે. આત્માનોજ સાક્ષાત્કાર કરવો જોઇએ, બીજાનો નહિ. ક્ષણભંગુર અને પરિણામમાં સંતાપ આપનાર સંસારની સઘળી વસ્તુઓને જાણવી નહિ જોઇએ, કેવળ આત્માનેજ જાણવો જોઇએ. તેમજ બીજી શ્રુતિમાં પણ કહ્યું છે કે "**तमेवैकं**......(તેજ એક આત્માને જાણો. બીજી વાણી મુકી દીઓ. આ આત્મા મોક્ષને પ્રાપ્ત કરાવનાર છે). આ આત્મા અમૃત એટલે અમૃતપણાને અર્થાત્ મોક્ષને પ્રાપ્ત કરાવનાર છે, એ અર્થ છે. 'કયી રીતિથી આત્માને જાણવો?' એવી આકાંક્ષા થતાં '**श्रोतव्यः** (આત્માનું શ્રવણ કરવું જોઇએ)' એમ કહે છે. વિવેક, વૈરાગ્ય વગેરે ચાર સાધનોની સંપત્તિપૂર્વક, પહેલાં કહેવામાં આવેલા શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ એવા શ્રીગુરુના ચરણનું શરણ લઇ તેના મુખથીજ આત્માનું શ્રવણ કરવું જોઇએ. શ્રવણ કર્યાં છતાં પણ અનાદિ અવિદ્યાની વાસનાના બળથી

सिध्येदतस्तत्प्रतिबन्धकनिवृत्तय उपायमाह–मन्तव्यो निदिध्यासितव्य इति। 'श्रोतव्यः श्रुतिवाक्येभ्यो मन्तव्यश्चोपपत्तितः' इति प्रथमं श्रुत्वा श्रुत्यविरुद्ध वचनानुसारेण युक्तिभिश्चिन्तनीयः। चिन्तयित्वा निदिध्यासितव्योऽन्तःकरणवृत्तिं बाह्यविषयेभ्यो व्यावर्त्य तदेकतानतया ध्येयः। एवं श्रुत्युक्तोपायानुसरण एव श्रुत्युक्तामृतत्वरूपफलप्राप्तिर्नान्यथेति विज्ञेयम्। श्रीनाथमिति। श्रयति हरिमिति श्रीः। श्रिया सहितो नाथः श्रीनाथो रमास्वामीत्यर्थः। नाथपदेन सार्वज्ञ्यसर्वशक्त्यादिरूपैश्वर्यविशिष्टत्वं श्रीवटपतेर्बोध्यम्। **भवभयहरमिति**। भवः संसारस्तस्य भयं

---

અસંભાવના અને વિપરીત ભાવનારૂપ પ્રતિબંધક (આડે આવનાર) હોતાં કેવળ શ્રવણથીજ બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાનરૂપ ફળ સિદ્ધ ન થાય, આથી તે પ્રતિબંધકની નિવૃત્તિ માટે '**मन्तव्यो, निदिध्यासितव्यः** (આત્માનું મનન તેમજ નિદિધ્યાસન કરવું જોઇએ)' એ ઉપાય કહે છે. **श्रोतव्यः...** (શ્રુતિવાકયોથી શ્રવણ કરી ઉપપત્તિઓથી— બેસતી આવે એવી યુકિતઓથી આત્માનું મનન કરવું જોઇએ) એમ પ્રથમ શ્રવણ કરી, શ્રુતિને અવિરોધી વચનોને અનુસારે આત્માનું ચિંતન કરવું જોઇએ. ચિંતન કરી તેનું નિદિધ્યાસન કરવું જોઇએ, અર્થાત્ બહારના વિષયોથી અંતઃકરણની વૃત્તિને વાળી લઇ આત્માનું એકતાન થઇ ધ્યાન કરવું જોઇએ. એ પ્રમાણે શ્રુતિમાં કહેલા ઉપાયોને અનુસરવામાંજ શ્રુતિએ કહેલ મોક્ષરૂપ ફળની પ્રાપ્તિ છે, પરંતુ બીજી રીતે નથી, એમ જાણવું. **श्रीनाथमिति**– હરિનો આશ્રય કરે છે એ શ્રી. શ્રીસહિત નાથ એ શ્રીનાથ એટલે 'લક્ષ્મીના પતિ' એ અર્થ છે. **नाथ** પદથી શ્રીવટપતિનું સર્વજ્ઞપણા, સર્વ શકિતવાળાપણા વગેરેરૂપ ઐશ્વર્યથી સંપન્નપણું જાણવું. **भव**-

जन्ममरणरूपदुःखापत्तिः। तत्स्वपराभक्तिजन्यस्वसाक्षात्कारेण वा स्वविषयकशुभश्रवणादिसाधनभावनया स्वाभेदबोधेन वा हरतीति भवभयहरस्तम्। तदुक्तं च बृहदारण्यके—"अभयं वै जनक प्राप्तोऽसि तदात्मानमेवावेदहं ब्रह्मास्मीति। तथैव तैत्तिरीयोपनिषदि ब्रह्मवल्ल्यां—"यदा ह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयं प्रतिष्ठां विन्दते अथ सोऽभयं गतो भवति" इति ॥ १ ॥

**चिदानन्दं सत्यं जगदुदयरक्षालयकरं**
**यदज्ञानाच्छुक्तौ रजतमिव विश्वं विलसितम्।**
**पुनर्यद्विज्ञानं भ्रमहरमभेदं तमनघं**
**नमामि श्रीनाथं भवभयहरं श्रीवटपतिम् ॥ २ ॥**

---

**भयहरमिति**– ભવ એટલે સંસાર તેનો ભય અર્થાત્ જન્મમરણરૂપ દુઃખની પ્રાપ્તિ. તે ભયને, પોતાની પરા ભક્તિથી ઉત્પન્ન થવાના સાક્ષાત્કારથી, અથવા પોતાવિષે શુભ શ્રવણ વગેરે સાધનો ભક્તોમાં ઉત્પન્ન કરવાથી, અથવા પોતાની સાથેના અભેદના જ્ઞાનથી હરે છે એ **भवभयहर:** (સંસારરૂપ ભયને હરનાર) તેને. બૃહદારણ્યકમાં તે કહ્યું છે કે **अभयं**......(હે જનક! તમે અભયને–બ્રહ્મને પ્રાપ્ત થયા છો. ત્યારે તેણે આત્માને 'હું બ્રહ્મ છું' એમ જાણ્યો). તે પ્રમાણે તૈત્તિરીય ઉપનિષદ્ વિષે બ્રહ્મવલ્લીમાં કહ્યું છે કે જ્યારે આ મનુષ્ય આ અદૃશ્ય, જડ વસ્તુના સંસર્ગથી રહિત, નિરૂપણ કરવાને અશક્ય, અને અવિનાશી પરમાત્મામાં અભયરૂપ પ્રતિષ્ઠા (સ્થિતિ)ને પામે છે, ત્યારે તે અભયને પામેલો થાય છે. ૧

જે ચેતન છે, આનંદ સ્વરૂપ છે, સત્ય છે, જગતનાં સૃષ્ટિ, સ્થિતિ તથા લય કરનાર છે, જેના અજ્ઞાનથી છીપમાં રૂપાની પેઠે જગતનું ભાન થાય છે, અને વળી જેનું જ્ઞાન ભ્રમને હરનારૂં છે, તે ભેદ વગરના, નિર્દોષ તથા સંસારરૂપ ભયને હરનારા લક્ષ્મીના પતિ શ્રીવટપતિ નારાયણ ભગવાનને પ્રણામ કરૂં છું. ૨

## टीका ।

**चिदानन्दमिति । चिच्चैतन्यरूपम् । आनन्दमानन्दस्वरूपम् । ननु ज्ञानवदानन्दोऽपि परमेश्वरवृत्तिगुण एव । तेनानन्दरूपं ब्रह्मेति वक्तुं न शक्यते । न चानन्दस्य ब्रह्मणो गुणत्वे मानाभाव इति वाच्यम् । "आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कदाचन" इति श्रुतेरेव मानत्वात् । अत्र ब्रह्मण इति षष्ठी वर्तते तेन च ब्रह्मसंबन्ध्ययमानन्दस्तं विद्वाञ्जानन्पुरुषः कदाचन कस्मिन्नपि काले न बिभेति भयं न प्राप्नोत्यर्थः । अत एवानन्दं ब्रह्मेत्यादा-**

## ટીકા.

**चिदानन्दमिति— चित्** એટલે ચૈતન્યરૂપ. **आनन्दम्**—આનંદરૂપ. (પૂ૦) "જ્ઞાનની પેઠે આનંદ પણ પરમેશ્વરમાં રહેલો ગુણજ છે. તેથી 'આનંદસ્વરૂપ બ્રહ્મ' એમ કહી ન શકાય. 'આનંદનું બ્રહ્મના ગુણપણું છે' એ બાબતમાં પ્રમાણનો અભાવ છે, એમ નહિ કહેવું, કારણ કે **आनन्दं......**(બ્રહ્મના આનંદને જાણતો મનુષ્ય કદી ભય પામતો નથી) એ શ્રુતિનુંજ પ્રમાણપણું છે, અહિં **ब्रह्मणः** એ ષષ્ઠી છે, તેથી બ્રહ્મના સંબંધવાળો અર્થાત્ બ્રહ્મનો આ જે આનંદ તે જાણતો પુરૂષ **कदाचन**—કોઇપણ કાળમાં **न बिभेति**—ભય પામતો નથી

जन्ममरणरूपदुःखापत्तिः। तत्स्वपराभक्तिजन्यस्वसाक्षात्कारेण वा स्वविषयकशुभश्रवणादिसाधनभावनया स्वाभेदबोधेन वा हरतीति भवभयहरस्तम्। तदुक्तं च बृहदारण्यके—"अभयं वै जनक प्राप्तोऽसि तदात्मानमेवावेदहं ब्रह्मास्मीति। तथैव तैत्तिरीयोपनिषदि ब्रह्मवल्ल्यां—"यदा ह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयं प्रतिष्ठां विन्दते अथ सोऽभयं गतो भवति" इति ॥ १ ॥

चिदानन्दं सत्यं जगदुदयरक्षालयकरं
यदज्ञानाच्छुक्तौ रजतमिव विश्वं विलसितम्।
पुनर्यद्विज्ञानं भ्रमहरमभेदं तमनघं
नमामि श्रीनाथं भवभयहरं श्रीवटपतिम् ॥ २ ॥

**भयहरमिति**– ભવ એટલે સંસાર તેનો ભય અર્થાત્ જન્મમરણરૂપ દુ:ખની પ્રાપ્તિ. તે ભયને, પોતાની પરા ભક્તિથી ઉત્પન્ન થવાના સાક્ષાત્કારથી, અથવા પોતાવિષે શુભ શ્રવણ વગેરે સાધનો ભક્તોમાં ઉત્પન્ન કરવાથી, અથવા પોતાની સાથેના અભેદના જ્ઞાનથી હરે છે એ **भवभयहरः** (સંસારરૂપ ભયને હરનાર) તેને. બૃહદારણ્યકમાં તે કહ્યું છે કે **अभयं**......(હે જનક! તમે અભયને–બ્રહ્મને પ્રાપ્ત થયા છો. ત્યારે તેણે આત્માને 'હું બ્રહ્મ છું' એમ જાણ્યો). તે પ્રમાણે તૈત્તિરીય ઉપનિષદ્ વિષે બ્રહ્મવલ્લીમાં કહ્યું છે કે જ્યારે આ મનુષ્ય આ અદૃશ્ય, જડ વસ્તુના સંસર્ગથી રહિત, નિરૂપણ કરવાને અશક્ય, અને અવિનાશી પરમાત્મામાં અભયરૂપ પ્રતિષ્ઠા (સ્થિતિ)ને પામે છે, ત્યારે તે અભયને પામેલો થાય છે. ૧

જે ચેતન છે, આનંદ સ્વરૂપ છે, સત્ય છે, જગતનાં સૃષ્ટિ, સ્થિતિ તથા લય કરનાર છે, જેના અજ્ઞાનથી છીપમાં રૂપાની પેઠે જગતનું ભાન થાય છે, અને વળી જેનું જ્ઞાન ભ્રમને હરનારૂં છે, તે ભેદ વગરના, નિર્દોષ તથા સંસારરૂપ ભયને હરનારા લક્ષ્મીના પતિ શ્રીવટપતિ નારાયણ ભગવાનને પ્રણામ કરૂં છું. ૨

## टीका।

**चिदानन्दमिति। चिच्चैतन्यरूपम्। आनन्दमानन्दस्वरूपम्। ननु ज्ञानवदानन्दोऽपि परमेश्वरवृत्तिगुण एव। तेनानन्दरूपं ब्रह्मेति वक्तुं न शक्यते। न चानन्दस्य ब्रह्मणो गुणत्वे मानाभाव इति वाच्यम्। "आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कदाचन" इति श्रुतेरेव मानत्वात्। अत्र ब्रह्मण इति षष्ठी वर्तते तेन च ब्रह्मसंबन्ध्ययमानन्दस्तं विद्वाञ्ज्ञानन्पुरुषः कदाचन कस्मिन्नपि काले न बिभेति भयं न प्राप्नोत्यर्थः। अत एवानन्दं ब्रह्मेत्यादा-**

## ટીકા.

**चिदानन्दमिति— चित्** એટલે ચૈતન્યરૂપ. **आनन्दम्**—આનંદરૂપ. (પૂ૦) "જ્ઞાનની પેઠે આનંદ પણ પરમેશ્વરમાં રહેલો ગુણજ છે. તેથી 'આનંદસ્વરૂપ બ્રહ્મ' એમ કહી ન શકાય. 'આનંદનું બ્રહ્મના ગુણપણું છે' એ બાબતમાં પ્રમાણનો અભાવ છે, એમ નહિ કહેવું, કારણ કે **आनन्दं**......(બ્રહ્મના આનંદને જાણતો મનુષ્ય કદી ભય પામતો નથી) એ શ્રુતિનુંજ પ્રમાણપણું છે, અહિં **ब्रह्मणः** એ ષષ્ઠી છે, તેથી બ્રહ્મના સંબંધવાળો અર્થાત્ બ્રહ્મનો આ જે આનંદ તે જાણતો પુરૂષ **कदाचन**—કોઇપણ કાળમાં **न बिभेति**-ભય પામતો નથી

वानन्दोऽस्यास्तीति 'अर्शआदिभ्योऽच्' इत्यनेन मत्वर्थीयाच्प्रत्ययेनानन्दवद् ब्रह्मेत्यपि संगच्छते इति चेन्न। ज्ञानानन्दयोरात्मगुणत्वमिति मतस्य युक्तिविरुद्धत्वात्। तथाहि—

किं ज्ञानं ब्रह्मणि समवायसंबन्धेन वर्तत आहोस्वित्तादात्म्येन?

नाद्यः। समवायस्यासिद्धत्वात्। नन्वयुतसिद्धवृत्तिः संबन्धः समवायः। अयुतसिद्धपदार्थास्त्ववयवावयविनौ गुणगुणिनौ क्रियाक्रियावन्तौ जातिव्यक्ती विशेषनित्यद्रव्ये चेति। तत्रेहप्रत्ययलिङ्गगम्यः समवायः। अधिकरणप्रत्यक्षाप्रत्यक्षयोगेन

એ અર્થ છે. આથીજ **आनन्दं ब्रह्म** ઇત્યાદિમાં પણ 'આનંદ આને છે' એ અર્થમાં **आनन्द** શબ્દને **अर्श आदिभ्योच्** ५।२।१२७। એ પાણિનીય સૂત્રથી **मतुप्** પ્રત્યયના અર્થવાળો **अच्** પ્રત્યય થતાં 'આનંદવાળું બ્રહ્મ' એ પણ મળતું આવે છે" એમ જો કહેવામાં આવે (ઉ૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે; કારણ કે 'જ્ઞાન તથા આનંદનું આત્માના ગુણપણું છે' એ મતનું યુક્તિથી વિરુદ્ધપણું છે. જેમ કે:—

શું જ્ઞાન બ્રહ્મમાં સમવાય સંબંધથી છે કે તાદાત્મ્ય સંબંધથી છે?

પહેલો પક્ષ ઘટતો નથી, કારણ કે સમવાયનું અસિદ્ધપણું છે. (પૂ૦) "અયુતસિદ્ધ (અપૃથક્—સાથેજ ઉત્પન્ન થયેલ) પદાર્થોમાં રહેનારો સંબંધ સમવાય છે. અયુતસિદ્ધ પદાર્થો તો અવયવ તથા અવયવી [અવયવવાળો] ગુણ તથા ગુણી (ગુણવાળો), ક્રિયા તથા ક્રિયાવાન્, જાતિ તથા વ્યકિત, અને વિશેષ તથા નિત્ય દ્રવ્ય છે. ત્યાં 'અહિં છે' એવી પ્રતીતિરૂપ જ્ઞાપકથી સમવાય જાણવામાં આવે છે. 'પોતાના (સમવાયના) અધિકરણના પ્રત્યક્ષ થવા તથા પ્રત્યક્ષ નહિ થવાના સંબંધથી સમવાયનું

समवायस्य प्रत्यक्षाप्रत्यक्षत्वमिति वैशेषिकाः। प्रत्यक्षसिद्ध एव समवाय इति गौतमीयतार्किकास्तत्कथमसिद्ध इत्युच्यते । समवायसंबन्धस्तार्किकतनयेषु जीवत्सु केनापि न खण्डयितुं शक्यतेऽलं समवायखण्डनप्रस्तावेन मिथ्याभूतमिथ्यात्ववादिना विवादेनेति चेत् । अत्रोच्यते । यु मिश्रणामिश्रणयोरिति युधातोः क्तप्रत्यये नञा समासेऽयुतशब्दस्तस्य सिद्धशब्देन समासे निष्पन्नोऽयुतसिद्धशब्दः । स चापृथगुत्पत्तौ मुख्यः। सा चापृथगुत्पत्तिर्भवन्मते न द्रव्यगुणयोरस्ति। द्रव्यस्य प्राक्सिद्धेर्गुणस्य पश्चादुत्पत्तेश्च । न च संबन्धितयैव कार्यस्य कारणे सिद्धिरयुतसिद्धिरिति वाच्यम् । अनुपपत्तेः । तथाहि—

પ્રત્યક્ષપણું તથા અપ્રત્યક્ષપણું છે' એમ વૈશેષિક લોકો માને છે. 'સમવાય પ્રત્યક્ષસિદ્ધજ છે' એમ ગૌતમમતના તાર્કિક લોકો કહે છે, તો સમવાયને અસિદ્ધ કેમ કહેવામાં આવે છે? તાર્કિક લોકોના પુત્રો જીવતાં કાઇથી પણ સમવાય સંબંધનું ખંડન કરી શકાય નહિ, માટે સમવાયના ખંડનના પ્રસ્તાવરૂપ જુદા મિથ્યાપણાને કહેનારા વિવાદથી બસ કરો" એમ જો કહેવામાં આવે (ઉ૦) તો તેના પ્રત્યુત્તરમાં અહિં કહેવામાં આવે છે કે મિશ્રણ અને અમિશ્રણ એ અર્થવાળા **यु** ધાતુને **क्त** પ્રત્યય લગાડી **नञ्** ની સાથે સમાસ કરતાં **अयुतसिद्ध** શબ્દ સિદ્ધ થાય છે. તેનો 'સાથેજ ઉત્પત્તિ' એ અર્થ મુખ્ય છે. તમારા મતમાં તે 'સાથેજ ઉત્પત્તિ' દ્રવ્ય તથા ગુણની નથી, કારણ કે દ્રવ્યની પ્રથમ સિદ્ધિ થાય છે, અને ત્યારપછી ગુણની ઉત્પત્તિ થાય છે. 'સંબંધીપણાથીજ કાર્યની કારણમાં સિદ્ધિ એ અયુતસિદ્ધિ છે' એમ નહિ કહેવું, કારણ કે તે બંધ બેસતું આવતું નથી. જેમ કેઃ—

किं सिद्धं सत्कार्यं कारणे समवैति। समवेतं वा कार्यं सिध्येत्। युगपदुभयमिति वा।

आद्ये कार्यस्य पूर्वसिद्धत्वादयुतसिद्धत्वहानिः। द्वितीये तूत्पत्तेः पूर्वमसतः कार्यस्य कथं कारणे समवायः। न चासतोऽपि कार्यस्य कारणे समवायः कल्प्यते इति वाच्यम्। विकल्पासहत्वात्। तथाहि—

येन रूपेण कार्यस्य कारणे समवायः कल्प्यते तत्किमसिद्धकार्यक उत सिद्धकार्यके। असिद्धकार्यके चेत्तर्हि कार्यं सदसदात्मकं स्यात्। तच्च विरुद्धं परस्परबाधात्। सिद्धकार्यक इति चेत्समवायेन

કાર્ય સિદ્ધ થઇને તેનો કારણમાં સમવાય થાય છે? કે કાર્ય કારણમાં સમવાય પામી સિદ્ધ થાય છે? કે બન્ને સાથે થાય છે?

પહેલો પક્ષ સ્વીકારતાં કાર્ય પ્રથમથી સિદ્ધ થવાને લીધે અયુતસિદ્ધપણાની હાનિ થાય. બીજો પક્ષ સ્વીકારતાં તો ઉત્પત્તિથી પહેલાં અસત્ કાર્યનો કારણમાં કેમ સમવાય થાય? 'અસત્ કાર્યનો પણ કારણમાં સમવાય કલ્પવામાં આવે છે' એમ નહિ કહેવું, કારણ કે તે વાત પ્રશ્નને સહન કરી શકશે નહિ. જેમ કેઃ—

જે રૂપે કાર્યનો કારણમાં સમવાય કલ્પવામાં આવે છે, તે શું અસિદ્ધ છે કાર્ય જેમાં એવા કારણમાં કલ્પવામાં આવે છે કે સિદ્ધ છે કાર્ય જેમાં એવા કારણમાં કલ્પવામાં આવે છે? અસિદ્ધ છે કાર્ય જેમાં એવા કારણમાં કાર્યનો સમવાય કલ્પવામાં આવે તો કાર્ય સત્ અને અસત્ છે રૂપ જેનું એવું થઇ જાય, પરંતુ તેમ થવું વિરુદ્ધ છે, કારણ કે એક બીજાનો એક બીજાથી (સત્નો અસત્થી, અને અસત્નો સત્થી)

सह ताद्रूप्येण सिद्धेः सिद्धरूपस्य न स्यात्कारणे समवायः । संबन्धः स्वरूपसिद्धिश्च कार्यस्य युगपदेवास्त्विति चेत् तत्सिद्धावस्थं कार्यं सद्वाऽसद्वोभयविलक्षणं वा ? । आद्ये सिद्धस्यैव संबन्धइत्ययुतसिद्धत्वहानिः । द्वितीये तु न कार्यस्य समवायस्तस्याद्याप्यसिद्धत्वात् । तृतीये त्वनिर्वचनीयवादप्रसङ्गेनागतोऽसि मदीयमते । नापि तृतीयः । युगपदुभयोरसिद्धत्वात् । अतो नास्त्येव कोऽपि लोकेऽयुतसिद्धपदार्थो यद्वृत्तिसमवायः सिद्धः स्यात् । नापि समवायसंबन्धोऽस्तीति वक्तुं शक्यते निराकरणात् । निराकरणप्रकारश्चेत्थम्—

બાધ થાય છે. સિદ્ધ છે કાર્ય જેમાં એવા કારણમાં કાર્યનો સમવાય કલ્પવામાં આવે તો સમવાયની સાથે તદ્રૂપપણાથી કાર્યની સિદ્ધિ થઇ જાય, તેથી સિદ્ધરૂપ કાર્યનો કારણમાં સમવાય નથી. 'સંબંધ અને કાર્યના સ્વરૂપની સિદ્ધિ એકી વખતે થાઓ' એ જો કહેવામાં આવે તો તે સિદ્ધ અવસ્થાવાળું કાર્ય સત્ છે, કે અસત્ છે, કે સત્ અને અસત્થી વિલક્ષણ છે? પહેલો પક્ષ સ્વીકારીએ તો 'સિદ્ધજ કાર્યનો સંબંધ છે' એમ માનવાથી અયુતસિદ્ધપણાની હાનિ થાય છે. બીજો પક્ષ સ્વીકારીએ તો કાર્યનો સમવાય થાય નહિ, કારણ કે તેનું આજસુધી પણ અસિદ્ધપણું છે. ત્રીજો પક્ષ સ્વીકારીએ તો અનિર્વચનીયવાદના પ્રસંગથી તું મારા મતમાં આવ્યો છો. 'સંબંધ અને કાર્યના સ્વરૂપની સિદ્ધિ એકી વખતે થાઓ' એ સમવાયના સંબંધમાં કરેલો ત્રીજો પક્ષ પણ સંભવતો નથી, કારણ કે સંબંધ અને કાર્યના સ્વરૂપની સિદ્ધિ એ બન્નેના એકી વખતે થવાનું અસિદ્ધપણું છે. આથી આ લોકમાં જેમાં રહેલો સમવાય સિદ્ધ થાય એવો કોઇ પણ અયુતસિદ્ધ પદાર્થ નથીજ.

किं समवायिनोर्यो घटकः समवायः स समवायिभ्यामसंबद्धः संबद्धो वा? नाद्यः। हिमवद्विन्ध्ययोरपि घटकत्वप्रसङ्गात्। न द्वितीयः, तत्रापि संबन्धान्तरमित्यनवस्थाप्रसङ्गात्। न च समवायः स्वरूपसंबन्धत्वेनैव संबन्धान्तरानपेक्षेण संबद्ध इति वाच्यम्। स्वरूपस्य निरूपणानर्हत्वात्।

स्वरूपं किमधिकरणमुत आधेयम्। यद्वा प्रतीतिकालः किंवा प्रतीतिरेव। उतावच्छेदकदेश इत्यत्र विनिगमनाविरहात्। तुष्यतु दुर्जन इति न्यायेन तत्स्वीकारेऽपि न निर्वाहः। स्वरूप-

'સમવાય સંબંધ છે' એમ પણ કહી શકાતું નથી, કારણ કે સમવાય સંબંધનું નિરાકરણ (ખંડન) કર્યું છે. સમવાય સંબંધના નિરાકરણનો પ્રકાર આ પ્રમાણે છેઃ—

બે સમવાયી પદાર્થોને જોડનાર જે સમવાય તે બે સમવાયી સાથે સંબંધ વગરનો છે કે સંબંધવાળો છે? પહેલો પક્ષ સંભવતો નથી, કારણ કે તેમ સ્વીકારીએ તો તે સમવાયમાં હિમાલય અને વિંધ્યાચળને પણ જોડનારપણાનો પ્રસંગ પ્રાપ્ત થાય. બીજો પક્ષ પણ સંભવતો નથી, કારણ કે તેમ માનવામાં સમવાયને રહેવા માટે બીજા કોઇ સંબંધની કલ્પના કરવી પડે, એમ અનવસ્થા દોષનો પ્રસંગ પ્રાપ્ત થાય. 'સમવાય બીજા સંબંધની અપેક્ષા રાખ્યા વગર સ્વરૂપસંબંધપણાથીજ બે સમવાયી પદાર્થોની સાથે સંબંધ પામેલો છે' એમ પણ કહેવું નહિ, કારણ કે સ્વરૂપનું નિરૂપણ કરવા યોગ્યપણું નથી.

સ્વરૂપ એ શું અધિકરણ છે? કે આધેય છે? કે પ્રતીતિનો સમય છે? કે પ્રતીતિજ છે? કે અવચ્છેદ કરનારો પ્રદેશ છે? એ બાબતોમાંથી કોઇ એક પણ બાબતનો સ્વીકાર કરાવનારી યુક્તિનો અભાવ છે. 'तुष्यतु दुर्जनः

संबन्धः समवायस्वरूपस्तदतिरिक्तो वा। आद्ये आत्माश्रयः स्वं न स्वीयमित्यनुभवेन बाधश्च। द्वितीये त्वनवस्था स्फुटैव।

किंचायं समवायः समवायिभ्यामन्योऽनन्यो वा।

अन्यश्चेत्। स किं स्वतन्त्रः परतन्त्रो वा। स्वतन्त्र इति चेत्तर्हि तथैवोपलभ्येत। आत्माकाशवत्। परतन्त्र इति चेद्यत्तन्त्रोऽसौ तेन संबन्धो वक्तव्यः। गुणादिषु दर्शनात्। न चासौ संबन्धत्वात्संबन्धान्तरानपेक्ष इत्युच्चैर्वाच्यम्। संयोगे व्यभि-

(દુર્જન સંતોષ પામો)' એ ન્યાયથી સ્વરૂપ સંબંધનો સ્વીકાર કરવાથી પણ પ્રયોજન સરે એમ નથી. સ્વરૂપ સંબંધ સમવાયરૂપ છે? કે તેથી જુદો છે? પહેલો પક્ષ સ્વીકારતાં [1]આત્માશ્રય દોષ આવી પડે છે, અને 'સમવાયનો સંબંધ સમવાય' એમ માનવામાં 'પોતે પોતાનો ન હોય' એવા અનુભવથી બાધ આવે છે. બીજો પક્ષ સ્વીકારતાં તો અનવસ્થા સ્પષ્ટજ છે. (સમવાયથી જુદો સ્વરૂપ સંબંધ કયા સંબંધથી રહ્યો છે? અને જે સંબંધથી રહ્યો હોય તે સંબંધ વળી કયા સંબંધથી રહ્યો છે? એવી રીતે અનવસ્થા દોષ ખુલ્લો દેખાય છે).

વળી આ સમવાય બે સમવાયીઓથી જુદો છે? કે જુદો નથી?

જો જુદો કહેવામાં આવે તો તે સ્વતંત્ર છે? કે પરતંત્ર છે? જો સ્વતંત્ર કહેવામાં આવે તો તે પ્રમાણેજ (સ્વતંત્ર રીતેજ) આત્મા અને આકાશની પેઠે ભિન્નપણાથી પ્રાપ્ત થાય. જો પરતંત્ર કહેવામાં આવે

૧ સમવાયી પદાર્થોમાં સમવાય સ્વરૂપ સંબંધથી રહ્યો છે. અર્થાત્ સમવાય સમવાયી પદાર્થનું રૂપ છે, અને સ્વરૂપ સંબંધ તથા સમવાય એક છે, તેથી પોતે પોતામાં રહે છે, એ આત્માશ્રય દોષ આવ્યો.

किं समवायिनोर्यो घटकः समवायः स समवायिभ्यामसंबद्धः संबद्धो वा ? नाद्यः । हिमवद्विन्ध्ययोरपि घटकत्वप्रसङ्गात् । न द्वितीयः, तत्रापि संबन्धान्तरमित्यनवस्थाप्रसङ्गात् । न च समवायः स्वरूपसंबन्धत्वेनैव संबन्धान्तरानपेक्षेण संबद्ध इति वाच्यम् । स्वरूपस्य निरूपणानर्हत्वात् ।

स्वरूपं किमधिकरणमुत आधेयम् । यद्वा प्रतीतिकालः किंवा प्रतीतिरेव । उतावच्छेदकदेश इत्यत्र विनिगमनाविरहात् । तुष्यतु दुर्जन इति न्यायेन तत्स्वीकारेऽपि न निर्वाहः । स्वरूप-

---

'સમવાય સંબંધ છે' એમ પણ કહી શકાતું નથી, કારણ કે સમવાય સંબંધનું નિરાકરણ (ખંડન) કર્યું છે. સમવાય સંબંધના નિરાકરણનો પ્રકાર આ પ્રમાણે છે:—

બે સમવાયી પદાર્થોને જોડનાર જે સમવાય તે બે સમવાયી સાથે સંબંધ વગરનો છે કે સંબંધવાળો છે ? પહેલો પક્ષ સંભવતો નથી, કારણ કે તેમ સ્વીકારીએ તો તે સમવાયમાં હિમાલય અને વિંધ્યાચળને પણ જોડનારપણાનો પ્રસંગ પ્રાપ્ત થાય. બીજો પક્ષ પણ સંભવતો નથી, કારણ કે તેમ માનવામાં સમવાયને રહેવા માટે બીજા કોઇ સંબંધની કલ્પના કરવી પડે, એમ અનવસ્થા દોષનો પ્રસંગ પ્રાપ્ત થાય. 'સમવાય બીજા સંબંધની અપેક્ષા રાખ્યા વગર સ્વરૂપસંબંધપણાથીજ બે સમવાયી પદાર્થોની સાથે સંબંધ પામેલો છે' એમ પણ કહેવું નહિ, કારણ કે સ્વરૂપનું નિરૂપણ કરવા યોગ્યપણું નથી.

સ્વરૂપ એ શું અધિકરણ છે ? કે આધેય છે ? કે પ્રતીતિનો સમય છે ? કે પ્રતીતિજ છે ? કે અવચ્છેદ કરનારો પ્રદેશ છે ? એ બાબતોમાંથી કોઇ એક પણ બાબતનો સ્વીકાર કરાવનારી યુક્તિનો અભાવ છે. 'तुष्यतु दुर्जनः

संबन्धः समवायस्वरूपस्तदतिरिक्तो वा। आद्ये आत्माश्रयः स्वं न स्वीयमित्यनुभवेन बाधश्च। द्वितीये त्वनवस्था स्फुटैव।

किंचायं समवायः समवायिभ्यामन्योऽनन्यो वा।

अन्यश्चेत्। स किं स्वतन्त्रः परतन्त्रो वा। स्वतन्त्र इति चेत्तर्हि तथैवोपलभ्येत। आत्माकाशवत्। परतन्त्र इति चेद्यत्तन्त्रोऽसौ तेन संबन्धो वक्तव्यः। गुणादिषु दर्शनात्। न चासौ संबन्धत्वात्संबन्धान्तरानपेक्ष इत्युच्चैर्वाच्यम्। संयोगे व्यभि-

(દુર્જન સંતોષ પામો)' એ ન્યાયથી સ્વરૂપ સંબંધનો સ્વીકાર કરવાથી પણ પ્રયોજન સરે એમ નથી. સ્વરૂપ સંબંધ સમવાયરૂપ છે? કે તેથી જુદો છે? પહેલો પક્ષ સ્વીકારતાં [1]આત્માશ્રય દોષ આવી પડે છે, અને 'સમવાયનો સંબંધ સમવાય' એમ માનવામાં 'પોતે પોતાનો ન હોય' એવા અનુભવથી બાધ આવે છે. બીજો પક્ષ સ્વીકારતાં તો અનવસ્થા સ્પષ્ટજ છે. (સમવાયથી જુદો સ્વરૂપ સંબંધ કયા સંબંધથી રહ્યો છે? અને જે સંબંધથી રહ્યો હોય તે સંબંધ વળી કયા સંબંધથી રહ્યો છે? એવી રીતે અનવસ્થા દોષ ખુલ્લો દેખાય છે).

વળી આ સમવાય બે સમવાયીઓથી જુદો છે? કે જુદો નથી?

જો જુદો કહેવામાં આવે તો તે સ્વતંત્ર છે? કે પરતંત્ર છે? જો સ્વતંત્ર કહેવામાં આવે તો તે પ્રમાણેજ (સ્વતંત્ર રીતેજ) આત્મા અને આકાશની પેઠે ભિન્નપણાથી પ્રાપ્ત થાય. જો પરતંત્ર કહેવામાં આવે

૧ સમવાયી પદાર્થોમાં સમવાય સ્વરૂપ સંબંધથી રહ્યો છે. અર્થાત્ સમવાય સમવાયી પદાર્થનું રૂપ છે, અને સ્વરૂપ સંબંધ તથા સમવાય એક છે, તેથી પોતે પોતામાં રહે છે, એ આત્માશ્રય દોષ આવ્યો.

चारात् । अथ संयोगस्य संबन्धत्वेऽपि गुणत्वात्संबन्धान्तरानपेक्षा । सामान्यादीनां तु परतन्त्राणामसंबन्धरूपत्वादेव तदपेक्षा । समवायः पुनः संबन्धो न गुण इति वैषम्यमिति चेत् । तर्हि संबन्धत्वादस्य संयोगवदेव गुणत्वमनुमीयताम् । अथ द्रव्यवृत्तिर्गुणः समवायस्तु गुणादिष्वपि वर्तते ततश्चागुण इति चेत्, तुष्यतु दुर्जन इति न्यायेनास्तां तावद् गुणादिषु समवायः । कार्यकारणसमवायस्य तु गुणत्वमनुमीयताम्, द्रव्ययोः संबन्धत्वात्संयोगवत् । अथ संयोगस्य युतसिद्धसंबन्धत्वात्केवलद्रव्यवृत्तित्वाच्च गुणत्वम् ।

તો તે જેને આધીન હોય તેની સાથેનો સંબંધ કહેવો જોઇએ, કારણ કે ગુણવગેરેમાં તેમ જોવામાં આવે છે. "આ સમવાય સંબંધપણાને લીધે બીજા સંબંધની જરૂર રાખતો નથી" એમ ઉંચેથી (મોટો કોલાહલ કરી) કહેવું નહિ, કારણ કે સંયોગમાં એ બાબતનો વ્યભિચાર જોવામાં આવે છે (સંયોગ સંબંધ હોવા છતાં પણ સંયોગવાળા પદાર્થોમાં તે સમવાય સંબંધથી રહ્યો છે). "સંયોગનું સંબંધપણું હોવા છતાં પણ ગુણપણાને લીધે તેને સમવાય સિવાય બીજા સંબંધની જરૂર નથી. સામાન્ય વગેરે પરતંત્ર પદાર્થોને તો સંબંધરૂપપણું નહિ હોવાને લીધેજ સંબંધની જરૂર છે. સમવાય તો સંબંધ છે, પણ ગુણ નથી એમ સમવાય તથા સંયોગમાં વિષમતા (તફાવત) છે" એમ જો કહેવામાં આવે તો તેનો પ્રત્યુત્તર આપવામાં આવે છે કે "આ સમવાયનું સંબંધપણું હોવાને લીધે તેના ગુણપણાનું અનુમાન કરો." ગુણ દ્રવ્યમાં રહે છે, સમવાય તો ગુણવગેરેમાં પણ રહે છે, તેથી તે ગુણ નથી" એમ જો કહેવામાં આવે તો તેનો પ્રત્યુત્તર આપવામાં આવે છે કે '**तुष्यतु दुर्जनः** (દુર્જન સંતોષ પામો) એ ન્યાયથી ગુણવગેરેમાં સમવાય ભલે

समवायः पुनरयुतसिद्धसंबन्धो न द्रव्यमात्रवृत्तिश्चेत्यगुणत्वमिति चेन्न। अयुतसिद्धेः प्रागेव खण्डितत्वात् । अत एव परमाणुजगदकारणत्वाधिकरणे 'समवायाभ्युपगमाच्च साम्यादनवस्थितेः (२।२।१३)' इति सूत्रेण ब्रह्मसूत्रकारैः समवायः खण्डितः । तद् व्याख्यानं च शारीरकभाष्यकारैः श्रीशंकराचार्यैरित्थं कृतम्—

समवायाभ्युपगमाच्च तदभाव इति प्रकृतेनाणुवादनिराकरणेन संबध्यते। द्वाभ्यां चाणुभ्यां द्व्यणुकमुत्पद्यमानमत्यन्तभिन्नमणुभ्यामण्वोः समवैतीत्यभ्युपगम्यते भवता। न चैवमभ्युप-

હો, પરંતુ કારણમાં રહેલા કાર્યના સમવાયના ગુણપણાનું દ્રવ્યોના સંબંધપણારૂપ હેતુથી સંયોગના ગુણપણાની પેઠે અનુમાન કરો" "યુતસિદ્ધ સંબંધપણાને લીધે, અને કેવળ દ્રવ્યમાં રહેનારપણાને લીધે સંયોગનું ગુણપણું છે, સમવાય તો અયુતસિદ્ધ સંબંધ છે, અને કેવળ દ્રવ્યમાંજ રહેતો નથી, તેથી તેનું ગુણપણું નથી" એમ જો કહેવામાં આવે તો તેનો નિષેધ કરવામાં આવે છે કે અયુતસિદ્ધિનું પહેલાંજ ખંડન કર્યું છે. આથીજ પરમાણુઓના જગત્‌ના કારણપણાના અભાવના અધિકરણમાં **समवाया......** એ સૂત્રથી બ્રહ્મસૂત્રકાર શ્રીવ્યાસભગવાને સમવાયનું ખંડન કર્યું છે. તે સૂત્રનું વ્યાખ્યાન શારીરકભાષ્યકાર શ્રીશંકરાચાર્યે આ પ્રમાણે કર્યું છે:—

**समवायाभ्युपगमाच्च** એ **तदभावः** (પરમાણુઓના કારણપણાનો અભાવ છે) એમ પ્રસ્તુત અણુવાદના નિરાકરણની સાથે સંબંધ પામે છે. 'બે અણુઓ મળી ઉત્પન્ન થતું બે અણુઓથી અત્યંત ભિન્ન વ્દ્યણુક બે અણુઓમાં સમવાય પામે છે' એમ તું સ્વીકારે છે, પરંતુ એ પ્રમાણે સ્વીકારતાં અણુના કારણપણાનું સમર્થન થઇ શકતું નથી. 'શા

गच्छता शक्यतेऽणुकारणता समर्थयितुम्। कुतः। साम्यादनवस्थितेः। यथैव ह्यणुभ्यामत्यन्तभिन्नं सद् द्व्यणुकं समवायलक्षणेन संबन्धेन ताभ्यां संबध्यत एवं समवायोऽपि समवायिभ्योऽत्यन्तभिन्नः सन् समवायलक्षणेनान्येनैव संबन्धेन समवायिभिः संबध्येतात्यन्तभेदसाम्यात्। ततश्च तस्य तस्यान्योऽन्यः संबन्धः कल्पयितव्य इत्यनवस्थैव प्रसज्येत।

नन्विहप्रत्ययग्राह्यः समवायो नित्यसंबद्ध एव समवायिभिर्गृह्यते नासंबद्धः संबन्धान्तरापेक्षो वा। ततश्च न तस्यान्यः संबन्धः कल्पयितव्यो येनानवस्था प्रसज्येतेति। नेत्युच्यते। संयोगोऽप्येवं सति संयोगिभिर्नित्यसंबद्ध एवेति समवायव-

માટે' એ પ્રશ્નના ઉત્તરમાં કહેવામાં આવે છે કે **साम्यादनवस्थितेः**—જેમ બે અણુઓથી અત્યંત ભિન્ન હોઇ દ્વ્યણુક સમવાયરૂપ સંબંધથી બે અણુઓની સાથે સંબંધ પામે છે, તેમ સમવાય પણ સમવાયીઓથી અત્યંત ભિન્ન હોઇ સમવાયરૂપ બીજાજ સંબંધથી સમવાયીઓની સાથે સંબંધ પામે, કારણ કે દ્વ્યણુક અને સમવાયને સમવાયીઓથી અત્યંત ભેદરૂપ સમાનપણું છે. તેથી તે તે સમવાયનો જુદો જુદો સમવાય સંબંધ કલ્પવાનો રહેશે. તેને લીધે અનવસ્થા દોષનોજ પ્રસંગ પ્રાપ્ત થશે.

"અહિં સમવાય છે, એવા જ્ઞાનથી ગ્રહણ કરવામાં આવતો સમવાય સમવાયીઓની સાથે નિત્ય સંબંધ પામેલોજ છે, એવી રીતે તેનું ગ્રહણ કરવામાં આવે છે, પરંતુ સમવાયીઓની સાથે સંબંધ નહિ પામેલો કે બીજા સંબંધની અપેક્ષા રાખનારા સમવાયનું ગ્રહણ કરવામાં આવતું નથી. તેથી તેનો બીજો સંબંધ કલ્પવાનો નથી કે જેથી અનવસ્થા દોષનો પ્રસંગ થાય" એમ જો કહેવામાં આવે તો તે બાબતનો નિષેધ

न्नान्यं संबन्धमपेक्षेत । अथार्थान्तरत्वात्संयोगः संबन्धान्तरमपेक्षेत । समवायोऽपि तर्ह्यर्थान्तरत्वात्संबन्धान्तरमपेक्षेत । न च गुणत्वात्संयोगः संबन्धान्तरमपेक्षते न समवायोऽगुणत्वादिति युज्यते वक्तुम् । अपेक्षाकारणस्य तुल्यत्वात् । गुणपरिभाषायाश्चातन्त्रत्वात् । तस्मादर्थान्तरं समवायमभ्युपगच्छतः प्रसज्येतैवानवस्था । प्रसज्यमानायां चानवस्थायामेकासिद्धौ सर्वासिद्धेर्द्वाभ्यामणुभ्यां द्व्यणुकं नैवोत्पद्येतेति । तथैव सुयुक्तिभिर्भामतीकारैर्वाचस्पतिमिश्रैरपि न तावत्स्वतन्त्रः समवायोऽत्यन्तं भिन्न इत्यादिभामतीग्रन्थेन प्रकृतसूत्रभाष्यव्याख्यानावसरे सम्यक्त-

કરવામાં આવે છે કે "એ પ્રમાણે હોતાં સંયોગ પણ સંયોગીઓની સાથે નિત્ય સંબંધ પામેલોજ છે, તેથી તે પણ સમવાયની પેઠે બીજા સંબંધની જરૂર ન રાખે. 'સંયોગ જુદો પદાર્થ હોવાને લીધે બીજા સંબંધની જરૂર રાખે' એમ કહેવામાં આવે તો સમવાય પણ જુદો પદાર્થ હોવાથી બીજા સંબંધની જરૂર રાખે. 'ગુણપણાને લીધે સંયોગ બીજા સંબંધની જરૂર રાખે, પણ ગુણપણાના અભાવને લીધે સમવાય બીજા સંબંધની જરૂર ન રાખે' એમ કહેવું યોગ્ય નથી, કારણ કે અપેક્ષાના કારણરૂપ જુદા પદાર્થપણાનું સમાનપણું છે, અને ગુણપરિભાષાનું અવિવક્ષિતપણું છે, તેથી સમવાયને જુદો પદાર્થ સ્વીકારતાં અનવસ્થા દોષનો પ્રસંગ થાયજ અનવસ્થા દોષનો પ્રસંગ થવાથી એકની સિદ્ધિ નહિ થતાં સર્વની સિદ્ધિ નહિ થાય, તેથી બે અણુથી દ્વ્યણુક ઉત્પન્ન થશેજ નહિ. તે પ્રમાણેજ ભામતીકાર વાચસ્પતિમિશ્રે પણ સારી યુક્તિઓવડે પ્રસ્તુત સૂત્રભાષ્યના વ્યાખ્યાનના અવસરમાં **न तावत्...** (અત્યંત ભિન્ન સમવાય તો સ્વતંત્ર નથી) ઇત્યાદિ ભામતીગ્રંથથી

यैव खण्डितः समवायः । खण्डनखाद्यचित्सुख्यद्वैतसिद्ध्यद्वैत ब्रह्मसिद्ध्यादौ तार्किकतनयाभीष्टसमवायसंबन्धः सुखण्डित इत्यलमतिप्रपञ्चेन ।

न द्वितीयः । भवदीयाभीष्टतादात्म्यसंबन्धो नाङ्गीक्रियते मायिकतादात्म्यसंबन्ध एव स्वीक्रियते तेनैवाध्यस्तपदार्थानां सर्वाधिष्ठानब्रह्मणि सर्वमध्यस्तम् । अस्तु तर्हि चिदानन्दरूपं ब्रह्म तत्राभीष्टं किंत्वानन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चनेत्यत्र ब्रह्मानन्दयोर्गुणगुणिरूपसंबन्धबोधिनी ब्रह्मण इति षष्ठ्यसंगता

સમવાયનું સારી રીતે ખંડન કર્યું છે. ખંડનખાદ્ય, ચિત્સુખી, અદ્વૈત-સિદ્ધિ, અદ્વૈતબ્રહ્મસિદ્ધિ ઇત્યાદિ ગ્રંથોમાં તાર્કિક લોકોના પુત્રોને વહાલા સમવાય સંબંધનું સારી રીતે ખંડન કર્યું છે, તેથી હવે વધારે વિસ્તાર કરવાનું બંધ રાખીએ છીએ.

બીજો પક્ષ[1] પણ સંભવતો નથી, અર્થાત્ 'બ્રહ્મમાં જ્ઞાન તાદાત્મ્ય સંબંધથી રહે છે' એમ પણ કહી શકાશે નહિ. અમારાથી તમને ગમતા તાદાત્મ્ય સંબંધનો સ્વીકાર કરવામાં આવતો નથી, પરંતુ માયિક તા-દાત્મ્ય સંબંધનોજ સ્વીકાર કરવામાં આવે છે, તેથીજ અધ્યસ્ત પદાર્થોના સઘળા અધિષ્ઠાનરૂપ બ્રહ્મમાં સઘળું અધ્યસ્ત છે. "ચિદાનંદરૂપ બ્રહ્મ ભલે તમને ગમતું હો. પરંતુ **आनन्दं......**(બ્રહ્મના આનંદને જાણતો મનુષ્ય કોઇથી ભય પામતો નથી) એ સ્થળે બ્રહ્મ તથા આનંદના ગુણગુણીરૂપ (આનંદ ગુણ છે, અને બ્રહ્મ ગુણવાન્ છે એવા) સંબંધને

૧ બીજા શ્લોકની વ્યાખ્યાની શરૂઆતમાં **किं ज्ञानं ब्रह्मणि समवाय-संबन्धेन वर्तत आहोस्वित्तादात्म्येन** એવી રીતે ઉઠાવેલા બે પ-ક્ષોમાંનો **आहोस्वित्तादात्म्येन** એ બીજો પક્ષ.

स्यादिति चेन्न ब्रह्मण इति षष्ठ्या राहोः शिर इतिवद्भेदेऽप्यौपकारिकभेदमादायोपपत्तेः। अतो न काप्यनुपपत्तिः परमानन्दस्वरूपब्रह्मणि ।

**जगदुदयरक्षालयकरमिति** । गच्छत्युत्पत्तिलयान्प्राप्नोतीति जगत्तस्योत्पत्तिस्थितिविनाशान्करोतीत्येवंभूतम् । जगच्छब्देन भूतभौतिकवर्गः सकलोऽभिधीयते । तदुत्पत्तिस्थितिलयकारणत्वमीश्वरस्य श्रुत्याम्नायते—"यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद् ब्रह्म" "तस्माद्वा एतस्मादात्मन आकाशः

---

જણાવનારી **ब्रह्मणः** એ ષષ્ઠી બંધ બેસતી ન થાય" એમ જો કહેવામાં આવે તો તેનો નિષેધ કરવામાં આવે છે કે **राहोः शिरः** (રાહુનું મસ્તક, રાહુ પોતેજ મસ્તકરૂપ છે, તેથી રાહુ અને મસ્તકમાં ભેદ વાસ્તવિક નથી, પરંતુ ઔપચારિક-ગૌણ છે) એની પેઠે **आनन्दं ब्रह्मणः** એ સ્થળે પણ બ્રહ્મ અને આનંદનો ભેદ વાસ્તવિક નથી, પરંતુ ઔપચારિક છે. આથી પરમ આનંદસ્વરૂપ બ્રહ્મમાં કાંઇ પણ અણઘટતું નથી.

**जगदुदयरक्षालयकरमिति— गच्छति** એટલે ઉત્પત્તિ, સ્થિતિ તથા લય પામે છે એ જગત્. તેનાં ઉત્પત્તિ, સ્થિતિ તથા લય (વિનાશ) કરે છે એવા પ્રકારનું. જગત્ શબ્દથી પાંચ મહાભૂતો તથા તેઓથી બનેલા પદાર્થોનો સઘળો સમૂહ કહેવામાં આવે છે. **यतो वा**...(જેનાથી આ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થઇ જેનાથી જીવે છે, જેને પામે છે, અને જેમાં લય પામે છે તેને બ્રહ્મ જાણ), **तस्माद्वा**...(તે આ આત્માથી

संभूतः । आकाशाद्वायुः । वायोरग्निः । अग्नेरापः । अद्भ्यः पृथिवी । पृथिव्या ओषधयः । ओषधिभ्योऽन्नम् । अन्नाद्रेतः । रेतसः पुरुषः" इत्यादिकया । तच्च कारणत्वमभिन्ननिमित्तोपादानरूपं न तु नैयायिकसंमतेश्वरवत्केवलं निमित्ततया । "यथोर्णनाभिः सृजते गृह्णते च" इत्यादिश्रुत्योर्णनाभ्यादिदृष्टान्तोपादानेन तादृशकारणत्वस्यैव निश्चयात् । 'प्रकृतिश्च प्रतिज्ञादृष्टान्तानुपरोधात् । १।४।२३।' इति ब्रह्मसूत्रकृताप्येकस्यैव ब्रह्मणो निमित्तत्वमुपादानत्वं चेति न्यायतो निर्णीतमिदम् ।

ननु सांख्याः स्वतन्त्रां प्रकृतिं जगत्कारणत्वेन मन्यन्ते ।

આકાશ, આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જળ, જળથી પૃથ્વી, પૃથ્વીથી ઓષધિઓ, ઓષધિઓથી અન્ન, અન્નથી વીર્ય અને વીર્યથી પુરુષ ઉત્પન્ન થયેલ છે) ઇત્યાદિ શ્રુતિથી ઇશ્વરનું જગત્નાં ઉત્પત્તિ, સ્થિતિ, તથા લયના કારણપણું કહેવામાં આવે છે, અને તે કારણપણું અભિન્નનિમિત્તોપાદાનરૂપ છે, પરંતુ નૈયાયિક લોકોએ સ્વીકારેલા ઇશ્વરના કારણપણાની પેઠે કેવળ નિમિત્તપણાથી નથી; કારણ કે **यथोर्णनाभिः**......(જેમ કરોળીઓ લાળને સરજે છે, અને ગળી જાય છે) ઇત્યાદિ શ્રુતિએ કરોળીઆ વગેરે દૃષ્ટાંતોનું ગ્રહણ કરી તેવા (અભિન્નનિમિત્તોપાદાન) કારણપણાનોજ નિશ્ચય કર્યો છે. **प्रकृतिश्च**...... (જેમ બ્રહ્મ નિમિત્ત કારણ છે, તેમ ઉપાદાન કારણ પણ છે, કારણ કે તેમ સ્વીકારવાથી શ્રુતિનાં પ્રતિજ્ઞા તથા દૃષ્ટાંતોને કશી અડચણ આવતી નથી) એ પ્રમાણે, બ્રહ્મસૂત્રકાર શ્રીવ્યાસ ભગવાને પણ ન્યાયથી એકજ બ્રહ્મના આ નિમિત્તપણા તથા ઉપાદાનપણાનો નિર્ણય કર્યો છે.

(૫૦) "સાંખ્ય લોકો સ્વતંત્ર પ્રકૃતિને જગત્ના કારણપણાથી

जगतश्च सत्त्वरजस्तमोगुणात्मकतया जडतया च तत्कारणेनापि तादृशेनैव भवितव्यम् । कथमीश्वरश्चेतनोऽचेतनस्य जगतः कारणमिति संभवतीति चेन्न । 'ईक्षतेर्नाशब्दम् १ । १ ।५ ।' इत्यादिसूत्रैर्ब्रह्मसूत्रकृता श्रुतिविरुद्धत्वेन तन्मतस्य खण्डितत्वात् । "तदैक्षत बहु स्यां प्रजायेय" "स ईक्षत लोकान्नु सृजा इति स इमाँल्लोकानसृजत" इत्यादिश्रुतिषु जगत्कारणस्येक्षणश्रवणात्तस्य चेक्षणस्य जडायां प्रकृतावसंभवात्सर्वज्ञः सर्वशक्तिमानीश्वर एव जगत्कारणमित्यागमेन निश्चीयते । ये च नैयायिकाः परमाणूञ्जगदुपादानकारणतयानुमिमते तेषामप्यनुमानान्यागम-

સ્વીકારે છે, જગતનું સત્ત્વગુણ, રજોગુણ તથા તમોગુણ એ ત્રણ ગુણોરૂપપણું તથા જડપણું હોવાને લીધે તેનું કારણ પણ તેવુંજ હોવું જોઇએ. ઇશ્વર ચેતન હોઇ અચેતન–જડ જગતનું કારણ કેમ સંભવે ?" એમ જો કહેવામાં આવે (ઉ૦) તો તે બાબતનો નિષેધ કરવામાં આવે છે કે **ईक्षतेः**......(જગત્‌ના કારણમાં **ईक्षितृत्व**નું–જોનારપણાનું–સંકલ્પ કરનારપણાનું શ્રવણ થવાથી વેદમાં નહિ કહેલું પ્રધાન જગતનું કારણ નથી) ઇત્યાદિ સૂત્રોવડે બ્રહ્મસૂત્રકારે સાંખ્યમતનું શ્રુતિવિરુદ્ધપણાને લીધે ખંડન કર્યું છે. **तदैक्षत**...... (તેણે સંકલ્પ કર્યો કે હું ઘણારૂપે થાઉં અને ઉત્પન્ન થાઉં), **स ईक्षत**......(તેણે સંકલ્પ કર્યો કે હું લોકોને સરજું, તેથી તેણે આ લોકોને સરજ્યા) ઇત્યાદિ શ્રુતિઓમાં જગત્‌ના કારણે કરેલા ઇક્ષણનું–સંકલ્પનું શ્રવણ થવાથી તે ઇક્ષણનો જડ પ્રકૃતિમાં અસંભવ હોવાથી સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન્ ઇશ્વરજ જગતનું કારણ છે, એવો આગમ (શબ્દ પ્રમાણ–વેદ)થી નિશ્ચય કરવામાં આવે છે. જે નૈયાયિક લોકો પરમાણુઓનું જગત્‌ના ઉપાદાન કારણપણાથી અનુમાન

बाधितत्वादेव न प्रमाणतामश्नुवते। तैर्जगतः कारणसामान्यानुमितावपि कारणविशेषाधिगमे भगवती श्रुतिरेव प्रमाणम्। किंचातिगभीरस्यास्यार्थस्य स्वतन्त्रेण पुरुषबुद्धिप्रभवेणाप्रतिष्ठितेन तर्केण न निर्णयः कर्तुं शक्यः। 'तर्काप्रतिष्ठानादन्यथानुमेयमिति चेदेवमप्यविमोक्षप्रसङ्गः। २।१।११।' इति ब्रह्मसूत्रकृता भगवता व्यासेन तर्काणामप्रतिष्ठितत्ववचनात्। एकेनकृतस्तर्कोऽन्येनोत्थाप्येत तत्कृतश्चान्येनेत्यव्यवस्थाप्रसङ्गात्। यद्यपि लोके घटकर्ता कुलालो घटोपादानभूतमृत्तिकाया भिन्न एव दृश्यते। तथाप्यचिन्त्यापरिमेयप्रभावमायाशक्तिविशिष्टस्य

કરે છે, તેઓનાં પણ અનુમાનો આગમ પ્રમાણથી બાધ પામેલાં હોવાથી પ્રમાણપણાને પામતાં નથી. તે અનુમાન પ્રમાણોથી સામાન્ય કારણની અનુમિતિ થયા છતાં પણ વિશેષ કારણની પ્રાપ્તિમાં તો ભગવતી શ્રુતિજ પ્રમાણ છે. વળી અતિ ગંભીર આ બાબતનો સ્વતંત્ર, પુરુષની બુદ્ધિથી ઉત્પન્ન થયેલા અને ક્યાંય પણ પ્રતિષ્ઠા નહિ પામતા તર્કથી નિર્ણય કરવો શક્ય નથી, કારણ કે તર્કા......(આગમથી જણાય એવી બાબતમાં તર્કથી વિરુદ્ધ મત દર્શાવવો નહિ, કારણ કે તર્કોનું નિશ્ચલપણું નથી. 'તર્કની અનિશ્ચલતા ટાળવા માટે બીજી રીતે અનુમાન કરવું' એમ જો કહેવામાં આવે તોપણ કેવળ આગમજન્ય સમ્યગ્જ્ઞાનમાં તર્કને અસર આપવામાં આવશે તો સંસારથી મોક્ષના અભાવનો પ્રસંગ પ્રાપ્ત થશે) એ પ્રમાણે બ્રહ્મસૂત્રકાર ભગવાન્ વ્યાસે તર્કોનું અપ્રતિષ્ઠિતપણું કહ્યું છે, કેમકે એકે કરેલો તર્ક બીજાથી ઉથાપાય, અને તેણે કરેલો તર્ક વળી બીજાથી ઉથાપાય એમ અવ્યવસ્થાનો પ્રસંગ પ્રાપ્ત થાય. જો કે આ લોકમાં ઘડાનો કર્તા કુંભાર, ઘડાના ઉપાદાન કારણભૂત માટીથી

ब्रह्मणो जगत्कारणत्वस्य वेदान्तिभिरभ्युपगमेन तत्सिद्धान्ते सर्वोपपत्तिसंभवात्। मायांशेनोपादानत्वं तदुपहितस्वरूपेण निमित्तत्वं चेत्युभयसंभवात्।

उत्पत्तिक्रमश्चेत्थम्—सृष्ट्यारम्भकाले परमेश्वरः सृज्यमानप्रपञ्चवैचित्र्यहेतुप्राणिकर्मसहकृतोऽपरिमितशक्तिविशिष्टमायासहितो नामरूपात्मकनिखिलप्रपञ्चं प्रथमं बुद्धावाकलय्येदं करिष्यामीति संकल्पयति। तत आकाशादीनि पञ्च भूतान्यपञ्चीकृतानि तन्मात्रशब्दाभिधेयानि जायन्ते। तत्राकाशस्य शब्द एको गुणः। वायोः शब्दस्पर्शौ। तेजसः शब्दस्पर्शरूपाणि।

---

જુદોજ જોવામાં આવે છે, તોપણ ચિંતન કરવાને અને માપવાને અશક્ય એવા પ્રભાવવાળી માયાશક્તિથી યુક્ત બ્રહ્મના જગત્‌ના કારણપણાનો વેદાંતીઓએ સ્વીકાર કરવાથી તેઓના સિદ્ધાંતમાં સઘળી બાબતો બંધબેસતી આવવાનું સંભવે છે; કારણ કે બ્રહ્મનું માયારૂપ અંશથી ઉપાદાનપણું તથા માયારૂપ ઉપાધિ પામેલા સ્વરૂપથી નિમિત્તપણું એમ બન્નેનો પણ સંભવ છે.

જગત્‌ની ઉત્પત્તિનો ક્રમ આ પ્રમાણે છેઃ— સૃષ્ટિના આરંભના સમયમાં ઇશ્વર, સરજવામાં આવતા જગત્‌ની વિચિત્રતાના કારણરૂપ પ્રાણીઓનાં કર્મોના સહકારવાળો તથા અમાપ શક્તિવાળી માયાથી યુક્ત થઇ નામ અને રૂપ છે સ્વરૂપ જેનું એવા સઘળા પ્રપંચને પહેલાં મનમાં ધારી લઇ 'આ કરીશ' એ પ્રમાણે સંકલ્પ કરે છે. તે સંકલ્પથી 'તન્માત્ર' એ શબ્દથી કહેવાતાં પાંચ અપંચીકૃત મહાભૂતો ઉત્પન્ન થાય છે. ત્યાં આકાશનો શબ્દ એ એક ગુણ ઉત્પન્ન થાય છે, વાયુના શબ્દ તથા સ્પર્શ એ બે ગુણો ઉત્પન્ન થાય છે. તેજના શબ્દ, સ્પર્શ

अपां तु शब्दस्पर्शरूपरसाः । पृथिव्यास्तु शब्दस्पर्शरूपरसगन्धाः । इमानि च भूतानि त्रिगुणात्मकमायाकार्यत्वात्त्रिगुणानि । सत्त्वगुणोपेतैरेतैर्व्यस्तैः पृथक् पृथक् क्रमेण श्रोत्रत्वक्चक्षूरसनघ्राणाख्यानि पञ्च ज्ञानेन्द्रियाणि जायन्ते । आकाशादिसात्त्विकांशेभ्यो मिलितेभ्यः पुनर्मनोबुद्ध्यहंकारचित्ताख्यमन्तःकरणमुपजायते । एतैरेव रजोगुणोपेतैर्व्यस्तैर्यथाक्रमं वाक्पाणिपादपायूपस्थाख्यानि कर्मेन्द्रियाणि जायन्ते । रजोगुणोपेतपञ्चभूतैरेव मिलितैः पञ्च वायवः प्राणापानव्यानोदानसमानाख्या जायन्ते ।

તથા રૂપ એ ત્રણ ગુણો ઉત્પન્ન થાય છે, જળના તો શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ એ ચાર ગુણો ઉત્પન્ન થાય છે, અને પૃથ્વીના તો શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ પાંચ ગુણો ઉત્પન્ન થાય છે. આ પાંચ અપંચીકૃત મહાભૂતો ત્રિગુણાત્મક એટલે ત્રણ ગુણો (સત્ત્વગુણ, રજોગુણ તથા તમોગુણ) છે સ્વરૂપ જેનું એવી માયાના કાર્યપણાને લીધે ત્રણ ગુણોવાળાં છે. સત્ત્વગુણથી યુક્ત એવાં એ પાંચ જુદાં જુદાં અપંચીકૃત મહાભૂતોથી અનુક્રમે જુદી જુદી શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જિહ્વા અને ઘ્રાણ નામની પાંચ જ્ઞાનેંદ્રિયો ઉત્પન્ન થાય છે. વળી સાથે મળેલા આકાશ વગેરેના સાત્ત્વિક અંશોથી મન, બુદ્ધિ, અહંકાર તથા ચિત્તરૂપ અંતઃકરણ ઉત્પન્ન થાય છે. રજોગુણથી યુક્ત એવાં એ પાંચ જુદાં જુદાં અપંચીકૃત મહાભૂતોથી અનુક્રમે વાક્, પાણિ, પાદ, પાયુ તથા ઉપસ્થ નામની પાંચ કર્મેંદ્રિયો ઉત્પન્ન થાય છે. રજોગુણથી યુક્ત પાંચ અપંચીકૃત મહાભૂતો સાથે મળતાંજ તેઓથી પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન તથા સમાન નામના પાંચ વાયુઓ ઉત્પન્ન થાય છે. તમોગુણથી યુક્ત પાંચ અપંચીકૃત મહાભૂતો સાથે મળતાંજ તેઓથી પંચીકૃત મહાભૂતો ઉત્પન્ન થાય છે.

तैरेव तमोगुणोपेतैरपञ्चीकृतभूतैः पञ्चीकृतभूतानि जायन्ते ।

पञ्चीकरणप्रकारश्चेत्थम्—द्विधा विधाय चैकैकं चतुर्धा प्रथमं पुनः । स्वस्वेतरद्वितीयांशैर्योजनात्पञ्च पञ्च ते ॥ आकाशमादौ द्विधा विभज्य तन्मध्य एकभागं पुनश्चतुर्धा विभज्य तेषां चतुर्णामंशानां वाय्वादिषु चतुर्षु भूतेषु संयोजनम् । एवं वाय्वादीनामपि । तदेवं प्रत्येकभूतस्यार्धं स्वकीयमर्धान्तरं च चतुर्विधभूतमयम् । तत्र पृथिव्यादिषु स्वांशाधिक्यात्पृथिव्यादिव्यवहारः। तदुक्तं ब्रह्मसूत्रे—वैशेष्यात्तु तद्वादस्तद्वादः । २ । ४ । २२ । इति । पूर्वोक्तैरपञ्चीकृतभूतैर्लिङ्गशरीरं मनोबुद्धिज्ञानेन्द्रियपञ्चककर्मेन्द्रि-

પંચીકરણનો પ્રકાર આ પ્રમાણે છેઃ— **द्विधा...पञ्च ते** ॥ પહેલાં આકાશના બે વિભાગ કરી તેઓમાંથી એક ભાગના વળી ચાર વિભાગ કરી, તે ચાર ભાગોને વાયુ વગેરે ચાર મહાભૂતોમાં ભેળવવા. એ પ્રમાણે વાયુવગેરેના પણ સંબંધમાં જાણી લેવું. તેથી એ પ્રમાણે પ્રત્યેક મહાભૂતનો અર્ધ અંશ પોતાનો છે, અને બાકીનો બીજો અર્ધ અંશ પોતાનાથી જુદાં ચાર પ્રકારનાં મહાભૂતોથી બનેલો છે, ત્યાં પૃથ્વીવગેરેમાં પોતાના અંશની અધિકતાથી પૃથ્વી વગેરે નામથી વ્યવહાર ચાલે છે. તે પ્રમાણે બ્રહ્મસૂત્રમાં કહ્યું છે કે **वैशेष्यात्तु**......(મહાભૂતો તથા મહાભૂતોથી બનેલા પદાર્થોમાં પૃથ્વીવગેરેના અંશની અધિકતાથી પૃથ્વીવગેરે નામથી વ્યવહાર ચાલે છે. આ સૂત્રમાં **तद्वादः** એ પદની આવૃત્તિ બીજા અધ્યાયની સમાપ્તિ જણાવે છે). પહેલાં કહેવામાં આવેલાં અપંચીકૃત મહાભૂતોથી, પરલોકની યાત્રાને ચલાવનારૂં અને મોક્ષપર્યંત ટકે એવું મન, બુદ્ધિ, પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય તથા

यपञ्चकप्राणपञ्चकसंयुक्तं परलोकयात्रानिर्वाहकं मोक्षपर्यन्तं स्थायि जायते । तमोगुणयुक्तेभ्यः पञ्चीकृतभूतेभ्यो भूम्यन्तरीक्षस्वर्महर्जनस्तपःसत्यात्मकस्योर्ध्वलोकसप्तकस्यातलवितलसुतलतलातलरसातलमहातलपातालाख्याधोलोकसप्तकस्य ब्रह्माण्डस्योत्पत्तिः । तत्र च चतुर्विधशरीराणामुत्पत्तिः । तानि च जरायुजाण्डजस्वेदजोद्भिज्जाख्यानि। तत्र जरायुजानि जरायुभ्यो जातानि मनुष्यपश्वादिशरीराणि । अण्डजानि अण्डेभ्यो जातानि पक्षिपन्नगादिशरीराणि । स्वेदाज्जातानि यूकामशकादीनि स्वेदजानि। भूमिमुद्भिद्य जातानि वृक्षादीन्युद्भिज्जानि । एवमीश्वरः समस्तजगदुद्भवस्थितिलयकर्ता। मायाया रजोंऽशमादाय सृष्टिं कुर्वन्ब्रह्मेति

પાંચ પ્રાણોથી યુક્ત લિંગશરીર ઉત્પન્ન થાય છે. તમોગુણથી યુક્ત પંચીકૃત પાંચ મહાભૂતોથી પૃથ્વી, અંતરીક્ષ, સ્વર્ગલોક, મહર્લોક, જનલોક, તપલોક અને સત્યલોક એ પ્રમાણે સાત ઉર્ધ્વ લોક (ઉપર આવેલા લોક) તથા અતલ, વિતલ, સુતલ, તલાતલ, રસાતલ, મહાતલ તથા પાતાલ નામના સાત અધોલોક (નીચે આવેલા લોક) એઓરૂપ બ્રહ્માંડની ઉત્પત્તિ થાય છે. તે બ્રહ્માંડમાં ચાર પ્રકારનાં શરીરોની ઉત્પત્તિ થાય છે. તે શરીરો જરાયુજ, અંડજ, સ્વેદજ, અને ઉદ્ભિજ્જ એ નામનાં છે. ત્યાં જરાયુજ એટલે ઓળના પછેડાથી ઉત્પન્ન થયેલાં મનુષ્ય, પશુ વગેરેનાં શરીરો છે. અંડજ એટલે ઈંડાંથી ઉત્પન્ન થયેલાં પક્ષી, સર્પ વગેરેનાં શરીરો છે. સ્વેદજ એટલે પસીનાથી ઉત્પન્ન થયેલાં જૂ, મચ્છર વગેરેનાં શરીરો છે. ઉદ્ભિજ્જ એટલે પૃથ્વીને ભેદી (ફાડી) ઉત્પન્ન થયેલાં વૃક્ષ વગેરેનાં શરીરો છે. એ પ્રમાણે ઈશ્વર સઘળા જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરનાર છે. તે માયાના રજોગુણરૂપ

व्यपदिश्यते । सत्त्वांशमादाय रक्षां कुर्वन्विष्णुरिति । तमोंऽश-मादाय प्रलयं कुर्वन्रुद्र इति । वस्तुतो न तद्भेदः । इत्येवं सृष्टि-क्रमो निरूपितः । रक्षणमपि भगवतैव क्रियते तथा चोक्तम्—स रक्षिता रक्षति यो हि गर्भे । मातुरुदरे जाठरवह्निपरिवृते-ऽनेकबाधासंयुते यो रक्षति तस्यान्यत्र रक्षणकर्तृत्वे किमेव हि वक्तव्यम् । तथैवान्यत्राप्युक्तम्—'वृत्त्यर्थं नातिक्लिश्येत सा हि धात्रैव निर्मिता । गर्भादुत्पतिते जन्तौ मातुः प्रस्रवतः स्तनौ ॥' इति । प्राणिनां भोगप्रदायककर्मावसाने प्रलयकर्तापि स एव भगवान् ।

---

અંશને લઇ સૃષ્ટિ કરતાં 'બ્રહ્મા' એ નામથી કહેવાય છે, માયાના સત્ત્વ-ગુણરૂપ અંશને લઇ રક્ષા કરતાં 'વિષ્ણુ' એ નામથી કહેવાય છે, અને તમોગુણરૂપ અંશને લઇ પ્રલય કરતાં 'રુદ્ર' એ નામથી કહેવાય છે. વાસ્તવિક રીતે બ્રહ્મા, વિષ્ણુ રુદ્ર એઓમાં તથા ઇશ્વરમાં ભેદ નથી. આ પ્રમાણે સૃષ્ટિનો ક્રમ કહ્યો છે. રક્ષણ પણ ભગવાન્‌થીજ કરવામાં આવે છે. તે પ્રમાણે કહ્યું છે કે—**स रक्षिता......**(જે ગર્ભમાં બાળકનું રક્ષણ કરે છે, તે રક્ષણ કરશે.) જઠરાગ્નિથી વીંટાયેલા અને અનેક પીડાઓથી યુક્ત એવા માતાના ઉદરમાં જે રક્ષણ કરે છે તેના બીજે સ્થળે રક્ષણ કરનારપણામાં શુંજ કહેવું? તેજ પ્રમાણે બીજે સ્થળે પણ કહ્યું છે કે—**वृत्त्यर्थं...स्तनौ ॥** (આજીવિકા માટે અત્યંત ક્લેશ ભોગવો નહિ, કારણ કે તે વિધાતાએજ બનાવેલી છે. ગર્ભથી પ્રાણી બહાર આવતાં તેની આજીવિકા માટે માતાનાં બે સ્તનોમાંથી દૂધ ઝરે છે). પ્રાણીઓનાં ભોગ આપનારાં કર્મો પૂરાં થતાં પ્રલય કરનાર પણ તેજ ભગવાન્ છે.

प्रलयश्च नित्यप्राकृतनैमित्तिकात्यन्तिकभेदाच्चतुर्विधः । तत्र च नित्यः प्रलयः सुषुप्तिः । तस्यां सर्वकार्याणां प्रलयात्सुषुप्तिर्नित्यः प्रलयः । अदृष्टपूर्वाशयानां कारणात्मनावस्थानम् । तेन सुषुप्तेः प्रबुद्धस्य सुखाद्यनुभवस्मरणोपपत्तिः । न च सुषुप्तौ बुद्ध्यादेर्विनाशे बुद्ध्यधीनप्राणादिक्रियानुपपत्तिरिति वाच्यम् । अन्तःकरणस्य द्वे शक्ती ज्ञानशक्तिः क्रियाशक्तिश्च । तत्र ज्ञानशक्तिविशिष्टान्तःकरणस्य सुषुप्तौ विनाशः । न क्रियाशक्तिविशिष्टस्येति प्राणाद्यवस्थानमविरुद्धम् । सुषुप्तौ प्रमाणं च "यदा सुप्तः स्वप्नं न कंचन पश्यति । अथास्मिन्प्राण एवैकधा भवति ।

નિત્ય, પ્રાકૃતિ, નૈમિત્તિક અને આત્યંતિક એ પ્રમાણે પ્રલય ચાર પ્રકારનો છે. ત્યાં સુષુપ્તિ એ નિત્ય પ્રલય છે. સુષુપ્તિમાં સઘળાં કાર્યોનો પ્રલય થવાથી તે નિત્ય પ્રલય છે. તે સમયે અદૃષ્ટ અને પૂર્વવાસના કારણ (અવિદ્યા) રૂપે રહે છે. તેથી સુષુપ્તિમાંથી જાગેલાને સુખ વગેરેના અનુભવનું સ્મરણ થવું ઘટે છે. (પૂ.) "સુષુપ્તિમાં બુદ્ધિ વગેરેનો વિનાશ થતાં બુદ્ધિને આધીન એવા પ્રાણ વગેરેની ક્રિયા થવી ઘટતી નથી" એમ (ઉ.) કહેવું નહિ. અંતઃકરણની બે શકિત છે, જ્ઞાનશકિત અને ક્રિયાશકિત. ત્યાં જ્ઞાનશકિતથી યુકત અંતઃકરણનો સુષુપ્તિમાં વિનાશ થાય છે, પણ ક્રિયાશકિતથી યુકત અંતઃકરણનો થતો નથી, તેથી સુષુપ્તિમાં પ્રાણ વગેરેની સ્થિતિ વિરુદ્ધ નથી. સુષુપ્તિમાં **यदा सुप्तः...**(જ્યારે સુષુપ્તિ અવસ્થામાં રહેલો મનુષ્ય કોઇ સ્વપ્નને જોતો નથી, ત્યારે આ આત્મામાં પ્રાણજ એકરૂપે રહે છે. પછી આ આત્મામાં વાણી સઘળાં નામો સાથે લય

अथैनं वाक् सर्वैर्नामभिः सहाप्येति" इति कौषीतकिश्रुतिः । छान्दोग्येऽपि "सता सोम्य तदा संपन्नः । स्वमपीतो भवति" । इति श्रूयते ।

सकलकार्याणां प्रकृतौ लयः प्राकृतलयः स च कार्यब्रह्मलयनिमित्तकः । तथाहि हिरण्यगर्भस्य ब्रह्माधिकारनिर्वाहकप्रारब्धपरिसमाप्तौ सत्यां यदा विदेहकैवल्यात्मिका परममुक्तिस्तदा तद्धामवासिनामुत्पन्नब्रह्मसाक्षात्काराणां ब्रह्मणा सह विदेहकैवल्यम् । अत्र मानं च—"ब्रह्मणा सह ते सर्वे संप्राप्ते प्रतिसंचरे । परस्यान्ते कृतात्मानः प्रविशन्ति परं पदम् ॥"

---

પામે છે) એ કૌષીતકિશ્રુતિ પ્રમાણભૂત છે. છાંદોગ્યમાં પણ **सता सोम्य...** (હે પુત્ર! ત્યારે સત્‌ની સાથે તે ભળી જાય છે, અર્થાત્ પોતાના સ્વરૂપમાં લય પામેલો થાય છે) એ પ્રમાણે શ્રુતિ છે.

સઘળાં કાર્યોનો પ્રકૃતિમાં લય એ પ્રાકૃત લય છે. તે કાર્યબ્રહ્મ (હિરણ્યગર્ભ)નો લય છે નિમિત્ત જેનું એવો છે. જેમકે:—બ્રહ્માના અધિકારનો નિર્વાહ કરનારાં પ્રારબ્ધ કર્મો સમાપ્ત થતાં જ્યારે હિરણ્યગર્ભને વિદેહકૈવલ્યરૂપ પરમ મુકિત મળે છે, ત્યારે તે હિરણ્યગર્ભના (બ્રહ્માના) લોકમાં વસનારા તથા ઉત્પન્ન થયેલ છે બ્રહ્મસાક્ષાત્કાર જેઓને એવા લોકોને બ્રહ્માની સાથે વિદેહકૈવલ્ય પ્રાપ્ત થાય છે. આ વિષયમાં **ब्रह्मणा...** (બ્રહ્મના બીજા પરાર્ધના અંતમાં પ્રલય પ્રાપ્ત થતાં જ્ઞાનને પ્રાપ્ત થયેલા તેઓ બ્રહ્માની સાથે પરમ પદમાં પેસે છે) એ શ્રુતિ પ્રમાણભૂત છે.

इति श्रुतिः । हिरण्यगर्भलोकवासिभिः सह हिरण्यगर्भे मुच्यमाने तदधिष्ठितब्रह्माण्डतदन्तर्वर्त्यखिललोकतदन्तर्वर्तिस्थावरादीनां भौतिकानां भूतानां च प्रकृतौ मायायां लयः ।

हिरण्यगर्भस्य दिवसावसाननिमित्तकत्रैलोक्यमात्रप्रलयो नैमित्तिकप्रलयः । हिरण्यगर्भदिवसश्चतुर्युगसहस्रपरिमितकालः 'चतुर्युगसहस्राणि ब्रह्मणो दिनमुच्यते' इति वचनान्निर्णीतः । दिवसकालतुल्यो रात्रिकालः । रात्रिकाल एव नैमित्तिकप्रलयकालः ।

प्राकृतप्रलये पुराणवचनम्—'द्विपरार्धे त्वतिक्रान्ते ब्रह्मणः परमेष्ठिनः । तदा प्रकृतयः सप्त कल्पन्ते प्रलयाय हि ॥ एष

બ્રહ્મલોકમાં વસનારાઓની સાથે હિરણ્યગર્ભની મુક્તિ થતાં તેના અધિષ્ઠાતાપણા નીચેનું બ્રહ્માંડ, તેની અંદર આવેલા સઘળા લોકો અને તેમાં આવેલા સ્થાવર વગેરે ભૌતિક પદાર્થોના તથા પાંચ તન્માત્રાનો પ્રકૃતિમાં અર્થાત્ માયામાં લય થાય છે.

હિરણ્યગર્ભના દિવસની સમાપ્તિ છે નિમિત્ત જેનું એવો ત્રૈલોકય માત્રનો પ્રલય એ નૈમિત્તિક પ્રલય છે. **चतुर्युग...**(૪૦૦૦ યુગ એ બ્રહ્માનો દિવસ કહેવાય છે) એ વચનથી હિરણ્યગર્ભના દિવસના માપનો નિર્ણય થયો છે. બ્રહ્માના દિવસના સમય જેવડો બ્રહ્માની રાત્રિનો સમય છે. રાત્રિનો સમયજ નૈમિત્તિક પ્રલયનો સમય છે.

પ્રાકૃત પ્રલયમાં **द्विपरार्धे...**[બ્રહ્મલોકના સ્વામી બ્રહ્માનું બીજું પરાર્ધ—છેલ્લાં ૫૦ વર્ષો જ્યારે વ્યતીત થાય છે, ત્યારે પાંચ તન્માત્ર મહત્તત્ત્વ અને અહંકાર એ સાત પ્રકૃતિઓનો પ્રલય થાય છે. હે રાજા!

प्राकृतिको राजन्प्रलयो यत्र लीयते' इति । नैमित्तिकप्रलये पुराणवाक्यम्–'एष नैमित्तिकः प्रोक्तः प्रलयो यत्र विश्वसृक् । शेतेऽनन्तासने नित्यमात्मसात्कृत्य चाखिलम्' इति ।

ब्रह्मसाक्षात्कारनिमित्तकस्तुरीयः प्रलयः। स चैकजीववादे सर्वमोक्षः । नानाजीववादे क्रमेण मोक्षः । तत्र कर्मोपरतिनिमित्तका आद्यास्त्रयोऽपि लयाः। तुरीयस्तु ज्ञानोदयनिमित्तः ।

भूतभौतिकानां न कारणलयक्रमेण लयक्रमः, किंतु सृष्टिक्रमविपरीतक्रमेणैव तत्तत्कार्यनाशः । तथा च पृथिव्या अप्सु ।

---

જેમાં આ પ્રકૃતિનો લય થાય છે તે પ્રાકૃતિક પ્રલય છે] એ પુરાણવચન પ્રમાણભૂત છે. નૈમિત્તિક પ્રલયમાં **एष नैमित्तिकः**...[જેમાં બ્રહ્મા સઘળા ત્રૈલોક્યનો પોતામાં લય કરી નારાયણ ભગવાન્‌ના નાભિકમળપર સુવે છે તે નૈમિત્તિક પ્રલય કહેવાય છે] એ પુરાણવાક્ય પ્રમાણભૂત છે.

બ્રહ્મનો સાક્ષાત્કાર છે નિમિત્ત જેનું એવો આત્યંતિક નામનો ચોથો પ્રલય છે. એકજીવવાદના પક્ષમાં તે સર્વના મોક્ષરૂપ છે, અને અનેક-જીવવાદના પક્ષમાં તે જે જીવને જ્ઞાન પ્રાપ્ત થાય તેને મોક્ષરૂપ છે, એટલે તે ક્રમથી મોક્ષ છે, પરંતુ એકી વખતે મોક્ષ નથી. ત્યાં પહેલા ત્રણે પણ પ્રલયો કર્મોનો ઉપરામ છે નિમિત્ત જેઓના એવા છે. ચોથો પ્રલય તો જ્ઞાનનો ઉદય છે નિમિત્ત જેનું એવો છે.

પાંચ મહાભૂતો તથા તેઓથી બનેલા પદાર્થોના લયનો ક્રમ કારણના લયના ક્રમથી નથી, પરંતુ સૃષ્ટિના ક્રમથી ઉલટા ક્રમવડેજ તે તે કાર્યોનો નાશ થાય છે. તે પ્રમાણે પૃથ્વીનો જળમાં, જળનો અગ્નિમાં, અગ્નિનો

अपां तेजसि । तेजसो वायौ । वायोराकाशे । आकाशस्य जीवाहंकारे । जीवाहंकारस्य हिरण्यगर्भाहंकारे । तस्य चाविद्यायामिति सृष्टिक्रमतो विपरीतक्रमेण प्रलयाः । तदुक्तं विष्णुपुराणे–जगत्प्रतिष्ठा देवर्षे पृथिव्यप्सु प्रलीयते । तेजस्यापः प्रलीयन्ते तेजो वायौ प्रलीयते ॥१॥ वायुश्च लीयते व्योम्नि तच्चाव्यक्ते प्रलीयते । अव्यक्तं पुरुषे ब्रह्मन्निष्कले संप्रलीयते ॥२॥ इति ।

ननु लोके सत एव घटादेरुत्पत्त्यादिदर्शनात्प्रपञ्चस्याप्युत्पत्त्यादिमत्त्वात्सत्यत्वेऽभिमते "एकमेवाद्वितीयं ब्रह्म" "नेह नानास्ति किंचन," "आत्मैवेदं सर्वम्," "ब्रह्मैवेदं सर्वम्,"

---

વાયુમાં, વાયુનો આકાશમાં, આકાશનો જીવના અહંકારમાં, જીવના અહંકારનો હિરણ્યગર્ભના અહંકારમાં, અને હિરણ્યગર્ભના અહંકારનો અવિદ્યામાં, એમ સૃષ્ટિના ક્રમથી ઉલટા ક્રમવડે પ્રલયો થાય છે. તે પ્રમાણે વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે "હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ દેવર્ષિ નારદ! જગત્‌ના આધારરૂપ પૃથ્વી જળમાં પ્રલય પામે છે, જળ અગ્નિમાં પ્રલય પામે છે, અગ્નિ વાયુમાં પ્રલય પામે છે, વાયુ આકાશમાં પ્રલય પામે છે, આકાશ અવ્યકત (પ્રકૃતિ) માં પ્રલય પામે છે, અને અવ્યકત નિરવયવ પુરુષ (પરમાત્મા)માં પ્રલય પામે છે.

"આ લોકમાં સત્‌ એવાજ ઘટ વગેરેનાં ઉત્પત્તિ વગેરે જોવામાં આવવાથી, ઉત્પત્તિવગેરેવાળાપણાને લીધે આ પ્રપંચનું પણ સત્યપણું સ્વીકારવામાં આવે તો **एकमेव**...(અદ્વિતીય બ્રહ્મ એકજ છે), **नेह**... (અહિં કશું જુદું જુદું નથી), **आत्मै**...[આ સઘળું આત્માજ છે],

" इदं सर्वं यदयमात्मा " इत्यादिश्रुतिसिद्धं ब्रह्माद्वैतं विरुध्येत। न ह्युभयसत्यतायां द्वैताभावः परमार्थिकः सिध्येदत आह यदज्ञानादिति। यस्याज्ञानाद्यद्विषयकाद्यदाश्रिताच्चाज्ञानात्। शुक्तौ रजतमिवेति। चाकचिक्यादिसादृश्यसंदर्शनसमुद्बुद्धसंस्कारसहिताविद्यया शुक्तिशकले यथा कस्यचित्पुरुषस्य रजतमिदमिति भ्रान्तिज्ञानमुत्पद्यते तथैव समस्तमिदं विश्वं जगदधिष्ठानभूते परमार्थसत्ये चिदात्मनि तद्विषयकादज्ञानादेव विलसितं भ्रान्त्यावभासितमतात्त्विकमित्यर्थः।

ननु किं तावदिदमज्ञानं यस्य परिणामभूतमिदं सर्वं जगद् भवन्मते प्रतीयते। किं तज्ज्ञानप्रागभावो ज्ञानध्वंसो वाथवा

**ब्रह्मै...**(આ સઘળું બ્રહ્મજ છે), **इदं...**[જે આ સઘળું છે તે આત્મા છે] ઇત્યાદિ શ્રુતિઓથી સિદ્ધ થતા બ્રહ્માદ્વૈતને વિરોધ આવે, કારણ કે પ્રપંચ અને બ્રહ્મ બન્નેની સત્યતા થતાં પરમાર્થભૂત દ્વૈતાભાવ સિદ્ધ થાય નહિ" એવી જો શંકા કરવામાં આવે તો તેના ઉત્તરમાં કહેવામાં આવે છે કે **यदज्ञानादिति–यस्याज्ञानात** એટલે જેના અજ્ઞાનથી અથવા જેમાં રહેલા અજ્ઞાનથી. **शुक्तौ रजतमिवेति**–ચકચકાટ વગેરે સરખાપણાને જોવાથી ઉત્પન્ન થયેલ સંસ્કારસહિત અવિદ્યાવડે છીપના કકડામાં જેમ કોઇ પુરુષને 'આ રૂપું છે' એવું ભ્રાંતિજ્ઞાન ઉત્પન્ન થાય છે, તે પ્રમાણેજ આ સઘળું જગત્ તેના અધિષ્ઠાનભૂત અને પરમાર્થ રીતે સત્ય એવા ચિદાત્મામાં તેના અજ્ઞાનથીજ વિલાસ પામેલું છે, એટલે ભ્રાંતિથી ભાસેલું છે, અર્થાત્ કલ્પિત છે.

તમારા મતમાં જેના પરિણામરૂપે આ સઘળું જગત્ પ્રતીત થાય છે, તે અજ્ઞાન તો શો પદાર્થ છે? તે અજ્ઞાન શું જ્ઞાનપ્રાગભાવ છે? જ્ઞાનધ્વંસ

ज्ञानात्यन्ताभाव उत ज्ञानविशेषाभावः किंत्रान्योऽन्याभावः ।

न तावत्प्रागभावस्तस्य प्रतियोगिसमानकालेऽप्रतीयमानत्वात् । इदं तु प्रतियोगिसमानकालेऽपि न जानामीति प्रतीत्या प्रतीयते । अतो न ज्ञानप्रागभावोऽज्ञानम् । अत एव न ध्वंसो न वात्यन्ताभावस्तयोः प्रतियोगिव्यधिकरणवृत्तित्वात् । नापि विशेषाभावः । अज्ञानस्य ज्ञानसामान्यविरोधित्वाभावेन न विशेषाभावोऽज्ञानम्। नाप्यन्योन्याभावः स्वप्रतियोग्यप्रसिद्धत्वात्।

---

છે? અથવા જ્ઞાનાત્યંતાભાવ છે? કે જ્ઞાનવિશેષાભાવ છે? અથવા અન્યોન્યાભાવ છે?

અજ્ઞાન પ્રાગભાવ તો નથી, કારણ કે પ્રતિયોગીના સમાન કાળમાં પ્રાગભાવની પ્રતીતિ થતી નથી. આ અજ્ઞાન તો પ્રતિયોગી [જ્ઞાન–ચેતન]-ના સમાન કાળમાં પણ 'હું જાણતો નથી' એવી પ્રતીતિથી અનુભવમાં આવે છે. આથી અજ્ઞાન એ પ્રાગભાવ નથી, અને તેથીજ તે જ્ઞાનધ્વંસ નથી કે જ્ઞાનાત્યંતાભાવ નથી, કારણ કે તેઓનું પ્રતિયોગીના અધિકરણથી ભિન્ન અધિકરણમાં રહેનારપણું છે. અજ્ઞાન જ્ઞાનવિશેષાભાવ પણ નથી. અજ્ઞાનને તો જ્ઞાનસામાન્યની સાથે વિરોધીપણું નહિ હોવાથી[1] અજ્ઞાન જ્ઞાન-વિશેષાભાવ નથી. અજ્ઞાન જ્ઞાનાન્યોન્યાભાવ પણ નથી, કારણ કે અન્યોન્યાભાવનો પ્રતિયોગી પ્રસિદ્ધ નથી.[2] આથી અજ્ઞાન અભાવરૂપ નથી,

---

૧ અજ્ઞાનને જ્ઞાનસામાન્ય (ચેતન–બ્રહ્મ) ની સાથે વિરોધ નથી, પરંતુ ઉલટું અજ્ઞાનનું અધિષ્ઠાન થઇ જ્ઞાનસામાન્ય અજ્ઞાનનું સાધક છે; જેમકે સુષુપ્તિમાં જ્ઞાનસામાન્ય અજ્ઞાનનું સાધક છે.

૨ સર્વ બ્રહ્મરૂપ હોવાથી અમુક પદાર્થ જ્ઞાન નથી, એમ નહિ કહેવાય, એટલે જ્ઞાનાન્યોન્યાભાવ ક્યાંય પણ રહેશે નહિ.

अतो नाभावरूपमज्ञानमिति चेदत्र भावरूपमज्ञानं निश्चितमद्वैतवादिभिः ।

ननु किमज्ञानस्य लक्षणम् ?। न तावज्ज्ञाननिवर्त्यत्वम् । उत्तरज्ञाननिवर्त्ये पूर्वज्ञानेऽतिव्याप्तेः । न च तस्यानिर्वचनीयत्वं, भावरूपेण ज्ञाननिवर्त्यत्वेन च निर्वचनस्य सत्त्वात् । नाप्यज्ञाने प्रमाणं पश्यामः । न तावन्नजानामीति प्रत्यक्षप्रमाणम् । तस्य प्रागभावविषयत्वात् । नाप्यनुमानम् । लिङ्गाभावात् । न च सर्गाद्यकालिकं कार्यं जडोपादानकं, कार्यत्वात् घटवदित्यनुमानं प्रमाणमिति वाच्यम् । तस्य द्व्यणुकादीनां यत्परमाणुरूपं

એમ જો કહેવામાં આવે તો તેના ઉત્તરમાં કહેવાનું કે અહિં અદ્વૈતવાદીઓએ અજ્ઞાન ભાવરૂપ છે, એવો નિશ્ચય કર્યો છે.

"અજ્ઞાનનું લક્ષણ શું છે ? જ્ઞાનવડે નિવર્ત્ય (નિવૃત્તિને યોગ્ય પણું) એ અજ્ઞાનનું લક્ષણ નથી, કારણ કે પછીના જ્ઞાનથી નિવર્ત્ય એવા પૂર્વ-જ્ઞાનમાં અતિવ્યાપ્તિ થઇ જાય. તે અજ્ઞાનનું અનિર્વચનીયપણું પણ નથી. કારણ કે ભાવરૂપથી અને જ્ઞાનવડે નિવૃત્તિને યોગ્યપણાથી તેનું નિર્વચન થાય છે. અજ્ઞાનમાં અમે પ્રમાણ પણ જોતા નથી. **न जानामि**—'હું જાણતો નથી' એ તો અજ્ઞાનમાં પ્રત્યક્ષ પ્રમાણ નથી. કારણ કે તેનું પ્રાગભાવ છે વિષય જેનો એવાપણું છે. અજ્ઞાનમાં અનુમાન પ્રમાણ પણ નથી, કારણ કે હેતુનો અભાવ છે. 'સૃષ્ટિના આદિ કાળનું કાર્ય, જડ છે ઉપાદાન કારણ જેનું એવું છે, કાર્યપણાને લીધે, ઘડાની પેઠે' એ અનુમાન અજ્ઞાનમાં પ્રમાણ છે, એમ નહિ કહેવું, કારણ કે દ્વ્યણુક વગેરેનું જે પરમાણુરૂપ જડ ઉપાદાન કારણ તેને સિદ્ધ કરવામાં પણ તે

जडोपादानं तत्परकत्वेऽप्युपपत्तेः । नाप्यागमप्रमाणम् । आप्तानुक्तत्वात् । न चाज्ञानेनावृतं ज्ञानम् (श्रीमद्भगवद्गीता अ० ५ श्लो. १५) इत्यागम एव तत्र प्रमाणमिति वाच्यम् । एतदागमस्य भ्रान्तिज्ञानविषयत्वान्नाज्ञानप्रतिपादकत्वम् । नाप्यर्थापत्तिस्तत्र प्रमाणम् । दृश्यमानकार्यजातस्याज्ञानं विनाप्युपपत्तेः। तस्माल्लक्षणप्रमाणाभावादनुपपन्नं तवाभिमतमज्ञानमिति चेदत्रोच्यते । अनादित्वे सति भावरूपत्वे सत्यनिर्वचनीयत्वे सति ज्ञाननिवर्त्यमज्ञानम् । जन्यप्रपञ्चेऽतिव्याप्तिवारणायानादित्वे सतीति । ज्ञानप्रागभावेऽतिव्याप्तिवारणाय भावरूपत्वे सतीति ।

અનુમાન પ્રમાણ બંધબેસતું થાય છે. અજ્ઞાનમાં આગમ પ્રમાણ પણ નથી, કારણ કે આપ્તે–યથાર્થ વકતાએ તે કહ્યું નથી. **अज्ञानेनावृतं...** (અજ્ઞાનથી જ્ઞાન આવરણ પામેલું છે) એ આગમજ તેમાં પ્રમાણ છે, એમ નહિ કહેવું, કારણ કે આ આગમનું, ભ્રાંતિજ્ઞાન છે વિષય જેનો એવાપણું હોવાને લીધે અજ્ઞાનનું પ્રતિપાદકપણું નથી. અર્થાપત્તિ પણ તેમાં પ્રમાણ નથી, કારણ કે જોવામાં આવતાં કાર્યોનો સમૂહ અજ્ઞાન વગર પણ થવો યુક્તિયુકત છે. તેથી લક્ષણ અને પ્રમાણના અભાવને લીધે તારૂં ઇષ્ટ અજ્ઞાન યુક્તિયુકત નથી" એમ જો કહેવામાં આવે તો આ વિષયમાં પ્રત્યુત્તર આપવામાં આવે છેઃ—**अनादित्वे**......(અનાદિપણું હોતાં, ભાવરૂપપણું હોતાં અને અનિર્વચનીયપણું હોતાં જ્ઞાનથી ટળે એવું) એ અજ્ઞાનનું લક્ષણ છે. ઉત્પત્તિને યોગ્ય એવા પ્રપંચમાં અતિવ્યાપ્તિના વારણ માટે **अनादित्वे सति** (અનાદિપણું હોતાં) એમ કહ્યું છે, જ્ઞાનના પ્રાગભાવમાં અતિવ્યાપ્તિના વારણ માટે **भावरूपत्वे**

ब्रह्मण्यतिव्याप्तिवारणायानिर्वचनीयत्वे सतीति । अत्रानिर्वचनीयपदसाहचर्येण कल्पितत्वमप्युपलक्षणीयम् । साहचर्यं च यत्र यत्रानिर्वचनीयत्वं तत्र तत्र कल्पितत्वं यथा शुक्तिरूप्ये । तथैवाज्ञानस्याप्यनिर्वचनीयत्वं कल्पितत्वं चापि । अज्ञानस्यानिर्वचनीयत्वं त्वित्थम्—

**किमज्ञानं ब्रह्मभिन्नं किं वाऽभिन्नं किंवा भिन्नाभिन्नम् । तत्र नाद्यः। ब्रह्मभिन्नस्य सर्वस्य मिथ्यात्वप्रतिपादकश्रुतिविरोधेन वस्तुतस्तस्य ब्रह्मसत्ताभिन्नसत्ताऽभावात् । नाप्यभिन्नम् । जडचैतन्ययोरैक्यायोगात् । नापि भिन्नाभिन्नम् ।तयोः परस्परवि-**

---

**सति** (ભાવરૂપપણું હોતાં) એમ કહ્યું છે. બ્રહ્મમાં અતિવ્યાપ્તિના વારણ માટે **अनिर्वचनीयत्वे सति** (અનિર્વચનીયપણું હોતાં) એમ કહ્યું છે. અનિર્વચનીયપદના સાહચર્યથી કલ્પિતપણાનું પણ ઉપલક્ષણ કરી લેવું. જ્યાં જ્યાં અનિર્વચનીયપણું હોય ત્યાં ત્યાં કલ્પિતપણું હોય એ અનિર્વચનીયપણાનું તથા કલ્પિતપણાનું સાહચર્ય છે; જેમકે છીપના રૂપામાં કલ્પિતપણાનું અને અનિર્વચનીયપણાનું સાહચર્ય છે. તે પ્રમાણેજ અજ્ઞાનનું પણ અનિર્વચનીયપણું તથા કલ્પિતપણું પણ છે. અજ્ઞાનનું અનિર્વચનીયપણું તો આ પ્રમાણે છે:—

શું અજ્ઞાન બ્રહ્મથી ભિન્ન છે, કે અભિન્ન છે, કે ભિન્નાભિન્ન (ભિન્ન તથા અભિન્ન) છે? ત્યાં પહેલો પક્ષ સંભવતો નથી, કારણ કે બ્રહ્મથી ભિન્ન સઘળું મિથ્યા છે, એવું પ્રતિપાદન કરનારી શ્રુતિથી વિરોધ થાય તેને લીધે વાસ્તવિક રીતે અજ્ઞાનની સત્તા બ્રહ્મની સત્તાથી જુદી નથી. અજ્ઞાન બ્રહ્મથી અભિન્ન પણ નથી, કારણ કે જડ અને ચેતનની એકતાનો સંબંધ

रोधेनैकत्रासंभवात् । एवं न तावदज्ञानं सत् । अद्वैतश्रुतिविरोधात् । नाप्यसत् । पञ्चभूतानां प्रकृतित्वानुपपत्तेः । नापि सदसत् । सत्त्वासत्त्वयोरेकत्र विरोधात् । एवं नाज्ञानं सावयवम् । तस्य सावयवत्वे सादित्वप्रसङ्गात् । सादित्वे च तत्प्रतिबिम्बभूतस्येश्वरस्यापि सादित्वप्रसङ्गः । अज्ञानस्य सादित्वे तदज्ञानप्रकृतित्वेनाज्ञानान्तरापेक्षायामनवस्थाप्रसङ्गाच्च । नापि निरवयवं सर्वजडजातस्य प्रकृतित्वाभावप्रसङ्गात् । सावयवपदार्थानामेव लोके प्रकृतित्वदर्शनात् । नाप्युभयरूपं, सावयवत्वनिरवयवत्वयोरेकत्र

નથી. અજ્ઞાન બ્રહ્મથી ભિન્નાભિન્ન પણ નથી, કારણ કે ભિન્ન તથા અભિન્નને પરસ્પર વિરોધ હોવાથી એઓનો એક સ્થળે સંભવ નથી. એ પ્રમાણે અજ્ઞાન સત્ તો નથી, કારણ કે તેમ માનવામાં અદ્વૈતશ્રુતિને વિરોધ આવે છે. અજ્ઞાન અસત્ પણ નથી, કારણ કે અસત્ પદાર્થનું પાંચ મહાભૂતોનું પ્રકૃતિપણું ઘટતું આવતું નથી. અજ્ઞાન સદસત્ (સત્ તથા અસત્) પણ નથી, કારણ કે સત્પણાને અને અસત્પણાને એક સ્થળે વિરોધ હોય છે. એ પ્રમાણે અજ્ઞાન સાવયવ (અવયવોવાળું) નથી. તેનું સાવયવપણું થતાં તેના સાદિ (આદિસહિત–આદિવાળા) પણાનો પ્રસંગ પ્રાપ્ત થાય. અજ્ઞાનનું સાદિપણું સ્વીકારવામાં આવતાં તેમાં પડેલા પ્રતિબિંબરૂપ ઇશ્વરના પણ સાદિપણાનો પ્રસંગ પ્રાપ્ત થાય. વળી અજ્ઞાનનું સાદિપણું સ્વીકારવામાં આવે તો તેના અજ્ઞાન છે પ્રકૃતિ એટલે મૂલ કારણ જેનું એવાપણાને લીધે બીજા અજ્ઞાનની અપેક્ષા રહેતાં અનવસ્થાનો પ્રસંગ થાય. અજ્ઞાન નિરવયવ પણ નથી, કારણ કે નિરવયવ પદાર્થમાં સર્વ જડ વસ્તુઓના પ્રકૃતિપણાના અભાવનો પ્રસંગ પ્રાપ્ત થાય; કેમકે સાવયવ પદાર્થોનુંજ લોકમાં પ્રકૃતિપણું જોવામાં આવે છે. અજ્ઞાન બન્ને

विरोधात्। तस्मात्सर्वप्रकारेण निर्वक्तुमशक्यतयाऽज्ञानं सर्वथैवानिर्वचनीयमिति सिद्धम्।

वस्तुतो ज्ञाननिवर्त्यत्वमेवाज्ञानस्य लक्षणम्। ननु किं यत्किंचिज्ज्ञानत्वेन ज्ञाननिवर्त्यत्वं किं वा ज्ञानत्वावच्छिन्नज्ञानत्वेन ज्ञाननिवर्त्यत्वमुत ज्ञानत्वव्याप्यधर्मेण ज्ञाननिवर्त्यत्वम्? नाद्यः। उत्तरज्ञाननिवर्त्ये पूर्वज्ञानेऽतिव्याप्तेः। शुक्तिज्ञानेन रूप्यं नष्टमिति कदाप्यननुभवेन तत्राव्याप्तेश्च। न द्वितीयः। अधिष्ठानसाक्षात्कारत्वेन निवर्त्ये शुक्तिरजतादौ ज्ञानत्वेन ज्ञाननिवर्त्यत्वाभावात्। नापि तृतीयः। ज्ञानत्वव्याप्यधर्मेण ज्ञानani-

રૂપવાળું પણ નથી, કારણ કે એક સ્થળે સાવયવપણાને તથા નિરવયપણાને વિરોધ છે. તેથી સર્વ પ્રકારે નિર્વચન કરવાને અશકયપણાને લીધે અજ્ઞાન સર્વ રીતેજ અનિર્વચનીય છે એમ સિદ્ધ થયું.

વાસ્તવિક રીતે **જ્ઞાનનિવર્ત્યત્વ** (જ્ઞાનથી નિવૃત્તિને યોગ્યપણું) એજ અજ્ઞાનનું લક્ષણ છે. (પૂ૦) "ગમે તે જ્ઞાનપણાવડે જ્ઞાનથી નિવૃત્તિને યોગ્યપણું છે, કે જ્ઞાનપણાથી અવચ્છિન્ન જ્ઞાનપણાવડે જ્ઞાનથી નિવૃત્તિને યોગ્યપણું છે, કે જ્ઞાનત્વથી વ્યાપ્ય ધર્મવડે જ્ઞાનથી નિવૃત્તિને યોગ્યપણું છે? પહેલો પક્ષ સંભવતો નથી, કારણ કે પછીના ક્ષણમાં થયેલા જ્ઞાનથી નિવૃત્તિને યોગ્ય પહેલા ક્ષણમાં થયેલા જ્ઞાનમાં અતિવ્યાપ્તિ થાય, અને 'છીપના જ્ઞાનથી રૂપું નાશ પામ્યું' એમ કદી પણ અનુભવ નહિ થતો હોવાને લીધે તેમાં અવ્યાપ્તિ થાય. બીજો પક્ષ પણ સંભવતો નથી; કારણ કે અધિષ્ઠાનના સાક્ષાત્કારપણાથી નિવૃત્તિને યોગ્ય છીપના રૂપા વગેરેમાં જ્ઞાનપણાવડે જ્ઞાનથી નિવૃત્તિને યોગ્યપણાનો અભાવ છે. ત્રીજો પક્ષ

वर्त्यत्वविवक्षायां ज्ञानत्वव्याप्येन स्मृतित्वेन ज्ञाननिवर्त्ये संस्कारेऽतिव्याप्तेरिति चेन्न । ज्ञानप्रयुक्तावस्थितिसामान्यविरहप्रतियोगित्वं हि ज्ञाननिवर्त्यत्वम् । अद्वैतमते सर्वदा व्यवहारकाले कारणतादात्म्यापन्नं यावत्कार्यरूपमस्ति । तत्त्वदर्शनं विना सर्वथोच्छेदाभावादिति सत्कार्यवादः सांख्यानामिव । परंतु प्रकृते तद्रूपं मिथ्येति विशेषः ।

तथा च प्रकृतलक्षणघटकावस्थितिः स्वरूपकारणभेदेन द्विविधा । तेनोत्तरज्ञाननिवर्त्ये पूर्वज्ञाने नातिव्याप्तिर्न वा सिद्धसाधनम् । उत्तरज्ञानेन विलीनस्य पूर्वज्ञानस्य स्वकारणात्म-

પણ સંભવતો નથી; કારણ કે જ્ઞાનત્વથી વ્યાપ્ય ધર્મવડે જ્ઞાનથી નિવૃત્તિને યોગ્યપણાની વિવક્ષા થતાં જ્ઞાનત્વથી વ્યાપ્ય સ્મૃતિપણાવડે જ્ઞાનથી નિવૃત્તિને યોગ્ય સંસ્કારમાં અતિવ્યાપ્તિ થાય" એમ જો કહેવામાં આવે (૭૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે; કારણ કે જ્ઞાનથી થયેલ અવસ્થિતિસામાન્યના—કોઇ પણ રીતે હોવાપણાના અભાવનું પ્રતિયોગીપણું એ જ્ઞાનથી નિવૃત્તિને યોગ્યપણું છે. 'સર્વદા વ્યવહારના સમયમાં કારણની સાથે તાદાત્મ્ય પામેલું સઘળું કાર્યનું રૂપ છે, કારણ કે તત્ત્વજ્ઞાન વિના કાર્યના સર્વથા વિનાશનો અભાવ છે' એવી રીતે સાંખ્ય લોકોની પેઠે અદ્વૈતતમતમાં સત્કાર્યવાદ છે, પરંતુ અદ્વૈતમતમાં 'કારણની સાથે તાદાત્મ્ય પામેલું સઘળું કાર્યનું રૂપ મિથ્યા છે' એટલો વિશેષ છે.

તે પ્રમાણે પ્રસ્તુત લક્ષણના શરીરમાં આવેલી અવસ્થિતિ સ્વરૂપ અને કારણ એ ભેદથી બે પ્રકારની છે. તેથી પછીના ક્ષણમાં થયેલા જ્ઞાનવડે નિવૃત્તિને યોગ્ય પહેલા ક્ષણમાં થયેલા જ્ઞાનમાં જ્ઞાનનિવર્ત્યત્વની અતિવ્યાપ્તિ નથી, તેમજ સિદ્ધ પદાર્થનું સાધન પણ નથી; કારણ કે

नाऽवस्थानादवस्थितिसामान्यविरहानुपपत्तेः । मुद्गरपातेन घटस्य स्वरूपेणावस्थितिविरहेऽपि कारणात्मनाऽवस्थितिविरहाभावान्नातीतघटादावतिव्याप्तिः । नापीच्छाद्यनिवर्त्ये स्मृतित्वेन ज्ञाननिवर्त्ये संस्कारेऽतिव्याप्तिः । स्मृतित्वेन स्मृतेः संस्कारनिवर्तकत्वे मानाभावात् ।

इत्थं युक्त्यनुभवसिद्धमज्ञानमविद्यामायातमःप्रकृत्यव्यक्ताव्याकृतादिशब्दैर्वेदान्तेषूच्यमानं भावरूपं सदसद्भ्यां विलक्षणमनिर्वचनीयं गन्धर्वनगरप्रख्यप्रपञ्चोद्भावनपटु अनादि

---

પછીના ક્ષણમાં થયેલા જ્ઞાનથી નષ્ટ થયેલું પહેલા ક્ષણનું જ્ઞાન પોતાના કારણ (અવિદ્યા) રૂપે રહેવાથી અવસ્થિતિસામાન્યનો અભાવ બંધબેસતો આવતો નથી. મુદ્ગર (દંડ) ના અભિઘાતથી ઘડાની સ્વરૂપવડે સ્થિતિનો અભાવ હોવા છતાં પણ કારણ (માટી) રૂપે સ્થિતિનો અભાવ નહિ હોવાથી સ્વરૂપવડે નષ્ટ ઘડા વગેરેમાં જ્ઞાનનિવર્ત્યત્વની અતિવ્યાપ્તિ નથી; તેમ ઇચ્છા વગેરેથી નિવૃત્તિને નહિ યોગ્ય અને સ્મૃતિપણાવડે જ્ઞાનથી નિવૃત્તિને યોગ્ય એવા સંસ્કારમાં જ્ઞાનનિવર્ત્યત્વની અતિવ્યાપ્તિ નથી, કારણ કે સ્મૃતિપણાવડે સ્મૃતિના સંસ્કારનિવર્તકપણામાં પ્રમાણનો અભાવ છે, કેમકે જો સ્મૃતિપણાવડે સ્મૃતિને સંસ્કારનિવર્તક માનવામાં આવે તો એક પદાર્થની સ્મૃતિ થતાં બીજા સઘળા પદાર્થોના સ્મૃતિજનક સંસ્કારો નષ્ટ થવા જોઇએ.

આ પ્રમાણે યુકિત તથા અનુભવથી સિદ્ધ, અવિદ્યા, માયા તમસ્, પ્રકૃતિ, અવ્યકત, અવ્યાકૃત ઇત્યાદિ શબ્દોથી વેદાંતોમાં કહેવામાં આવતા, ભાવરૂપ, સત્ તથા અસત્થી વિલક્ષણ, અનિર્વચનીય, ગંધર્વનગર જેવા,

सान्तं जीवानां गर्भवासजन्मजरामरणरोगशोकसन्तापाद्यनेकानर्थमयसंसारमूलं ब्रह्मापरोक्षज्ञानैकनिवर्त्यं "तम आसीत्तमसा गूढ्ळमग्रे" "अनृतेन हि प्रत्यूढाः" इत्यादिश्रुत्युपवर्णितं विज्ञेयम्। तत उद्भूतमिदं विश्वं मिथ्येत्यर्थः । तथा च श्रुतिः "वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्" । विकारः कार्यं वाचारम्भणं वाचैव केवलमस्तीत्यारभ्यते। नामैव नामधेयं नाममात्रमित्यर्थः । मृद्विकारेषु मृत्तिकेत्येव सत्यं वस्तु । तत्र यथा मृत्तत्त्वविज्ञानेन मृद्विकारा घटशरावादयस्तत्त्वतो ज्ञाताः स्युस्तथा परमात्मविज्ञानेन सर्वं तत्त्वतो ज्ञातं स्यादिति श्रुतेराशयः । तदेतद्विस्तरेण प्रपञ्चितं माण्डूक्योपनिषत्कारिकायां भगवद्गौडपादा-

પ્રપંચ (જગતને) ઉત્પન્ન કરવામાં નિપુણ, અનાદિ તથા સાંત, જીવોને ગર્ભવાસ, જન્મ, વૃદ્ધાવસ્થા, મરણ, રોગ, શોક, સંતાપ વગેરે અનેક અનર્થમય સંસારના મૂળરૂપ, **तम आसीत्...**(પહેલાં તમસ્-અજ્ઞાન હતું, અને તે તમસ્થી આ જગત્ પહેલાં ગૂઢ હતું), **अनृतेनेह...** (આ લોકમાં લોકો અનૃતથી ઢંકાયેલા છે) ઇત્યાદિ શ્રુતિઓથી વર્ણવાયેલા અજ્ઞાનને કેવળ બ્રહ્મના અપરોક્ષ જ્ઞાનથીજ નિવૃત્તિને યોગ્ય માનવું. તે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલું આ જગત્ મિથ્યા છે એ અર્થ છે. તે પ્રમાણે શ્રુતિ કહે છે કે **वाचारम्भणं...**(વિકાર કેવળ વાણીથીજ આરંભાય છે, નામમાત્ર છે, માટી એજ સત્ય છે) વિકાર એટલે કાર્ય **वाचारम्भणम्** કેવળ વાણીથીજ 'છે' એમ આરંભાય છે. નામ એજ નામધેય અર્થાત્ નામમાત્ર. માટીના વિકારોમાં માટી એજ સત્ય વસ્તુ છે. ત્યાં જેમ માટી રૂપ તત્ત્વના જ્ઞાનથી ઘડા, રામપાત્ર વગેરે યથાર્થ રીતે જણાયેલાં થાય છે, તેમ પરમાત્માના જ્ઞાનથી સર્વ યથાર્થ રીતે જણાયેલું થાય છે,

चार्यैः—"स्वप्नमाये यथा दृष्टे गन्धर्वनगरं यथा । तथा विश्वमिदं दृष्टं वेदान्तेषु विचक्षणैः ॥ (वैतथ्यप्रकरणे श्लोकः ३१) अनिश्चिता यथा रज्जुरन्धकारे विकल्पिता। सर्पधारादिभिर्भावैस्तद्वदात्मा विकल्पितः ॥" (वैतथ्यप्रकरणे श्लोकः १७) इत्यादिना । यथा लोके स्वेन रूपेण रज्जुरेवेयमित्यनिश्चिता रज्जुर्मन्दान्धकारे किं सर्प उदकधारा दण्डो वायमित्यनेकधा पुरुषैर्विकल्पिता भवति तद्वत्संसारधर्मानर्थविलक्षणतया स्वेन विशुद्धविज्ञप्तिमात्रसत्ताद्वयरूपेणानिश्चितत्वाज्जीवप्राणानन्तभेदैरात्मा विकल्पित इत्यर्थः । एवं च मिथ्याभूतप्रपञ्चेन परमार्थ-

---

એવો શ્રુતિનો અભિપ્રાય છે. તે આ બાબતને માંડૂક્ય ઉપનિષદ્ની કારિકામાં ભગવાન્ ગૌડપાદાચાર્યે "સ્વપ્ન, ઇંદ્રજાલ તથા ગંધર્વનગર જેમ દેખાતાં છતાં પણ મિથ્યા છે, એવો અનુભવ થાય છે, તેમ ઉપનિષદોમાં વિદ્વાન્ લોકોએ 'આ જગત્ દેખાતાં છતાં પણ મિથ્યા છે' એવો નિશ્ચય કર્યો છે. જેમ રજ્જુના સ્વરૂપનો નિશ્ચય નહિ થતાં અંધકારમાં સર્પ, જલધારા વગેરે પદાર્થોનો તેમાં વિકલ્પ થાય છે, તેમ આત્માના સ્વરૂપનો નિશ્ચય નહિ થતાં જીવ, પ્રાણ વગેરે અનંત પદાર્થોનો તેમાં વિકલ્પ થાય છે" ઇત્યાદિથી વિસ્તારવડે વર્ણવેલી છે. જેમ લોકમાં પોતાના રૂપથી 'આ દોરડીજ છે' એવો નિશ્ચય નહિ થતાં થોડા અંધારામાં આ શું સર્પ છે, જળધારા છે કે આ દંડ છે? એમ અનેક રીતે દોરડીમાં પુરુષોથી વિકલ્પ કરવામાં આવે છે, તેમ સંસારના ધર્મરૂપ અનર્થોથી વિલક્ષણપણારૂપે આત્માનો પોતાના અત્યંત શુદ્ધ, સત્ તથા અદ્વૈત સ્વરૂપથી નિશ્ચય નહિ થતાં જીવ, પ્રાણ વગેરે અનંત ભેદોથી

सत्यस्य ब्रह्मणः सद्वितीयत्वाभावान्नाद्वैतेन सह कश्चिद्विरोधः । तदुक्तं माण्डूक्यकारिकायाम्—“मायामात्रमिदं द्वैतमद्वैतं परमार्थतः” (आगमप्रकरणे का० १७) इति । किमर्थं तर्ह्युत्पत्त्यादिनिरूपणमिति चेद् ‘अध्यारोपापवादाभ्यां निष्प्रपञ्चं प्रपंच्यते ।’ इति वचनानुसारेण प्रथममध्यारोपमुपन्यस्य तन्निषेधकथनेन प्रपञ्चस्य मिथ्यात्वावगमे सति शुद्धब्रह्मावबोधने तात्पर्यात् । यदि सृष्टिमनुपन्यस्य ब्रह्मणि निषेधः प्रपञ्चस्योच्येत तर्हि वायौ प्रतिषिद्धस्य रूपस्य तेजःप्रभृतावस्थानमिव ब्रह्मणोऽन्यत्रावस्थानं प्रपञ्चस्येत्याशङ्कायां निर्विचिकित्समद्वैतं न

વિકલ્પ કરવામાં આવે છે એ અર્થ છે. એ પ્રમાણે મિથ્યાભૂત પ્રપંચથી પરમાર્થ (યથાર્થ) રીતે સત્ય બ્રહ્મમાં સદ્વિતીય (બીજાથી સહિત)પણાના અભાવથી અદ્વૈતની સાથે કશો વિરોધ નથી. તે પ્રમાણે માંડૂક્યકારિકામાં કહ્યું છે. કે ‘કેવળ માયાથી આ જગત્ દ્વૈત છે, પરંતુ વાસ્તવિક રીતે અદ્વૈત છે.’ તો ‘મિથ્યાભૂત જગત્‌ની ઉત્પત્તિ વગેરેનું શા માટે નિરૂપણ કરવામાં આવે છે?’ એવો પ્રશ્ન થતાં તેનો ઉત્તર આપવામાં આવે છે કે **अध्यारोपा**......(અધ્યારોપ અને અપવાદ વડે પ્રપંચરહિત બ્રહ્મનું વિસ્તારથી નિરૂપણ કરવામાં આવે છે) એ વચનને અનુસારે પ્રથમ બ્રહ્મમાં જગત્‌નો અધ્યારોપ કરી, પછી તેના નિષેધના કથનથી જગત્‌નું મિથ્યાપણું જાણવામાં આવતાં શુદ્ધ બ્રહ્મના જ્ઞાનમાં તાત્પર્ય હોવાથી જગત્‌ની ઉત્પત્તિ વગેરેનું નિરૂપણ છે. જો સૃષ્ટિનો ઉપન્યાસ કર્યા વગર બ્રહ્મમાં પ્રપંચનો નિષેધ કરવામાં આવે તો વાયુમાં પ્રતિષેધ પામેલા રૂપનું જેમ તેજ વગેરેમાં રહેવું થાય છે, તેમ પ્રપંચનું બ્રહ્મ સિવાય

प्रतिपादितं स्यात् । अतः सृष्टिवाक्यात्प्रपञ्चस्य ब्रह्मजन्यत्वज्ञाने सत्युपादानं विना कार्यस्यान्यत्र सद्भावशङ्कायां निवर्तितायां नेति नेतीत्यादिना ब्रह्मण्यपि तदसत्त्वोपपादने प्रपञ्चस्य तुच्छत्वावगमे निरस्ताखिलद्वैतविभ्रममखण्डं सच्चिदानन्दैकरसं ब्रह्म सिध्यतीति सृष्ट्युपन्यासस्यापि परम्परयाऽद्वितीयब्रह्मावबोधन एव तात्पर्यम्।

ननु विश्वस्य सर्वैः सर्वदा दृश्यमानत्वात्सत्यत्वं युक्तम् । कथं शुक्तौ रजतमिव कल्पितमित्युच्यते । कल्पितपदार्थानां तूत्तरकाले बाधो दृश्यते यथा नायं सर्पः किंतु रज्जुः, नेदं

અન્ય સ્થળે રહેવું થાય, એવી આશંકા થતાં અદ્વૈતનું સંશયરહિત પ્રતિપાદન ન થાય. આ કારણને લીધે સૃષ્ટિપ્રતિપાદક વાક્યથી પ્રપંચના બ્રહ્મથી ઉત્પન્ન થવા યોગ્યપણાનું જ્ઞાન થતાં ઉપાદાન સિવાય બીજે સ્થળે કાર્યના હોવાની શંકા ટળતાં **नेति नेति** (તે નહિ, તે નહિ) ઇત્યાદિથી બ્રહ્મમાં પણ તે તે પદાર્થના અભાવનું ઉપપાદાન થવાથી પ્રપંચનું તુચ્છપણું જાણવામાં આવતાં દૂર થયેલ છે સઘળો દ્વૈતભ્રમ જેથી એવું અખંડ, સચ્ચિદાનંદ, એકરસ બ્રહ્મ સિદ્ધ થાય છે, તેથી સૃષ્ટિના ઉપન્યાસનું પણ પરંપરાથી અદ્વિતીય બ્રહ્મના જ્ઞાનમાંજ તાત્પર્ય છે.

(પૂ૦) "સર્વ લોકથી સર્વદા જગત્ જોવામાં આવવાને લીધે તેનું સત્યપણું યોગ્ય છે, તો છીપમાં રૂપાની પેઠે જગતને બ્રહ્મમાં કલ્પિત શા માટે કહેવામાં આવે છે? કલ્પિત (મિથ્યા) પદાર્થોનો તો પછીના સમયમાં બાધ જોવામાં આવે છે. જેમ કે 'આ સર્પ નથી, પરંતુ દોરડી છે; આ રૂપું નથી, પરંતુ છીપ છે' ઇત્યાદિ જ્ઞાનોવડે કલ્પિત સર્પવગેરેનો બાધ થાય છે. પ્રાતિભાસિકપણું પણ છીપના રૂપાવગેરેનુંજ છે.

रजतं किंतु शुक्तिरित्यादिप्रत्ययैः कल्पितसर्पादीनां बाधः। प्रातिभासिकत्वमपि शुक्तिरूप्यादीनामेव नत्वाकाशादीनां कदापि बाधो दृश्यते प्रातिभासिकत्वमपि न केनाप्युक्तमिति चेन्न। आकाशोऽस्ति घटः सन्पटः सन्नित्यादिज्ञानेऽधिष्ठानब्रह्मसत्ताया एव विषयतयाकाशादिप्रपञ्चस्य स्वरूपेणासत्त्वात्। काल्पनिकपदार्थानामधिष्ठानसत्तातिरिक्तसत्ताकत्वाभावात्।

नन्विदं सर्वं कल्पितं तच्च किं शुद्धे विशिष्टे वा ब्रह्मणि मायायां वेति चेदुच्यते तैत्तिरीयभृगुवल्ल्याम्—"यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व" इत्यादौ तद्विजिज्ञासस्वेत्यत्र शुद्ध-

આકાશ વગેરેનો તો કોઇ દિવસ પણ બાધ જોવામાં આવતો નથી, તેમ તેઓનું પ્રાતિભાસિકપણું પણ કોઇએ કહ્યું નથી" એમ જો કહેવામાં આવે (૩૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે; કારણ કે **आकाशाऽस्ति**......(આકાશ છે, ઘડો અસ્તિત્વ ભોગવતો છે, વસ્ત્ર અસ્તિત્વ ભોગવતું છે) ઇત્યાદિ જ્ઞાનમાં અધિષ્ઠાનરૂપ બ્રહ્મની સત્તાનું જ વિષયપણું હોવાથી આકાશ વગેરે પ્રપંચનું સ્વરૂપથી અસત્પણું છે; કેમકે કાલ્પનિક પદાર્થોના અધિષ્ઠાનની સત્તાથી જુદી સત્તાવાળાપણાનો અભાવ છે.

(૫૦) "આ સઘળું કલ્પિત છે. તો તે શુદ્ધ બ્રહ્મમાં કલ્પિત છે, કે માયાવિશિષ્ટ બ્રહ્મમાં કલ્પિત છે, કે માયામાં કલ્પિત છે?" એમ જો કહેવામાં આવે તો તૈત્તિરીય ઉપનિષદ્‌ની ભૃગુવલ્લીવિષે **यतो**......(જેથી આ સઘળાં પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયેલાં પ્રાણીઓ જેનાથી જીવે છે, અને જેમાં જઈ લય પામે છે તે જાણવા ઇચ્છ) ઇત્યાદિમાં

ब्रह्मण एव जिज्ञास्यत्वं प्रोक्तम् । यस्य जिज्ञास्यत्वं तस्यैवोपादानत्वम् । अतः शुद्धब्रह्मण्येव सर्वं कल्पितम् । उत्तरमीमांसायामपि—'अथातो ब्रह्मजिज्ञासा' । 'जन्माद्यस्य यतः' । इति सूत्राभ्यां शुद्धब्रह्मण एव जिज्ञास्यत्वमुपादानत्वं चोक्तम् । तच्च तत्रैव भाष्येऽपि सुव्यक्तम् । ननु "सोऽकामयत" । "यः सर्वज्ञः सर्ववित्" । "आत्मन आकाशः संभूतः" इत्याद्युपनिषद्वाक्येषु विशिष्टस्यैव कारणत्वमुच्यते न शुद्धब्रह्मणः । तस्य सर्वज्ञानवत्त्वकामयितृत्वाद्यनुपपत्तेः । तस्माच्छुद्धब्रह्मणः प्रपञ्चोपादानत्वं

**तद्विजिज्ञासस्व** એ સ્થળે શુદ્ધ બ્રહ્મનુંજ જાણવાને ઇચ્છિવાયોગ્યપણું કહ્યું છે. જેનું જાણવાને ઇચ્છિવાયોગ્યપણું છે તેનુંજ ઉપાદાનપણું છે. આથી શુદ્ધ બ્રહ્મમાંજ સઘળું કલ્પિત છે. ઉત્તરમીમાંસામાં પણ—**અથાતો ब्रह्मजिज्ञासा**[1] । १ । १ । १ । **जन्माद्यस्य यतः**[2] । १ । १ । २ । એ બે સૂત્રોથી શુદ્ધ બ્રહ્મનુંજ જાણવા યોગ્યપણું તથા ઉપાદાનપણું કહ્યું છે. અને તે ત્યાંજ ભાષ્યમાં પણ સારી રીતે સ્પષ્ટ છે. (પૂ૦) "**सोऽकामयत** (તેણે ઇચ્છા કરી), **यः सर्वज्ञः**......(જે સર્વજ્ઞ છે અને સર્વનું અધિષ્ઠાન છે), **आत्मनः**......(આત્માથી આકાશ ઉત્પન્ન થયું) ઇત્યાદિ ઉપનિષદોનાં વાક્યોમાં માયાવિશિષ્ટ બ્રહ્મનુંજ કારણપણું કહેવામાં આવે છે, પરંતુ શુદ્ધ બ્રહ્મનું કારણપણું કહેવામાં આવતું નથી; કારણ કે તેનું સર્વજ્ઞાનવાળાપણું, ઇચ્છનારપણું વગેરે બંધબેસતું

१ કર્મોનાં ફળો અનિત્ય છે તેથી, સાધનસંપત્તિ થયા પછી બ્રહ્મને જાણવાની ઇચ્છા કરવી.

२ આ જગતનાં જન્મ, સ્થિતિ તથા લય જે બ્રહ્મથી થાય છે.

न युक्तमिति चेन्मैवम् । पूर्वोक्तशबलवाचिनामात्मादिशब्दानां लक्षणया शुद्धब्रह्मबोधकत्वात् ।

जन्मादिसूत्रतद्भाष्ययोः स्वारस्येन शुद्धस्यैवोपादानत्वस्योक्तत्वादिति शुद्धब्रह्मण्येव कल्पितमिति सर्वज्ञमुन्यनुसारिणः ।

विवरणानुसारिणस्तु सर्वज्ञत्वादिविशिष्टब्रह्मण एवोपादानत्वम् । अत्रार्थे मानं च "यः सर्वज्ञः सर्वविद्यस्य ज्ञानमयं तपः । तस्मादेतद् ब्रह्म नामरूपमन्नं च जायते" इत्यादिश्रुतिरेव ।

થતું નથી. તેથી શુદ્ધ બ્રહ્મમાં પ્રપંચનું ઉપાદાનકારણપણું યોગ્ય નથી" એમ જો કહેવામાં આવે તો તેનો નિષેધ કરવામાં આવે છે; કારણ કે પૂર્વ કહેલા શબલ બ્રહ્મ (ઇશ્વર)ને કહેનારા આત્મા વગેરે શબ્દોનું લક્ષણાથી બ્રહ્મને સમજાવનારપણું છે.

**जन्माद्यस्य यतः** એ સૂત્ર તથા તેના ભાષ્યમાં સ્વરસપણાથી (પોતાના આશયથી) શુદ્ધ બ્રહ્મનુંજ ઉપાદાનપણું કહ્યું છે, તેથી જગત્ શુદ્ધ બ્રહ્મમાંજ કલ્પેલું છે, એમ સર્વજ્ઞ મુનિને અનુસરનારા લોકો કહે છે.

વિવરણાચાર્યને અનુસરનારા લોકો તો "સર્વજ્ઞપણા વગેરેથી યુક્ત બ્રહ્મનુંજ ઉપાદાનપણું છે. આ બાબતમાં **यः सर्वज्ञः**......(જે સર્વજ્ઞ છે, સર્વનું ઉપાદાન કારણ છે અને જેનું જ્ઞાનરૂપ તપ છે. તેમાંથી આ વેદ, નામ, રૂપ તથા પૃથ્વી ઉત્પન્ન થાય છે) ઇત્યાદિ શ્રુતિજ પ્રમાણ છે.

'अन्तस्तद्धर्मोपदेशात् ।' (ब्र० सू० अ० १ पा० १ सू० २०) 'सर्वत्र प्रसिद्धोपदेशात्' (ब्र० सू० अ० १ पा० २ सू० १) इत्याद्यधिकरणेषु "सैवर्क् तत्साम तदुक्थं तद्यजुस्तद् ब्रह्म । सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः" इत्यादिश्रुत्युक्तं सर्वो-

**अन्तस्तद्धर्मोपदेशात्**[1], **सर्वत्र प्रसिद्धोपदेशात्**[2] ઇત્યાદિ અધિકરણોમાં '**सैवर्क्**......(તે પરમેશ્વર ઋગ્વેદ છે, તે પરમેશ્વરજ સામવેદ છે, તે પરમેશ્વરજ ઉક્થ-એક પ્રકારનું સ્તોત્ર છે. અને તે પરમેશ્વરજ યજુર્વેદ છે. આવી રીતે તે પરમેશ્વરજ ત્રણે વેદોરૂપ છે), **सर्वकर्मा**... (તે પરમેશ્વર સર્વ કામવાળો, સર્વ ગંધવાળો તથા સર્વ રસવાળો છે)

૧ **य एषोऽन्तरादित्ये** (જે આ સૂર્યની અંદર પુરુષ છે તે પરમેશ્વરજ છે), **य एषोऽन्तरक्षिणि** (જે આ નેત્રની અંદર પુરુષ છે તે પરમેશ્વરજ છે) એ પ્રમાણે શ્રુતિમાં કહેલો પુરુષ પરમેશ્વરજ છે; કારણ કે શ્રુતિ **तस्योदिति नाम** (તે પરમેશ્વરનું **उत्** એ નામ છે) એમ સંભળાવી **स एष सर्वेभ्यः पाप्मभ्य उदितः** (તે આ સર્વ પાપોથી મુક્ત છે) એથી **उत्** એ નામનું નિર્વચન કરે છે, અને તે નિર્વચનવાળા **उत्** એ નામનો નેત્રની અંદર રહેલા પુરુષમાં **यन्नाम तन्नाम** (જે આ પરમેશ્વરનું નામ છે, તે નેત્રની અંદર રહેલા પુરુષનું છે) એવી રીતે અતિદેશ કરે છે.

૨ મનોમયપણા વગેરે ધર્મોથી પરમેશ્વરજ ઉપાસના કરવા યોગ્ય છે, કારણ કે સર્વ ઉપનિષદોમાં બ્રહ્મશબ્દના આલંબનભૂત અને જગત્‌ના કારણરૂપ પરમેશ્વરનોજ **मनोमयः प्राणशरीरो भारूपः** (પરમેશ્વર મનોમય, પ્રાણરૂપ શરીરવાળો તથા પ્રકાશરૂપ છે) એવીરીતે મનોમયપણા વગેરે ધર્મોથી યુક્તપણારૂપે ઉપદેશ કરવામાં આવે છે.

पादानत्वप्रयुक्तं सर्वात्मकत्वं जीवव्यावृत्तमीश्वरलिङ्गमित्युपवर्णितमिति वर्णयन्ति।

अपरे तु ब्रह्म माया चेत्युभयोरुपादानत्वम् । तत्र ब्रह्म विवर्तमानतयोपादानम् । माया च परिणममानतया । विवर्तपरिणामोपादानद्वयलक्षणं तु स्वाभिन्नकार्यजनकत्वमुपादानत्वम्। अस्ति च संसारस्य सद्रूपेण ब्रह्मणा विवर्तमानेन जडया परिणामिन्या मायया चाभेदः । सन्घटः, जडो हि घटः, इति सामानाधिकरण्यानुभवात् ।

संक्षेपशारीरककारास्तु ब्रह्मैवोपादानं माया च द्वारकारणम्।

---

ઇત્યાદિ શ્રુતિમાં કહેલું, સઘળાના ઉપાદાનપણાને લીધે પ્રાપ્ત થયેલું સર્વાત્મકપણું જીવથી વ્યાવૃત્ત થઇ [જીવમાં નહિ રહી] ઇશ્વરનું જ્ઞાપક છે' એમ વર્ણવ્યું છે" એમ કહે છે.

બીજા લોકો તો "બ્રહ્મ અને માયા એ બન્નેનું ઉપાદાનપણું છે. ત્યાં બ્રહ્મ વિવર્તોપાદાન છે, અને માયા પરિણામોપાદાન છે. વિવર્તોપાદાન અને પરિણામોપાદાન એ બન્નેનું લક્ષણ તો **स्वाभिन्न......** (પોતાનાથી અભિન્ન કાર્યને ઉત્પન્ન કરનારપણું એ ઉપાદાનપણું છે) એ છે. સંસારનો વિવર્તોપાદાન સત્‌રૂપ બ્રહ્મની સાથે અને જડ તથા પરિણામોપાદાન માયાની સાથે અભેદ છે, કારણ કે હોતો ઘડો, તથા ઘડો જડ છે એમ સામાનાધિકરણ્યનો અનુભવ થાય છે" એમ કહે છે.

સંક્ષેપશારીરકકાર તો "બ્રહ્મજ ઉપાદાન કારણ છે, અને માયા દ્વારકારણ છે. દ્વાર, કારણરૂપ નહિ હોવા છતાં પણ કાર્યમાં કારણની સાથે

अकारणमपि द्वारं कार्येऽनुगच्छति मृद इव तद्गतश्लक्ष्णत्वादेरपि घटेऽनुगमदर्शनादित्याहुः ।

वाचस्पतिमिश्रास्तु जीवाधिष्ठितमायाविषयीकृतं ब्रह्म स्वत एव प्रपञ्चाकारेण विवर्तमानतयोपादानमिति माया सहकारिमात्रं न कार्यानुगतं द्वारकारणमित्याहुः ।

सिद्धान्तमुक्तावलीकारास्तु मायाशक्तिरेवोपादानं न तु ब्रह्म "तदेतद् ब्रह्मापूर्वमनपरमनन्तरमबाह्यम्" "न तस्य कार्यं करणं च विद्यते" इत्यादिश्रुतेर्जगदुपादानमायाधिष्ठानत्वेनोपचारादुपादानत्वमिति वदन्ति ।

---

સંબંધ પામે છે. કારણ કે માટીની પેઠે તેમાં રહેલા લીસાપણા વગેરેનો પણ ઘડામાં માટીની સાથે સંબંધ થતો જોવામાં આવે છે" એમ કહે છે.

વાચસ્પતિમિશ્ર તો "જીવ છે અધિષ્ઠાન જેનું એવી માયાએ વિષયરૂપ કરેલું બ્રહ્મ જાતેજ પ્રપંચાકાર થઈ વિવર્તોપાદાન છે, તેથી. માયા કેવળ સહકારી કારણ છે, પરંતુ કાર્યમાં સંબંધ પામેલું દ્વારકારણ નથી" એમ કહે છે.

સિદ્ધાંતમુકતાવલીકાર તો "માયાશકિતજ ઉપાદાન કારણ છે, પરંતુ બ્રહ્મ નથી. **तदेतद्**......(આ બ્રહ્મ પહેલાં નથી, પછી નથી, અંદર નથી અને બહાર નથી), **न तस्य**...... (તેનું કોઇ કાર્ય નથી તથા કરણ—ક્રિયાનું અત્યંત ઉપકારક સાધન નથી) ઇત્યાદિ શ્રુતિથી જગત્‌ના ઉપાદાન કારણભૂત માયાના અધિષ્ઠાનપણાને લીધે ઉપચારથી—ગૌણી લક્ષણાથી બ્રહ્મનું ઉપાદાન કારણપણું છે" એમ કહે છે.

नन्वस्तु यस्मिन्कस्मिंश्चिदपि ब्रह्मणि सर्वं कल्पितं परंतु कृत्स्नस्य निरवयवब्रह्मणः कार्यरूपेण परिणामः स्यात् । ब्रह्म यदि पृथिव्यादिवत्सावयवमभविष्यत्ततोऽस्यैकदेशः पर्यणंस्यदेकदेशश्चावास्थास्यत, ब्रह्म तु "निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम्" (श्वे० ६० १९) "दिव्यो ह्यमूर्तः पुरुषः स बाह्याभ्यन्तरो ह्यजः" (मुण्डको० २।१।२) "इदं महद् भूतमनन्तमपारं विज्ञानघन एव" (बृ० २।४।१२) "स एष नेति नेत्यात्मा" (बृ० ३।९।२६) इत्यादिश्रुतिभ्यो निरवयवमवगम्यते, तस्मादेकदेशपरिणामासम्भवात्कृत्स्नपरिणामप्रसक्तौ मूलोच्छेदः प्रसज्येतेति चेदत्राभिधीयते । न तावत्कृत्स्नप्रसक्तिः

(પૂ૦) "ગમે તેવા પણ બ્રહ્મમાં સઘળું કલ્પિત ભલે હો, પરંતુ સઘળું નિરવયવ બ્રહ્મ કાર્યરૂપે પરિણામ પામે. જો બ્રહ્મ પૃથ્વી વગેરેની પેઠે અવયવવાળું હોય તો તેના એક ભાગનો જગત્‌રૂપે પરિણામ થાય, અને તેનો એક ભાગ પરિણામ પામ્યા વગરનો રહે, પરંતુ બ્રહ્મ તો **निष्कलं**......(બ્રહ્મ અવયવવગરનું, ક્રિયારહિત, શાંત, દોષરહિત તથા નિર્લેપ છે), **दिव्यो**......(તે બ્રહ્મ દિવ્ય છે, મૂર્તિથી રહિત છે, બહાર છે, અંદર પણ છે અને અજન્મા છે), **इदं**...... (આ મહાન્ બ્રહ્મ અનંત છે, અપાર છે અને ચૈતન્યસ્વરૂપ છે), **स एष**......(તે આ બ્રહ્મ 'આ નહિ, આ નહિ' એવી રીતે અનુભવગોચર થાય છે) ઇત્યાદિ શ્રુતિઓથી અવયવરહિત જાણવામાં આવે છે, તેથી તેના એક ભાગના પરિણામનો અસંભવ હોવાને લીધે તે સઘળાના પરિણામનો પ્રસંગ પ્રાપ્ત થતાં મૂળ બ્રહ્મના વિનાશનો પ્રસંગ પ્રાપ્ત થાય" એમ જો શંકા કર-

स्यात्। यथा श्रुतिभ्यो ब्रह्मणो जगदुत्पत्तिः श्रूयते तथैव ब्रह्मणो विकारव्यतिरेकेणाप्यवस्थानं श्रूयते—"सेयं देवतैक्षत हन्ताहमिमास्तिस्रो देवता अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि (छा० ६।३।२) "तावानस्य महिमातो ज्यायांश्च पुरुषः। पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्यामृतं दिवि।" [छा० ३।१२।६] इत्येवंजातीयवाक्येभ्यः प्रकृतिविकारयोर्भेदेन व्यपदेशात्। तथा सुषुप्तौ विकृतेन नित्यसंपन्नत्वादविकृतस्य च ब्रह्मणोऽभावात्, "सता सोम्य तदा संपन्नो भवति" इति सुषुप्तौ

વામાં આવે (ઉ૦) તો અહિં કહેવામાં આવે છેઃ— સઘળા પણ બ્રહ્મનો પરિણામ થવાનો પ્રસંગ તો પ્રાપ્ત નહિ થાય. જેમ શ્રુતિઓથી બ્રહ્મથી જગત્‌ની ઉત્પત્તિ થવાનું શ્રવણ થાય છે, તે પ્રમાણેજ બ્રહ્મનું વિકાર પામ્યા સિવાય પણ રહેવાનું શ્રવણ થાય છે; કારણ કે **सेयं**...... [તે આ દેવતાએ જોયું કે અરે હું આ ત્રણ દેવતાઓ (તેજ, જળ, પૃથ્વી)માં આ જીવના સ્વરૂપે પ્રવેશ કરી નામ તથા રૂપને ભિન્ન ભિન્ન કરૂં], **तावानस्य**......(આ બ્રહ્મનો તેટલો મહિમા છે, આથી તે વધારે મહાન્ છે), **पादोऽस्य**......(આના પા ભાગમાં સર્વ સ્થાવરજંગમ પદાર્થો આવેલા છે, અને સ્વર્ગાદિ લોકોમાં આના અમૃતરૂપ ત્રણ પાદ છે)" એવી જાતનાં વાકયોથી પ્રકૃતિ તથા વિકારના ભેદનું કથન સમજવામાં આવે છે. તે પ્રમાણે સુષુપ્તિમાં વિકૃત (જુદા જુદા વિકારોરૂપે પરિણામ પામેલા) બ્રહ્મની સાથે જીવ નિત્ય ભળેલ હોવાથી અવિકૃત (જુદા જુદા વિકારોરૂપે પરિણામ નહિ પામેલા) બ્રહ્મનો અભાવ હોવાથી **सता सोम्य**......(હે સુપુત્ર, ત્યારે સુષુપ્તિમાં સત્–બ્રહ્મની સાથે

सता संपन्न इति विशेषणमनुपयुक्तं स्यात् । अत एव 'श्रुतेस्तु शब्दमूलत्वात् । (२ । १ । २७)' इति सूत्रतद्भाष्याभ्यां सम्यक्तयाऽस्त्यविकृतं ब्रह्मेति सूपपादितम् ।

न च स्वोपादानबीजोपमर्दनेन विनाऽकस्मादपि कारणात्कार्यं नोत्पद्यते । यथा वटाङ्कुरः स्वबीजं निर्भिद्योत्पद्यते । तत्र च वटाङ्कुरो यदोत्पद्यते तदा स्वबीजमुपमर्दयन्सन्नुत्पद्यते तथैव स्वकारणं ब्रह्मोपमर्दयन्नयं प्रपञ्चः कथं नोत्पद्येतेति

જીવ ભળેલો થાય છે) એવી રીતે સુષુપ્તિમાં **सता संपन्नः** (બ્રહ્મની સાથે ભળેલો) એ જીવનું વિશેષણ ઉપયોગ વગરનું થાય. આથીજ **श्रुतेस्तु**'......એ બ્રહ્મસૂત્રે અને તેના ભાષ્યે સારી રીતે અવિકૃત બ્રહ્મનું ઘણું ઉપપાદન કર્યું છે.

(પૂ૦) "પોતાના ઉપાદાન કારણભૂત બીજનો ઉપમર્દ—બીજને નુકસાન પહોંચાડયા વગર કારણથી એકાએક કાર્ય ઉત્પન્ન થતું નથી. જેમકે વડનો અંકુર પોતાના બીજને ભેદી ઉત્પન્ન થાય છે. ત્યાં જ્યારે વડનો અંકુર ઉત્પન્ન થાય છે, ત્યારે તે પોતાના બીજનો ઉપમર્દ કરતો ઉત્પન્ન થાય છે. તેમજ આ જગત્ પોતાના કારણભૂત બ્રહ્મનો ઉપમર્દ કરતું કેમ ઉત્પન્ન ન થાય?" એમ (ઉ૦) કહેવું નહિ, કારણ કે જેમ સ્વપ્ન અવસ્થામાં પોતાના કારણભૂત નિદ્રાદોષ વગેરેનો ઉપમર્દ નહિ કરતીજ

१ મૂળમાં **यथा श्रुतिभ्यो**......થી **विशेषणमनुपयुक्तं स्यात्** સુધી આ બ્રહ્મસૂત્રનુંજ વ્યાખ્યાન છે, તેથી તેનો ગુજરાતી અર્થ જુદો આપ્યો નથી.

वाच्यम् । यथा स्वप्नावस्थायां स्वकारणनिद्रादोषादीननुपमर्दयन्त्येव स्वप्नसृष्टिर्दृश्यते तथैव ब्रह्मानुपमर्देन प्रपञ्चोत्पत्तिसंभवात् । तथाहि "आत्मनि चैवं विचित्राश्च हि । २ । १ । २८ ।" इति सूत्रे आत्मन्येवास्मिन्स्वप्नदर्शिस्वरूपानुपमर्देनैवानेकाकारा सृष्टिः "न तत्र रथा न रथयोगा न पन्थानो भवन्त्यथ रथान्रथयोगान्पथः सृजते"(बृ० ४ । ३ । १२)इत्यादिश्रुत्यनुसारेणोक्ता । लोकेऽपि देवादिषु मायाव्यादिषु च स्वरूपानुपमर्देनैव विचित्रा हस्त्यश्वादिसृष्टयो दृश्यन्ते । तथैकस्मिन्नपि ब्रह्मणि स्वरूपानुपमर्देनैवानेकाकारा सृष्टिर्भविष्यतीति तत्रस्थं शांकरभाष्यमपि तदर्थं प्रतिपादयति ।

સ્વપ્નસૃષ્ટિ જોવામાં આવે છે, તેમજ બ્રહ્મનો ઉપમર્દ કર્યા વગર જગતની ઉત્પત્તિનો સંભવ છે. જેમ કે:— **आत्मनि**[1]...... એ બ્રહ્મસૂત્રમાં 'આ આત્મામાંજ સ્વપ્નના દ્રષ્ટાના સ્વરૂપનો ઉપમર્દ કર્યા વગરજ અનેક આકારવાળી સૃષ્ટિ થાય છે' એમ **न तत्र**......(સુષુપ્તિમાં રથ નથી, અશ્વ નથી, રથ ચાલવાના રસ્તાઓ પણ નથી, તોપણ આત્મા રથ, અશ્વ તથા રસ્તાઓને સરજે છે) ઇત્યાદિ શ્રુતિને અનુસારે કહ્યુ છે. લોકમાં પણ દેવ વગેરેમાં તથા ઐંદ્રજાલિક વગેરેમાં સ્વરૂપનો ઉપમર્દ કર્યા વગરજ વિચિત્ર હાથી, ઘોડા વગેરેની સૃષ્ટિ જોવામાં આવે છે. તે પ્રમાણે એકજ બ્રહ્મમાં સ્વરૂપનો ઉપમર્દ કર્યા વગરજ અનેક આકારવાળી સૃષ્ટિ થશે, એમ ઉપર કહેવામાં આવેલા બ્રહ્મસૂત્ર ઉપરનું શાંકર ભાષ્ય પણ તેજ અર્થનું પ્રતિપાદન કરે છે.

૧ આત્મામાં એ પ્રમાણે વિચિત્ર સૃષ્ટિઓ જોવામાં આવે છે.

ननु शुक्तौ रजतं प्रतीयते, तच्च किं तत्रैवोत्पद्यते, किं वा देशान्तरीयरजतस्य स्मरणम्?। नाद्यः तत्र रजतावयवानामभावात्। अवयवेभ्योऽवयवी ह्युत्पद्यते यथा तन्तुभ्यः पटः। न चेदं तथा। तस्मादपूर्वं रजतं नोत्पद्यते। न द्वितीयः। देशान्तरीयरजतस्मरणेनान्यथाख्यातिवादिमते प्रवेशप्रसङ्गादिति चेदुच्यते। नहि संसारप्रसिद्धकारणसामग्री प्रातिभासिकपदार्थोत्पादिका भवति किंतु लोकविलक्षणैव काचादिदोषविशिष्टनेत्राग्रवर्तिपदार्थसंनिकर्षादिदमाकारा चाकचिक्याकारा च काप्यन्तःकरणवृत्तिरुत्पद्यते। तस्यां चेदमवच्छिन्नं चैतन्यं प्रतिबिम्बते। यथा

[પૂ૦] "છીપમાં રૂપું પ્રતીત થાય છે તે શું તેમાંજ નવું ઉત્પન્ન થાય છે? કે બીજા સ્થળના રૂપાનું સ્મરણ છે? પહેલો પક્ષ સંભવતો નથી, કારણ કે તેમાં રૂપાના અવયવોનો અભાવ છે. અવયવોમાંથી અવયવી [અવયવવાળો] ઉત્પન્ન થાય છે, એ વાત પ્રસિદ્ધ છે; જેમકે તંતુઓમાંથી વસ્ત્ર ઉત્પન્ન થાય છે. આ તેમ નથી, તેથી છીપમાં નવું રૂપું ઉત્પન્ન થતું નથી. બીજો પક્ષ પણ સંભવતો નથી, કારણ કે બીજા સ્થળના રૂપાના સ્મરણથી અન્યથાખ્યાતિવાદીના મતમાં પ્રવેશ થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય" એમ જો કહેવામાં આવે [ઉ૦] તો તેનો ઉત્તર આપવામાં આવે છે:-- સંસારમાં પ્રસિદ્ધ એવી કારણસામગ્રી (કારણોની સામગ્રી) પ્રાતિભાસિક પદાર્થને ઉત્પન્ન કરનારી નથી, પરંતુ લોકથી વિલક્ષણ એવીજ કાચ વગેરે દોષથી યુક્ત નેત્ર તથા પાસે રહેલા પદાર્થના સંયોગ વગેરેથી **इदमाकारा** ('આ' એવો છે આકાર જેનો એવી) તથા **चाकचिक्याकारा** ('ચકચકાટ' છે આકાર જેનો એવી) કોઇ પણ અંતઃ-

तडागजलं छिद्रान्निर्गत्य कुल्यात्मना केदारान्प्रविश्य तदाकारं भवति । तथैव तैजसमन्तःकरणमपि नेत्रादिद्वारा निर्गत्य विषयदेशं गच्छति । तत्र चेदमवच्छिन्नचैतन्यं वृत्त्यवच्छिन्नचैतन्यं प्रमातृचैतन्यं चाभिन्नं भवति । ततोऽग्रे प्रमातृचैतन्याभिन्नविषयचैतन्यनिष्ठाध्यासाधिष्ठानशुक्तित्वादिप्रकारिका चाकचिक्यादिसादृश्यस्य संदर्शनेन समुद्बोधितरजतसंस्काररूपसामग्र्या सहकृता नेत्रनिष्ठकाचादिसंयुक्ताध्यस्तरजतरूपाद्यर्थाकारेणाध्यस्तरजतादिज्ञानाकारेण चाविद्या परिणमते । परिणामो नामोपादानसमसत्ताककार्यापत्तिः । विवर्तो नामोपादानविषमस-

કરણની વૃત્તિ ઉત્પન્ન થાય છે. તેમાં **इदमवच्छिन्न** ('આ'થી અવચ્છેદ પામેલા) ચૈતન્યનું પ્રતિબિંબ પડે છે. જેમ તળાવનું જળ છિદ્રમાંથી નીકળી નહેરરૂપે ક્યારાઓમાં પેસી ક્યારાઓ છે આકાર જેનો એવું અર્થાત્ ક્યારાઓના આકારવાળું થાય છે, તેમજ તૈજસ (તેજનું કાર્ય) અંતઃકરણ પણ નેત્ર વગેરેદ્વારા નીકળી વિષયના પ્રદેશમાં જાય છે. ત્યાં **इदमवच्छिन्नचैतन्य, वृत्त्यवच्छिन्नचैतन्य** (અંતઃકરણની વૃત્તિથી અવચ્છેદ પામેલું ચૈતન્ય), તથા **प्रमातृचैतन्य** (અંતઃકરણથી અવચ્છિન્ન ચૈતન્ય) અભિન્ન–ભિન્ન નહિ અર્થાત્ એકરૂપ થાય છે. ત્યાર પછી **प्रमातृचैतन्य**થી અભિન્ન **विषयचैतन्य** (વિષયથી અવચ્છિન્ન ચૈતન્ય)માં થયેલા અધ્યાસના અધિષ્ઠાનભૂત **शुक्ति** (છીપ)ના **शुक्तित्व** (છીપપણા) વગેરે પ્રકાર (વિશેષણ)વાળી અને ચકચકાટ વગેરે સરખાપણાને જોવાથી જાગૃત થયેલા રૂપાના સંસ્કારરૂપ સામગ્રીના સહકારવાળી અવિદ્યા, નેત્રમાં રહેલ કાચવગેરે દોષોથી યુક્ત એવા અધ્યસ્ત:

त्ताकार्यापत्तिः । प्रातिभासिकरजतादि चाविद्यापेक्षया परिणामः । चैतन्यापेक्षया च विवर्तः ।

नन्वविद्यापरिणामस्य रजतस्याविद्यायां तादात्म्यसंबन्धेन वर्तमानस्य चैतन्ये तत्संबन्धेनावर्तमानत्वाच्चैतन्योपादानकत्वासंभव इति चेन्न । यतोऽविद्यापरिणामभूतं तद्रजतमविद्याधिष्ठान इदमवच्छिन्नचैतन्ये वर्तते । अद्वैतसिद्धान्ते तद्रजतादिरूपकार्यस्य स्वोपादानाविद्याधिष्ठानाश्रितत्वनियमात् । अथ चैतन्याधिकरणकाध्यस्तरजतादिवस्तुनः कथमिदं रजतमिति पुरोवर्ति-

(અધ્યાસથી પ્રાપ્ત થયેલા) રૂપા વગેરે વિષયોના આકારરૂપે તથા અધ્યસ્ત રૂપા વગેરેના જ્ઞાનના આકારરૂપે પરિણામ પામે છે. ઉપાદાનના જેવી સત્તાવાળા કાર્યરૂપે થવું એ પરિણામ છે. ઉપાદાનથી જુદી સત્તાવાળા કાર્યરૂપે થવું એ વિવર્ત છે. પ્રાતિભાસિક રજત વગેરે અવિદ્યાની અપેક્ષાથી પરિણામ છે, અને ચૈતન્યની અપેક્ષાથી વિવર્ત છે.

(૫૦) "અવિદ્યાના પરિણામરૂપ અને અવિદ્યામાં તાદાત્મ્ય સંબંધથી વર્તતા રૂપાનું ચૈતન્યમાં તે સંબંધથી નહિ વર્તતાપણું હોવાથી તેના ચૈતન્ય છે ઉપાદાન જેનું એવાપણાનો અસંભવ છે" એમ જો કહેવામાં આવે (૬૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે, કારણ કે અવિદ્યાના પરિણામરૂપ તે રૂપું અવિદ્યાના અધિષ્ઠાનરૂપ **इदम्** ('આ')થી અવચ્છિન્ન ચૈતન્યમાં છે; કેમકે અદ્વૈતસિદ્ધાંતમાં તે રૂપા વગેરે કાર્યોના પોતાના ઉપાદાનભૂત અવિદ્યાના અધિષ્ઠાનમાં આશ્રિત(રહેલ)પણાનો નિયમ છે, અર્થાત્ રૂપા વગેરે કાર્યો પોતાના ઉપાદાનભૂત અવિદ્યાના અધિષ્ઠાનમાં

तादात्म्यमिति चेन्न। रजतं प्रति चैतन्यमात्रस्यानधिष्ठानतयेदमवच्छिन्नचैतन्यस्य तदधिष्ठानत्वेनेदमोऽवच्छेदकतयाऽविद्यापरिणामस्याविद्याधिष्ठानाश्रितत्वाच्चैतन्याध्यस्तस्य रजतस्य पुरोवर्तितादात्म्यसंसर्गप्रत्ययोपपत्तेः ।

नन्विदमवच्छिन्नचैतन्याध्यस्तरजतादेः साक्षिण्यनध्यस्ततया तस्य केवलसाक्षिवेद्यता सुखादेरिव केवलाद्वैतवादिभिरुच्यमाना कया रीत्योपपद्यत इति चेदुच्यते । तदा रजतावच्छिन्नविषयचैतन्यस्यान्तःकरणोपहितचैतन्यस्य चाभिन्नतया रजतं

રહેવાંજ જોઇએ. (પૂ૦) "ચૈતન્ય છે અધિકરણ જેનું એવી અધ્યસ્ત રજત વગેરે વસ્તુનું 'આ રૂપું છે' એમ પાસે રહેલા **इदम्** ની સાથે તાદાત્મ્ય કેમ હોય?" એમ જો કહેવામાં આવે (ઉ૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે; કેમકે રૂપા પ્રત્યે કેવળ ચૈતન્યનું અધિષ્ઠાનપણું નહિ હોવાને કારણે **इदम्** થી અવિચ્છિન્ન ચૈતન્યના તેના અધિષ્ઠાનપણાને લીધે **इदम्** નું અવચ્છેદકપણું હોવાથી 'અવિદ્યાના પરિણામનું અવિદ્યાના અધિષ્ઠાનમાં આશ્રિતપણું હોય છે' એ નિયમને અનુસારે ચૈતન્યમાં અધ્યસ્ત રૂપાનું પાસે રહેલા **इदम्** ની સાથે તાદાત્મ્યના સંસર્ગનું જ્ઞાન બંધબેસતું થાય છે.

(પૂ૦) "**इदम्** થી અવચ્છિન્ન ચૈતન્યમાં અધ્યસ્ત રૂપા વગેરેનું સાક્ષીમાં અધ્યસ્તપણું નહિ હોવાથી સુખ વગેરેની પેઠે કેવલાદ્વૈતવાદીઓથી સાક્ષિવેદ્ય કહેવામાં આવતું તે કયી રીતિથી ઘટતું આવે છે?" એમ જો પ્રશ્ન કરવામાં આવે (ઉ૦) તો કહેવામાં આવે છે કે ત્યારે રૂપાથી અવચ્છિન્ન વિષયચૈતન્યનું અને અંતઃકરણથી ઉપહિત ચૈતન્યનું

साक्षिण्यध्यस्तम् । तेन च सुखादेरिव केवल साक्षिवेद्यत्वमुपपद्यते । न च रजतस्य साक्षिचैतन्येऽध्यस्तत्वेऽहं सुखीतिवदहं रजतमितीय प्रतीतिः कथं न स्यादिति वाच्यम् । यस्य यदाकारानुभवाहितसंस्कारसहकृताविद्याकार्यत्वं तस्य तदाकारानुभवविषयत्वमिति नियमात् । तथा च घटादेरिदमाकारानुभवविषयत्वमिदमाकारानुभवाहितसंस्कारसहकृताऽविद्याकार्यत्वात् । अन्तःकरणादेस्त्वहमाकारानुभवविषयत्वमहमाकारानुभवाहितसंस्कारसहकृताऽविद्याकार्यत्वात् । तथैवाहं देह इदं शरीरमित्याद्युभयविधानुभवविषयत्वं शरीरेन्द्रियादेरुभयविधानुभवसंस्कारसहिताविद्याकार्यत्वात् । सत्यस्थलीयरजतानुभवे चेदं

અભિન્નપણું હોવાથી રૂપું સાક્ષીમાં અધ્યસ્ત છે. તેથી તેનું સુખ વગેરેની પેઠે કેવળ સાક્ષિવેદ્યપણું યુક્તિયુક્ત છે. (પૂ૦) "રૂપાનું સાક્ષિચૈતન્યમાં અધ્યસ્તપણું થતાં 'હું સુખી છું' એની પેઠે 'હું રૂપું છું' એવી પ્રતીતિ કેમ ન થાય" એમ (ઉ૦) કહેવું નહિ, કારણકે 'જેનું જે આકારવાળા અનુભવે આપેલા સંસ્કારના સહકારવાળી અવિદ્યાના કાર્યપણું હોય તેનું તે આકારવાળા અનુભવના વિષયપણું હોય' એવો નિયમ છે. તે પ્રમાણે ઘડા વગેરેનું **इदम्** ('આ')ના આકારવાળા અનુભવના વિષયપણું છે, કારણકે તેઓનું **इदम्** ના આકારવાળા અનુભવે આપેલા સંસ્કારના સહકારવાળી અવિદ્યાના કાર્યપણું છે. અંતઃકરણ વગેરેનું તો **अहम्** ('હું')ના આકારવાળા અનુભવના વિષયપણું છે, કારણ કે તેઓનું **अहम्** ના આકારવાળા અનુભવે આપેલા સંસ્કારના સહકારવાળી અવિદ્યાના કાર્યપણું છે. તે રીતેજ '**अहं देहः** (હું દેહ છું), **इदं शरीरम्** (આ શરીર છે)' એ પ્રમાણે શરીર, ઇંદ્રિય વગેરેનું બન્ને પ્રકારના અનુભવના વિષયપણું છે,

रजतमित्यनुभवः । तथैव प्रकृते प्रातिभासिकरजतानुभवसमयेऽपीदं रजतमित्येवानुभवो नत्वहं रजतमिति ।

नन्वस्तु, प्रातिभासिकशुक्तिरूप्यस्येदमाकारानुभवविषयत्वं किंतु तस्यानावृतसाक्षिसंबन्धितयाऽपरोक्षभानसंभवात्कथं तद्विषयाऽविद्यावृत्तिराश्रीयत इति चेन्न । साक्ष्यध्यस्तरजतस्य साक्षिचैतन्याभिन्नसत्ताकत्वेऽपि तद्विषयकवृत्तिं विनाऽपरोक्षासंभवात् । साक्षिचैतन्यस्य रजतगोचरवृत्त्युपहितत्वाभावात् । तस्मात्तदपरोक्षार्थमविद्यावृत्तिः स्वीकर्तव्या ।

કારણ કે તેઓનું બન્ને પ્રકારના અનુભવના સંસ્કારસહિત અવિદ્યાના કાર્યપણું છે; અને સાચા સ્થળમાં થયેલા રૂપાના અનુભવમાં **इदं रजतम्** (આ રૂપું છે) એવો અનુભવ થાય છે. તે પ્રમાણેજ પ્રસ્તુત પ્રાતિભાસિક રૂપાના અનુભવના સમયમાં પણ **इदं रजतम्** (આ રૂપું છે) એવોજ અનુભવ થાય છે, પરંતુ **अहं रजतम्** (હું રૂપું છું) એવો અનુભવ થતો નથી.

(૫૦) "પ્રાતિભાસિક છીપના રૂપાનું **इदम्** ના આકારવાળા અનુભવના વિષયપણું ભલે હો, પરંતુ આવરણ નહિ પામેલા સાક્ષીની સાથે સંબંધીપણાને લીધે તેના અપરોક્ષ જ્ઞાનનો સંભવ હોવાથી તે છે વિષય જેનો એવી અવિદ્યાની વૃત્તિનો કેમ આશ્રય કરવામાં આવે છે?" એમ જો પ્રશ્ન કરવામાં આવે (૬૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે, કારણ કે સાક્ષીમાં અધ્યસ્ત રૂપાનું સાક્ષિચૈતન્યથી અભિન્ન સત્તાવાળાપણું હોવા છતાં પણ અધ્યસ્ત રૂપાને વિષય કરવાવાળી વૃત્તિ વગર તેના અપરોક્ષ જ્ઞાનનો અસંભવ છે; કેમકે સાક્ષિચૈતન્યનું રૂપાને વિષય કરવાવાળી વૃત્તિથી ઉપહિત (ઉપાધિવાળા)પણાનો અભાવ છે. તેથી અધ્યસ્ત રૂપાના અપરોક્ષ જ્ઞાન માટે અવિદ્યાની વૃત્તિનો સ્વીકાર કરવો જોઇએ.

ननु यथा प्राभाकरमते इदं रजतमित्यत्र ज्ञानद्वयमङ्गीकृतम्। तत्रेदमिति पुरोवर्तिविषयानुभवात्मकमेकं ज्ञानम् । रजतमित्यसंनिकृष्टरजतविषयकस्मरणात्मकं द्वितीयम् । वस्तुद्वयतादात्म्यावगाहिविशिष्टज्ञानं कुत्रापि न विद्यतेऽतः सर्वं ज्ञानं यथार्थमेव, न भ्रमात्मकं ज्ञानं क्वापि वर्तते। तथैव भवन्मतेऽपीदंवृत्ते रजताकारवृत्तेश्च प्रत्येकमेकैकविषयत्वेन वस्तुद्वयतादात्म्यावगाह्येकज्ञानाभावात्कथं भ्रमसिद्धिरिति चेन्न । इदमाकाररजताकारवृत्त्योर्द्वयोर्भिन्नत्वेऽपि तयोरेकदेशस्थत्वेनोभयवृत्तिप्रतिबिम्बित-

(પૂ૦) "પ્રભાકરમતમાં **इदं रजतम्** (આ રૂપું છે) એ સ્થળે બે જ્ઞાનનો સ્વીકાર કર્યો છે. ત્યાં **इदम्** ('આ') એ પ્રમાણે આગળ રહેલા વિષયના અનુભવરૂપ એક જ્ઞાન છે. **रजतम्** (રૂપું છે) એ પ્રમાણે નજીક નહિ એવા રૂપાને વિષય કરવાવાળું સ્મરણરૂપ બીજું જ્ઞાન છે. બે વસ્તુના તાદાત્મ્યને વિષય કરવાવાળું વિશિષ્ટ (તાદાત્મ્યવિશિષ્ટ—તાદાત્મ્યવાળું) જ્ઞાન ક્યાંય પણ નથી. આથી સઘળું જ્ઞાન યથાર્થ જ છે, ભ્રમરૂપ જ્ઞાન ક્યાંય પણ નથી. તેમજ તમારા મતમાં પણ **इदमाकार** ('આ'ના આકારવાળી) વૃત્તિ તથા **रजताकार** (રૂપાના આકારવાળી) વૃત્તિ પ્રત્યેકના એક એક વિષયવાળાપણાને લીધે બે વસ્તુના તાદાત્મ્યને વિષય કરવાવાળા એક જ્ઞાનનો અભાવ હોવાથી ભ્રમની સિદ્ધિ કેમ થાય ?" એમ જો કહેવામાં (ઉ૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે; કારણ કે **इदमाकार** તથા **रजताकार**એ બે વૃત્તિઓનું ભિન્નપણું હોવા છતાં પણ તેઓના એક સ્થળે રહેનારપણાને લીધે બન્ને વૃત્તિઓમાં પ્રતિબિંબ

चैतन्यस्यैकत्वादेव वस्तुद्वयतादात्म्यावगाहिविशिष्टज्ञानसत्त्वाद् भ्रमज्ञानसिद्धेः ।

ननु व्यावहारिकरजतादीनां प्रातिभासिकरजतादीनां च को भेद इति चेत् । उच्यते । व्यावहारिकरजतादीनामध्यासे केवलाऽविद्या दोषत्वेन हेतुः । शुक्तिरूप्याद्यध्यासे काचादिदोषोऽपि हेतुः । तथा च केवलाविद्यादोषजन्यत्वं व्यावहारिकत्वम् । अविद्यातिरिक्तदोषजन्यत्वं प्रातिभासिकत्वमिति केचित् । व्यवहारकाले बाध्यमानत्वं प्रातिभासिकत्वप्रयोजकमित्यन्ये । वस्तुतस्त्वागन्तुकदोषजन्यत्वं प्रातिभासिकत्वप्रयोजकमिति प्राहुः ।

---

પામેલા ચૈતન્યના એકપણાથીજ બન્ને વસ્તુઓના તાદાત્મ્યને વિષય કરવાવાળા વિશિષ્ટ જ્ઞાનના હોવાપણાને લીધે ભ્રમજ્ઞાનની સિદ્ધિ થાય છે.

" વ્યાવહારિક રૂપા વગેરે તથા પ્રાતિભાસિક રૂપા વગેરેમાં શો તફાવત છે ? " એવો જો પ્રશ્ન કરવામાં આવે તો તેનો ઉત્તર આપવામાં આવે છે કે વ્યાવહારિક રૂપા વગેરેના અધ્યાસમાં કેવળ અવિદ્યા દોષપણાથી કારણરૂપ છે, અને છીપમાં રૂપા વગેરેના અધ્યાસમાં કાચ વગેરે નેત્રરોગ પણ દોષપણાથી કારણરૂપ છે. તે પ્રમાણે " કેવળ અવિદ્યારૂપ દોષથી ઉત્પન્ન થવા યોગ્યપણું એ વ્યાવહારિકપણું છે. અવિદ્યા સિવાય બીજા દોષથી ઉત્પન્ન થવા યોગ્યપણું એ પ્રાતિભાસિકપણું છે " એમ કેટલાએક લોકો કહે છે. " વ્યવહારના સમયમાં બાધ પામતાપણું એ પ્રાતિભાસિકપણાનું પ્રયોજક છે " એમ બીજા લોકો કહે છે. વાસ્તવિક રીતે તો "આગંતુક (મૂલાવિદ્યાથી ઇતર) દોષથી ઉત્પન્ન થવાને યોગ્યપણું એ પ્રાતિભાસિકપણાનું પ્રયોજક છે " એમ કેટલાએક લોકો કહે છે. સ્વપ્નમાં પણ એ

स्वप्नेऽप्येवं नवीनसृष्टिरुत्पद्यते ।

ननु पूर्वानुभूतविषयस्मरणमात्रेण स्वाप्निकपदार्थानां स्वप्ने प्रतीतिरिति चेन्न। स्वप्ने रथं पश्यामीत्यनुभवेन, जागरितस्य रथमद्राक्षमित्यादिस्मरणेन च विरोधापत्तेः "अथ रथान्रथयोगान्पथः सृजते" इति रथादिप्रतिबोधकश्रुतिविरोधप्रसङ्गाच्च । रथाद्यधिकरणरूपः स्वप्ने देशविशेषोऽपि प्रातिभासिकः । इन्द्रियग्राह्यत्वमपि प्रातिभासिकमेव । स्वप्ने रथादयः सर्वे चैतन्याश्रिताः ।

ननु स्वाप्निकपदार्थानां तत्कालोत्पन्नत्वमनुपपन्नम् । तदीयोपादानकारणाभावात् । न तावच्चैतन्यं तदुपादानम् । तस्या-

પ્રમાણે નવી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે.

(પૂ૰) "પૂર્વે અનુભવેલા વિષયોના સ્મરણમાત્રથી સ્વપ્નના પદાર્થોનું સ્વપ્નમાં ભાન થાય છે" એમ જો કહેવામાં આવે (ઉ૰) તો તેનો નિષેધ કરવામાં આવે છે, કારણ કે 'સ્વપ્નમાં હું રથ જોઉં છું' એવા અનુભવને અને જાગેલા તેજ સ્વપ્નદ્રષ્ટાના 'મેં રથ જોયો હતો' ઇત્યાદિ સ્મરણને વિરોધની પ્રાપ્તિ થાય. વળી **અથ રથાન્**...(રથોને, રથોના ઘોડાઓને તથા રથના માર્ગોને સરજે છે) એમ નવીન રથ વગેરેનું જ્ઞાન કરાવનાર શ્રુતિની સાથે વિરોધનો પ્રસંગ પણ પ્રાપ્ત થાય. સ્વપ્નમાં રથ વગેરેના અધિકરણરૂપ અમુક સ્થળ પણ પ્રાતિભાસિક છે. ઇંદ્રિયથી ગ્રહણ થવા યોગ્યપણું પણ પ્રાતિભાસિકજ છે. સ્વપ્નમાં રથ વગેરે સઘળા પદાર્થો ચૈતન્યમાં રહ્યા છે.

(પૂ૰) "સ્વપ્નના પદાર્થોનું સ્વપ્ન વિષે ઉત્પન્નપણું યુક્તિયુક્ત નથી, કારણ કે તેઓના ઉપાદાનકારણનો અભાવ છે. ચૈતન્ય તો તેઓનું ઉપાદાનકારણ નથી, કારણકે તેના પરિણામ પામનારપણાનો અભાવ છે.

परिणामित्वात्। नापि मूलाविद्या। तस्यास्तत्तदवयवसापेक्षायाः साक्षात्तदुपादानत्वासंभवात्। तूलाविद्यापि न तदुपादानं भवितुमर्हति, तस्या बाह्यदेशावच्छिन्नचैतन्याश्रितत्वात्। अतः किमुपादानका इमे स्वाप्निकगजादयः इति चेदुच्यते। अन्तःकरणद्वारा मायापरिणामाः स्वाप्निकगजादयः। सुषुप्तिस्थाज्ञानस्य न प्रातिभासिकोपादानत्वम्। तत्रान्तःकरणस्य लीनत्वेन तद्द्वारा मायापरिणामासंभवात्। स्वाप्नगजादीनां शुद्धचैतन्याध्यस्तानां जाग्रदवस्थायां तदधिष्ठानशुद्धब्रह्मणः साक्षात्काराभावेऽपि विरोधिप्रत्ययान्तरोदयेन स्वप्नहेतुनिद्रादिदोषनाशेन वा स्वाप्निकगजा-

---

મૂલાવિદ્યા પણ સ્વપ્નના પદાર્થોનું ઉપાદાનકારણ નથી, કારણ કે ઉત્પન્ન થનારા પદાર્થના તે તે અવયવની જરૂર રાખનારી એવી જે તે, તેના સાક્ષાત્ તેઓના ઉપાદાન કારણપણાનો અસંભવ છે. તૂલાવિદ્યા પણ સ્વપ્નના પદાર્થોનું ઉપાદાનકારણ થવા યોગ્ય નથી, કારણ કે છીપના રૂપા વગેરેમાં જેમ, તેમ તેનું બહારના પ્રદેશથી અવચ્છેદ પામેલા ચૈતન્યમાં રહેનારપણું છે. આથી સ્વપ્નના આ હાથી વગેરેનું શું ઉપાદાનકારણ છે?" એમ જો શંકા કરવામાં આવે (ઉ૦) તો ઉત્તર આપવામાં આવે છે કે સ્વપ્નના હાથી વગેરે અંતઃકરણદ્વારા માયાના પરિણામ છે. સુષુપ્તિના અજ્ઞાનનું પ્રાતિભાસિક પદાર્થોનું ઉપાદાનકારણપણું નથી, કારણકે તેમાં અંતઃકરણનું લીનપણું હોવાને લીધે તે દ્વારા માયાનો પરિણામ થવાનો સંભવ નથી. શુદ્ધ ચૈતન્યમાં અધ્યસ્ત થયેલા હાથી વગેરેના અધિષ્ઠાનભૂત શુદ્ધ બ્રહ્મનો જાગ્રત્ અવસ્થામાં સાક્ષાત્કાર થતો નથી, તોપણ વિરોધી બીજા જ્ઞાનના ઉદયથી અથવા તો સ્વપ્નના કારણભૂત નિદ્રા વગેરે દોષોના નાશથી સ્વપ્નના હાથી વગેરેની નિવૃત્તિ થાય છે.

दीनां निवृत्तिः । यथा मुसलादिप्रहारेण घटादेर्नाशः । बाधस्तु सर्वेषां पदार्थानां ब्रह्मसाक्षात्कारानन्तरमेव । शुक्त्यवच्छिन्नचैतन्यनिष्ठतूलाज्ञानकार्यस्य शुक्तिरूप्यस्य शुक्तिरिति ज्ञानेन स्वकारणसहितरजतस्य बाधः । मूलाविद्याकार्यत्वपक्षे तु शुक्तिज्ञानाद्रजतस्य मुसलप्रहारेण घटस्येव निवृत्तिमात्रम् ।

नेदं रजतमित्यत्र व्यधिकरणधर्मावच्छिन्नो लौकिकपारमार्थिकत्वावच्छिन्नप्रातिभासिकरजतप्रतियोगिताकोऽभावो ग्राह्यो, न तु रजतत्वावच्छिन्नप्रतियोगिताकः । तेन, नेदं रजतमिति त्रैकालिकनिषेधोऽनुपपन्नः; नहि प्रतिभाससमये निषेधज्ञानं,

---

જેમકે મુસલ–સાંબેલા વગેરેના પ્રહારથી ઘડા વગેરેનો નાશ થાય છે. સઘળા પદાર્થોનો બાધ તો બ્રહ્મનો સાક્ષાત્કાર થયા પછીજ થાય છે. છીપથી અવચ્છેદ પામેલા ચૈતન્યમાં રહેલી તૂલાવિદ્યાના કાર્યરૂપ છીપના રૂપાનો 'આ છીપ છે' એવા જ્ઞાનથી પોતાના કારણ (તૂલાવિદ્યા) સહિત બાધ થાય છે. "સ્વપ્નના હાથી વગેરે મૂલાવિદ્યાનાં કાર્ય છે" એ પક્ષમાં તો મુસલના પ્રહારથી જેમ ઘડાની નિવૃત્તિ થાય છે, તેમ છીપના જ્ઞાનથી રૂપાની નિવૃત્તિ થાય છે.

'**नेदं रजतम्** (આ પ્રાતિભાસિક રૂપું ખરૂં રૂપું નથી)' આ સ્થળે વ્યધિકરણ (સમાનાધિકરણ નહિ એવા) ધર્મથી અવચ્છેદ પામેલા તથા લૌકિક પારમાર્થિકપણાથી અવચ્છેદ પામેલું જે પ્રાતિભાસિક રૂપું તે છે પ્રતિયોગી જેનો એવા અભાવનું ગ્રહણ કરવું, પરંતુ રજતપણાથી અવચ્છેદ પામેલો છે પ્રતિયોગી જેનો એવા અભાવનું ગ્રહણ નહિ કરવું. તેથી "**नेदं रजतम्**"એ ત્રણે કાળનાં રૂપાનો નિષેધ યુક્તિયુક્ત નથી, કારણકે રૂપાની પ્રાતિભાસિક પ્રતીતિના સમયમાં 'આ રૂપું નથી' એવું નિષેધ (અભાવ)નું

किंत्विदानीमिदं न रजतमिति प्रतीतिर्वर्तमानकालिकबाधप्रतिभाससमये भवतीत्युक्तिरपास्ता। रजतनिष्ठपारमार्थिकत्वस्योत्पत्तेरस्वीकृतत्वेनाधिष्ठानचैतन्यनिष्ठस्य तस्य रजते प्रतिभाससंभवेन चानिर्वचनीयोत्पत्तिमत्पारमार्थिकत्वविशिष्टरजतसत्त्वे तदवच्छिन्नाभावस्तस्मिन्कथं वर्तत इति शङ्काप्ययुक्ता। चैतन्यनिष्ठस्य पारमार्थिकत्वस्यापरोक्षतया संनिकृष्टत्वेन रजते तदुत्पत्तेरनङ्गीकारात्। प्रातिभासिकवस्तूत्पत्तेर्यत्रारोप्यमसंनिकृष्टं तत्रैव स्वीकारात्। तस्माच्छुक्ताविदं रजतं पूर्वोक्तरीत्या कल्पितम्। तथैव ब्रह्मणि सर्वं कल्पितं विश्वमिति सिद्धम्।

---

જ્ઞાન થતું નથી, પરંતુ 'હાલ આ રૂપું નથી' એવી પ્રતીતિ વર્તમાન કાળના બાધના જ્ઞાનના સમયમાં થાય છે" એવા કથનનું પણ ખંડન થયું. "રૂપામાં રહેલા પારમાર્થિકપણાની ઉત્પત્તિનો સ્વીકાર નહિ કર્યો હોવાથી અધિષ્ઠાન ચૈતન્યમાં રહેલા પારમાર્થિકપણાનો રૂપામાં પ્રતિભાસ થવાનો સંભવ હોવાને લીધે રૂપું અનિર્વચનીય ઉત્પત્તિવાળું અને પારમાર્થિકપણાથી યુક્ત હોતાં, તેમાં અનિર્વચનીય ઉત્પત્તિવાળા અને પારમાર્થિકપણાથી યુક્ત રૂપાનો અભાવ કેમ હોય?" એવી શંકા પણ અયોગ્ય છે; કારણકે ચૈતન્યમાં રહેલું પારમાર્થિકપણું અપરોક્ષપણાથી નજીક હોવાને લીધે રૂપામાં તેની ઉત્પત્તિનો સ્વીકાર કર્યો નથી. જ્યાં આરોપ કરવાનો પદાર્થ નજીક ન હોય ત્યાંજ પ્રાતિભાસિક વસ્તુની ઉત્પત્તિનો સ્વીકાર કર્યો છે. તેથી છીપમાં આ રૂપું પૂર્વ કહેલી રીતિ પ્રમાણે કલ્પિત છે. તેમજ બ્રહ્મમાં સઘળું જગત્ કલ્પિત છે, એમ સિદ્ધ થયું.

पुनर्यद्विज्ञानमिति । रजताध्यासाधिष्ठानरूपा शुक्तिरियं नेदं रजतमिति शुक्तिरूपाधिष्ठानज्ञानं यथा रजतविषयकभ्रमज्ञानहरं भवति, तथैव गुरूपदेशाल्लब्धं प्रपञ्चाधिष्ठानरूपस्य यस्य परमात्मनो ज्ञानं संसारहेतुमिथ्याज्ञानस्य निवर्तकं भवतीत्यर्थः ।

अभेदमद्वितीयमनघं निर्दोषं शुद्धमिति यावत् ।

ननु ब्रह्मविद्ययैव ब्रह्मसाक्षात्कार इति भवत्सिद्धान्तः । तत्र च तद्विद्यावाप्तौ कोऽभ्युपायोऽस्ति ? इति चेदत्र केचिद्योगशब्दितं निर्गुणब्रह्मोपासनं ब्रह्मविद्याप्राप्तावुपायः । "तत्कारणं सांख्ययोगाभिपन्नम्" "यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि

**पुनर्यद्विज्ञानमिति**-"આ રૂપાના અધ્યાસના અધિષ્ઠાનરૂપ છીપ છે, પરંતુ આ રૂપું નથી" એવી રીતે છીપરૂપ અધિષ્ઠાનનું જ્ઞાન જેમ રૂપાના ભ્રમજ્ઞાનને ટાળનારૂં થાય છે, તેમજ ગુરૂના ઉપદેશથી મેળવેલું પ્રપંચ (જગત્)ના અધિષ્ઠાનરૂપ જે પરમાત્માનું જ્ઞાન તે સંસારના કારણરૂપ મિથ્યાજ્ઞાનને ટાળનારૂં થાય છે એ અર્થ છે.

**अभेदम्**-ભેદથી રહિત અર્થાત્ અદ્વિતીય. **अनघम्**-નિર્દોષ અર્થાત્ શુદ્ધ.

"બ્રહ્મવિદ્યાવડેજ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે, એ તમારો સિદ્ધાંત છે. ત્યાં તે વિદ્યાની પ્રાપ્તિમાં શો ઉપાય છે?" એમ જો કહેવામાં આવે તો તેના ઉત્તરમાં અહિં કેટલાએક લોકો "યોગશબ્દથી કહેવાતી નિર્ગુણ બ્રહ્મની ઉપાસના બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિમાં ઉપાય છે, કારણ કે **तत्कारणं......** (સાંખ્ય અને યોગ એ બન્નેએ બ્રહ્મવિદ્યાનું કારણપણું પ્રાપ્ત કર્યું છે), **यत्सांख्यैः**...(જે સ્થાન સાંખ્યવડે મેળવાય છે તે બ્રહ્મવિદ્યાવડે પણ

गम्यते" इति श्रुतिस्मृतिभ्यां सांख्योपायतुल्यो हि योगोपाय इति वदन्ति । सांख्यं नाम वेदान्तविचारः । श्रवणमननादिसहकृतो विद्यावाप्त्युपायः । ननु यत्सांख्यैरित्यस्मिन्वाक्ये यद्योगपदं दृश्यते, तच्च कर्मयोगपरमेव श्रीमद्भगवद्गीताभाष्ये श्रीशंकराचार्यैर्व्याख्यातम् । कथं च तन्निर्गुणब्रह्मोपास्तिपरं स्यादिति चेन्न । तत्कारणमिति श्रुतौ योगपदस्याचार्यैर्ब्रह्मसूत्रभाष्ये ध्यानपरतया व्याख्यातत्वात् । तच्छ्रुतिमूलकं चेदं वाक्यं तस्य च श्रुत्यनुसार्येवार्थो न तु कर्मयोगोऽर्थः श्रुतिव्याख्यातो विरुद्धत्वात् ।

---

મેળવાય છે) એ શ્રુતિથી તથા સ્મૃતિથી સાંખ્યરૂપ ઉપાય જેવોજ નિર્ગુણ બ્રહ્મની ઉપાસનારૂપ ઉપાય છે" એમ કહે છે. સાંખ્ય એ વેદાંતનો વિચાર છે. શ્રવણ, મનન વગેરેના સહકારવાળો અર્થાત્ શ્રવણ, મનન વગેરે સહિત વેદાંતનો વિચાર વિદ્યાની પ્રાપ્તિમાં ઉપાયભૂત છે. '**यत्सांख्यैः**...... એ આ વાક્યમાં જે **योग**પદ જોવામાં આવે છે, તે ઉપરથી કર્મયોગજ સમજવાનો છે, એમ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ભાષ્યમાં શ્રીશંકરાચાર્યે વ્યાખ્યાન કર્યું છે. " તે **योग**પદનો, નિર્ગુણ બ્રહ્મની ઉપાસના એવો અર્થ કેમ થાય ?" એમ જો કહેવામાં આવે તો તેનો નિષેધ કરવામાં આવે છે, કારણ કે **तत्कारणं**......એ શ્રુતિમાં આવેલા **योग**પદનું બ્રહ્મસૂત્રભાષ્યમાં શ્રીશંકરાચાર્યે 'ધ્યાન' એવા અર્થમાં વ્યાખ્યાન કર્યું છે. આ વાક્ય તે શ્રુતિ છે મૂલ જેનું એવું છે તેથી 'નિર્ગુણ બ્રહ્મની ઉપાસના' એ અર્થજ શ્રુતિને અનુસરતો છે, પરંતુ કર્મયોગરૂપ અર્થ શ્રુતિએ સમજાવ્યો નથી, કારણ કે તે અર્થ શ્રુતિવિરૂદ્ધ છે.

ननु निर्गुणस्य ब्रह्मणो गुणवत्त्वाभावात्कथमुपास्तिः स्यात्। गुणैरेव तच्चिन्तनं तत्स्मरणं च भवति नागुणस्य कुत्रापि चिन्तनादि किमपि श्रुतमिति चेन्न। "देवा ह वै प्रजापतिमब्रुवन्। अणोरणीयांसमिममात्मानमोंकारं नो व्याचक्ष्व।" "एतद्ध्येवाक्षरं ब्रह्म"। "ओमित्येतदक्षरमिदं सर्वम्"। "ओमित्येवं ध्यायथात्मानं" "यः पुनरेतं त्रिमात्रेणोंकारेण परं पुरुषमभिध्यायीत" इति यथाक्रमेणोक्तासु तापनीयकठमाण्डूक्यमुण्डकप्रश्नश्रुतिषु निर्गुणोपासनस्योपदिष्टत्वात्। 'आनन्दादयः प्रधानस्य' (ब्र० सू० ३।३।११)

"નિર્ગુણ બ્રહ્મના ગુણવાળાપણાના અભાવને લીધે તેની ઉપાસના કેમ થાય? ગુણોવડેજ બ્રહ્મનું ચિંતન તથા સ્મરણ થાય, પરંતુ નિર્ગુણ બ્રહ્મનું ક્યાંય પણ ચિંતન વગેરે કાંઇ પણ વેદમાં કહ્યું નથી" એમ જો કહેવામાં આવે તો તેનો નિષેધ કરવામાં આવે છે, કારણ કે **देवा ह......** (દેવોએ પ્રજાપતિને કહ્યું કે અમોને અણુથી પણ અણુ એવો આત્મારૂપ **ओंकार** સમજાવો), **एतद्ध्येव......**(**ओंकार** જ અવિનાશી બ્રહ્મ છે), **ओमित्येतत्......**(**ओम्** એ અક્ષર આ સઘળારૂપ છે), **ओमित्येवं...** (આત્માનું **ओम्** એવી રીતે અર્થાત્ આત્માનું **ओम्**રૂપે ધ્યાન કરો), **यः पुनः......**(જે પુરુષ આ પરમ પુરુષનું ત્રણ માત્રાવાળા **ओंकार**રૂપે ધ્યાન કરે) એ પ્રમાણે અનુક્રમે કહેલી તાપનીય, કઠ, માંડૂક્ય, મુંડક અને પ્રશ્ન શ્રુતિઓમાં નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાનો ઉપદેશ કર્યો છે, અને બ્રહ્મસૂત્રકાર શ્રીવેદવ્યાસે **आनन्दादयः प्रधानस्य**[1] એ

1 આનંદ વગેરે બ્રહ્મના સઘળા ધર્મો સર્વ શ્રુતિઓમાં એક સરખા જાણી લેવા.

इति सूत्रेण भावरूपाणां ज्ञानानन्दादिगुणानामुपसंहारस्य दर्शितत्वाच्च सूत्रकारेण । तथैवाभावरूपाणामस्थूलत्वादिगुणानाम् 'अक्षरधियां त्ववरोधः' (ब्र० सू० ३ । ३ । ३३) इत्यादिसूत्रेणाप्युपसंहारो दर्शितः । न चानन्दादिगुणोपसंहारे निर्गुण-

---

સૂત્રથી ભાવરૂપ જ્ઞાન, આનંદ વગેરે ગુણોનો નિર્ગુણ બ્રહ્મમાં ઉપસંહાર દર્શાવ્યો છે; તેમજ અભાવરૂપ અસ્થૂલપણા વગેરે ગુણોનો **अक्षरधियां त्ववरोधः**[1] ઇત્યાદિ સૂત્રથી પણ નિર્ગુણ બ્રહ્મમાં ઉપસંહાર દર્શાવ્યો છે. "આનંદ વગેરે ગુણોનો ઉપસંહાર થતાં નિર્ગુણની ઉપાસના કેવી રીતે

---

१ **अक्षरधियां त्ववरोधः सामान्यतद्भावाभ्यामौपसदवत्तदुक्तम् ।**

બ્રહ્મના વિષયમાં વિશેષના પ્રતિષેધની સઘળી બુદ્ધિઓ ( 'બ્રહ્મમાં સ્થૂલતા, અણુતા વગેરે વિશેષો નથી' એવા પ્રકારનાં સર્વ જ્ઞાનો)નો બ્રહ્મવિષે ઉપસંહાર સર્વ શ્રુતિઓમાં એક સરખો કરી લેવો; કારણ કે બ્રહ્મમાં વિશેષોનું નિરાકરણ કરવારૂપ પ્રકાર સર્વ સ્થળે સમાન છે, અને સર્વત્ર પ્રતિપાદન કરવાનું તેજ બ્રહ્મ અભિન્ન છે, એમ ઓળખવામાં આવે છે. અહીન નામના ક્રતુમાં પુરોડાશથી સાધવાની ઇષ્ટિઓમાં સામવેદના મંત્રોનો પ્રયોગ ઉદ્ગાતા નહિ કરતાં જેમ અધ્વર્યુ કરે છે, તેમ ગમે ત્યાં વિશેષનો પ્રતિષેધ કર્યો હોય તે સઘળો અક્ષર–બ્રહ્મમાંજ સમજી લેવો. આ વિષયમાં **गुणमुख्यव्यतिक्रमे तदर्थत्वान्मुख्येन वेदसंयोगः (जैमिनिसूत्र ३ । ३ । ८)** ગુણ અને મુખ્યનો વિરોધ થતાં અર્થાત્ મંત્રનો પ્રયોગ ઉદ્ગાતાએ કરવો કે અધ્વર્યુએ કરવો? એવો પ્રશ્ન ઉઠતાં મંત્રાત્મક વેદનો અધ્વર્યુએ પ્રયોગ કરવો, કારણ કે વિનિયોગવિધિથી તે પ્રમાણે પ્રાપ્ત છે) એ પ્રમાણભૂત છે.

मुपास्यं कथं स्यात् । गुणानां तत्रैवोपसंहारदर्शनादिति वाच्यम् । अखण्डैकरसमानन्दादिभिरस्थूलत्वादिभिश्चोपलक्षितमहं ब्रह्मास्मीति निर्गुणत्वानुपमर्दनोपास्तेरविरुद्धत्वात् । उक्तं च विद्यारण्यगुरुवर्यैः— " आनन्दादिभिरस्थूलादिभिश्चात्मात्र लक्षितः । योऽखण्डैकरसः सोऽहमस्मीत्येवमुपासते ॥ इति ।

नन्वयं मार्गो बुद्धिमान्द्यादिकारणवशादेवाश्रयणीय इति तैरुक्तम् । " यो विचारं न लभते ब्रह्मोपासीत सोऽनिशम् " इत्यनेन मन्दबुद्धीनामेव तदाश्रयणकथनात् । न तु विवेकाद्यष्ट-

---

થઇ શકે? કારણ કે ગુણોનો તેમાંજ (નિર્ગુણમાંજ) ઉપસંહાર જોવામાં આવે છે" એમ નહિ કહેવું, કેમકે "આનંદ વગેરે તથા અસ્થૂલપણા વગેરે ધર્મોથી ઉપલક્ષિત અખંડ તથા એકરસ બ્રહ્મ હું છું" એવી રીતે નિર્ગુણપણાને હાનિ ન પહોંચે એમ નિર્ગુણની ઉપાસના કરવામાં કાંઇ વિરોધ નથી. વિદ્યારણ્યસ્વામીએ કહ્યું છે કે "આનંદ વગેરે તથા અસ્થૂલપણા વગેરેથી જે અખંડ એકરસ બ્રહ્મનું ઉપલક્ષણ થાય છે તેની 'હું છું' એવી રીતે અભેદથી નિર્ગુણ બ્રહ્મના ઉપાસકો ઉપાસના કરે છે."

"આ ઉપાસનાના માર્ગનો બુદ્ધિની મંદતા વગેરે કારણોને લીધે આશ્રય કરવો જોઇએ, એમ વિદ્યારણ્યસ્વામીએ કહ્યું છે, કારણ કે **यो विचारं......** (જેને જ્ઞાન ન મળે, તેણે નિરંતર બ્રહ્મની ઉપાસના કરવી) એથી મંદબુદ્ધિવાળાઓનેજ ઉપાસનાનો આશ્રય લેવાનું તેણે કહ્યું છે, પરંતુ વિવેક વગેરે આઠ સાધનોથી યુક્ત બુદ્ધિવાળાઓને આ

साधनविशिष्टबुद्धिमतामयं परब्रह्मविद्याप्राप्त्युपायः। अतो बुद्धिमतां ब्रह्मसाक्षात्कारे कोऽभ्युपाय इति चेत्। तेषां सांख्यमेवोपायः । अनेन प्रतिबन्धरहितस्य पुंसः स्वरूपसाक्षात्कारो झटिति सिध्यति ।

नन्वस्मिन्ब्रह्मसाक्षात्कारे किं करणमिति चेदत्र भामतीकाराः–'मनएव ब्रह्मसाक्षात्कारे करणम्' । "एषोऽणुरात्मा चेतसा वेदितव्यः" । दृश्यते त्वग्र्यया बुद्ध्या" । "मनसैवानुद्रष्टव्यम्" इत्यादिश्रुतिभिर्मनस एव करणत्वबोधनात् । ननु प्रसंख्यानस्य कथं न करणत्वम्? । न च तस्य ज्ञानकरणत्वं

---

ઉપાસનાનો માર્ગ પરબ્રહ્મવિદ્યાની પ્રાપ્તિનો ઉપાય નથી. આથી બુદ્ધિવાળાઓને બ્રહ્મના સાક્ષાત્કારમાં શો ઉપાય છે?" એમ જો કહેવામાં આવે તો તેના ઉત્તરમાં કહેવામાં આવે છે કે તેઓને સાંખ્યજ ઉપાય છે. આથી પ્રતિબંધ (ચિત્તના દોષો)થી રહિત મનુષ્યને સ્વરૂપનો સાક્ષાત્કાર તરત સિદ્ધ થાય છે.

"આ બ્રહ્મના સાક્ષાત્કારમાં શું કરણ છે?" એમ પૂછવામાં આવે તો આ વિષયમાં ભામતીકાર કહે છે કે:—મનજ બ્રહ્મના સાક્ષાત્કારમાં કરણ છે, કારણ કે **एषोऽणु**...(આ સૂક્ષ્મ આત્માને મનવડે જાણવો જોઇએ), **दृश्यते**...(આ આત્મા સૂક્ષ્મ બુદ્ધિથી જાણવામાં આવે છે), **मनसैव**...(બ્રહ્મને મનવડેજ જાણવું જોઇએ) ઇત્યાદિ શ્રુતિઓએ મનનુંજ કરણપણું સમજાવ્યું છે. "પ્રસંખ્યાનનું શા માટે કરણપણું નહિ? 'તેનું જ્ઞાનના કરણપણું ક્યાંય પણ નથી' એમ નહિ કહેવું; કારણ કે કામાતુર

कुत्रापि नास्तीति वाच्यम् । कामातुरपुरुषस्यासंनिकृष्टकामिनी-साक्षात्कारे तस्य करणत्वदर्शनात् । तत्र कामिनीसंनिकर्षाभावेन चक्षुषो न करणत्वम् । बहिरस्वातन्त्र्याच्च मनसोऽप्यकरणत्वम् । अतस्तत्र कामिनीगोचरप्रसंख्यानस्यैव करणत्वम् । प्रसंख्यानं च सादरं पदार्थचिन्तनम् । प्रकृतेऽपि ब्रह्मचिन्तनरूपं प्रसंख्यानं ब्रह्मसाक्षात्कारे करणं भविष्यत्येव किं मनसा करणेन । अत एव कल्पतरुकारैरुक्तं-"वेदान्तवाक्यजज्ञानभावनाजाऽपरोक्षधीः। मूलप्रमाणदार्ढ्येन न भ्रमत्वं प्रपद्यते" इति । तस्मात्प्रसंख्या-नस्य करणत्वे किमपि नानुपपन्नमिति चेन्न । कामातुरपुरुषस्या-संनिकृष्टकामिनीसाक्षात्कारेऽपि प्रसंख्यानसहकृतमनस एव

---

પુરૂષને નજીક નહિ એવી સ્ત્રીના સાક્ષાત્કારમાં તેનું કરણપણું જોવામાં આવે છે. ત્યાં સ્ત્રીની સાથે નેત્રના સંયોગના અભાવને લીધે નેત્રનું કર-ણપણું નથી, અને બહાર અસ્વતંત્રતાને લીધે મનનું પણ કરણપણું નથી. આથી ત્યાં સ્ત્રીને વિષય કરનાર પ્રસંખ્યાનનુંજ કરણપણું છે. પ્રસંખ્યાન એટલે આદર સહિત પદાર્થનું ચિંતન. પ્રસ્તુત બ્રહ્મના સાક્ષાત્કારમાં પણ બ્રહ્મના ચિંતનરૂપ પ્રસંખ્યાન કરણ થશેજ, મનરૂપ કરણની શી જરૂર છે? આથીજ કલ્પતરૂકારે કહ્યું છે કે 'વેદાંતનાં વાકયોથી જન્મ પામેલા જ્ઞાનની ભાવનાથી ઉત્પન્ન થયેલું અપરોક્ષ જ્ઞાન મૂલ પ્રમાણની દઢતાને લીધે ભ્રમપણાને પામતું નથી.' તેથી પ્રસંખ્યાનના કરણપણામાં કાંઇ પણ અણઘટતું નથી" એમ જો કહેવામાં આવે (૭૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે, કારણ કે કામાતુર પુરૂષને નજીક નહિ એવી સ્ત્રીના સાક્ષાત્કારમાં પણ પ્રસંખ્યાનના સહકારવાળા અર્થાત્ પ્રસંખ્યાન સહિત

करणत्वात्। नन्वेवम्—"आप्रायणात्तत्रापि हि दृष्टम्" (ब्र० सू० ४। १ १२) इत्यधिकरणे "विकल्पोऽविशिष्टफलत्वात्" (ब्र० सू० ३। ३। ५९) इत्यधिकरणे च दहराद्यहंग्रहोपासकानां प्रसंख्यानादुपास्यसगुणब्रह्मसाक्षात्कारः कथितः, स कथं संगच्छत इति चेन्न। प्रसंख्यानस्य स्तुत्यर्थमेव तथोक्तत्वात्। अथवा तत्रापि प्रसंख्यानसहकृतमनसैवोपास्यसगुणब्रह्मसाक्षात्कारो वाच्यः। तथा च वाक्यार्थभावनापरिपाकसहितमन्तः-

મનનુંજ કરણપણું છે. (પૂ०) "એ પ્રમાણે **आप्रायणात्तत्रापि हि दृष्टम्**[1] એ અધિકરણમાં અને **विकल्पोऽविशिष्टफलत्वात्**[2] એ અધિકરણમાં દહરાદિક (પરમેશ્વરાદિક)ની અહંગ્રહ વડે ઉપાસના કરનારાઓને પ્રસંખ્યાનથી ઉપાસ્ય (ઉપાસના કરવા યોગ્ય) સગુણ બ્રહ્મ (શબલ બ્રહ્મ–પરમેશ્વર)નો સાક્ષાત્કાર કહ્યો છે તે કેમ સંગત થાય અર્થાત્ મળતો આવે ?" એમ જો કહેવામાં આવે (ઉ०) તો તેનો નિષેધ કરવામાં આવે છે, કારણ કે પ્રસંખ્યાનની સ્તુતિ માટેજ તેમ કહેવામાં આવ્યું છે. અથવા ત્યાં પણ પ્રસંખ્યાનના સહકારવાળા મનથીજ ઉપાસના કરવા યોગ્ય સગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર કહેવો જોઇએ. તે પ્રમાણે વાક્યાર્થની ભાવનાના પરિપાકસહિત અંતઃકરણ અપરોક્ષ

૧ સગુણ બ્રહ્મના સાક્ષાત્કાર ઇત્યાદિ માટે ઉપાસના મરણ પર્યંત કરવાની છે; કારણ કે તે વિષયમાં તે પ્રમાણે શાસ્ત્રવચનો જોવામાં આવે છે.

૨ શબ્દભેદથી વિદ્યા (ઉપાસના)નો ભેદ સિદ્ધ થતાં, સમાન ફલવાળાપણાને લીધે પ્રાણોપાસના વગેરેમાં વિકલ્પનું ગ્રહણ કરવું, અર્થાત્ એકજ જાતના ફલવાળી પ્રાણોપાસના વગેરેમાંની એક ઉપાસનાનું ગ્રહણ કરવું.

करणं त्वंपदार्थस्यापरोक्षस्य तत्तदुपाध्याकारनिषेधेन तत्पदार्थतामाविर्भावयतीति वदन्ति ।

पद्मपादाचार्यास्तु 'तं त्वौपनिषदं पुरुषं पृच्छामि' इति ब्रह्मण उपनिषदेकगम्यत्वश्रवणादौपनिषदं महावाक्यमेव ब्रह्मसाक्षात्कारे करणमिति वदन्ति । "मनसैवानुद्रष्टव्यम्" इत्यत्रापि शाब्दसाक्षात्कारजनने मनऐकाग्र्यस्यापेक्षितत्वेन हेतुमात्रेण तृतीयोपपत्तेः । यथा चाक्षुषज्ञानादौ मनसा पुमान्पश्यतीत्यत्र चक्षुः करणं न तु मनः। तथापि हेतुत्वमात्रेण मनसेति तृतीयोपपन्ना । "यन्मनसा न मनुते" इति श्रुतिर्मनसः करणत्वं

---

**त्वम्** પદાર્થના (જીવના) તે તે ઉપાધિના આકારનો નિષેધ કરી **तत्** પદાર્થપણાને પ્રકટ કરે છે.

પદ્મપાદાચાર્ય તો "**तं त्वौपनिषदं**......(કેવળ ઉપનિષદ્‌થી જણાય એવા તે પુરુષ–બ્રહ્મ-વિષે પૂછું છું) એ પ્રમાણે બ્રહ્મનું કેવળ ઉપનિષદ્‌થી જણાય એવાપણું શ્રુતિમાં કહ્યું છે, તેથી બ્રહ્મના સાક્ષાત્કારમાં ઉપનિષદ્‌નું મહાવાક્યજ કરણ છે" એમ કહે છે. **मनसैवा**......(મન વડેજ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો) એ સ્થળે પણ શબ્દથી સાક્ષાત્કાર ઉત્પન્ન કરવામાં મનની એકાગ્રતાની જરૂર હોવાથી **मनसा** એ પદમાં કેવળ હેતુપણાથી તૃતીયા બંધબેસતી થાય છે. જેમ કે ચાક્ષુષ જ્ઞાન વગેરેમાં **मनसा पुमान्पश्यति** (મન વડે પુરુષ જુવે છે) એ સ્થળે નેત્ર કરણ છે, પરંતુ મન નથી; તોપણ હેતુપણા માત્રથી **मनसा** એ તૃતીયા બંધબેસતી થાય છે. **यन्मनसा**...... (મન વડે જેને જાણતો નથી) એ શ્રુતિ મનના કરણપણાનો નિષેધ કરે છે. (પૂ૦) 'અશુદ્ધ

निषेधति। न चाशुद्धमनोविषयकमिदं वाक्यमिति वाच्यम्। वाक्यशेषे मनोमात्रस्य ग्रहणात्। वाक्यशेषश्च "येनाहुर्मनो मतम्" इति केनोपनिषद्वाक्यम्। येन चैतन्येन मतं प्रकाशितं मन इत्यर्थः। अपक्वमन एव चैतन्यभास्यं नतु शुद्धमन इति न वक्तुं शक्यतेऽतो मनोमात्रस्य पूर्वोत्तरवाक्ये ग्रहणम्। ननु शब्दस्यापि न करणत्वम् "यद्वाचाऽनभ्युदितम्" "यतो वाचो निवर्तन्ते" इत्यादिवाक्यैर्निषेधादिति चेत्सत्यम्। यद्वाक्यं शब्द-मात्रस्य ब्रह्मज्ञानकरणत्वं निषेधति, तच्छब्दस्य शक्तिवृत्त्या ब्रह्मज्ञानकरणत्वनिषेधपरं न तु शब्दशक्यसंबन्धरूपलक्षणया।

મનના વિષયમાં આ શ્રુતિવાક્ય છે' એમ (ઉ૦) કહેવું નહિ, કારણ કે વાક્યશેષમાં કેવળ મનનું ગ્રહણ કર્યું છે. **'येनाहुर्मनो मतम्** (મન જેનાથી જણાયેલું થાય છે, એમ વિદ્વાન્ લોકો કહે છે એ **केन** ઉપ-નિષદ્‌નું વાક્ય વાક્યશેષ છે. જે ચૈતન્યે મનને જાણેલું અર્થાત્ પ્રકાશેલું છે. 'અપકવ (જેના કષાય વગેરે દોષો પાકી ગયા ન હોય એવું) મનજ ચૈતન્યથી પ્રકાશવા યોગ્ય છે, પરંતુ શુદ્ધ મન પ્રકાશવા યોગ્ય નથી' એમ કહી શકાય નહિ, તેથી કેવળ મનનું પહેલા અને પછીના વાક્યમાં ગ્રહણ કર્યું છે. (પૂ૦) "શબ્દનું પણ કરણપણું નથી, કારણ કે **यद्वाचा**......(જે વાણી વડે કહેવાતું નથી), **यतो वाचो**......(વચનો પહોંચ્યા વગર જ્યાંથી પાછાં વળે છે) ઇત્યાદિ વાકયોએ શબ્દના કરણ-પણાનો નિષેધ કર્યો છે" એમ જો કહેવામાં આવે તો તે વાતનો અર્ધો સ્વીકાર કરવામાં આવે છે. જે વાક્ય સઘળા શબ્દોના બ્રહ્મજ્ઞાનના કરણપણાનો નિષેધ કરે છે, તે શકિતવૃત્તિ વડે શબ્દના બ્રહ્મજ્ઞાનના કરણપણાના નિષેધને સમજાવે છે, પરંતુ શબ્દના શકયાર્થના સંબંધરૂપ

अन्यथौपनिषदं पुरुषमित्यादिवेदान्तवाक्यानां निरालम्बनत्वप्रसङ्गापत्तेः । तस्मात्सिद्धं महावाक्यानां ब्रह्मापरोक्षज्ञाने करणत्वम् ।

ननु कानि महावाक्यानि, यैर्ब्रह्मापरोक्षज्ञानं स्यादिति चेदुच्यते । ऋग्वेदीयैतरेयारण्यकस्य तृतीयाध्यायपञ्चमखण्डे "प्रज्ञानं ब्रह्म" इति ऋग्वेदीयमहावाक्यम् । सकलेन्द्रियैरन्तःकरणवृत्तिभेदैश्चोपलक्षितं यच्चैतन्यमस्ति तदेवात्र प्रज्ञानपदेन गृह्यते । तथा चोक्तम्—"कोऽयमात्मेति वयमुपास्महे । कतरः स आत्मा, येन वा रूपं पश्यति येन वा शब्दं शृणोति येन वा

---

લક્ષણા વડે શબ્દના બ્રહ્મજ્ઞાનના કરણપણાના નિષેધને સમજાવતું નથી; નહિ તો **औपनिषदं**......ઇત્યાદિ વેદાંતવાકયોના નિરાલંબન—આધાર-રહિતપણાના પ્રસંગની પ્રાપ્તિ થાય, તેથી બ્રહ્મના અપરોક્ષ જ્ઞાન વિષે મહાવાકયોનું કરણપણું સિદ્ધ થયું.

"મહાવાકયો કયાં છે, જેથી બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થાય?" એમ જો પૂછવામાં આવે તો ઉત્તર આપવામાં આવે છે કે ઋગ્વેદના ઐતરેય આરણ્યકના ત્રીજા અધ્યાયના પાંચમાં ખંડમાં **प्रज्ञानं ब्रह्म** એ ઋગ્વેદનું મહાવાકય છે. સઘળી ઇંદ્રિયો તથા અંતઃકરણની જુદી જુદી વૃત્તિઓથી ઉપલક્ષિત જે ચૈતન્ય છે તેનુંજ અહિં **प्रज्ञान**પદથી ગ્રહણ કરવામાં આવે છે. તે પ્રમાણે કહ્યું છે કે "આ આત્મા એ કોણ છે, જેની અમો ઉપાસના કરીએ? તે આત્મા કયો છે? જેથી મનુષ્ય રૂપને જુવે છે, જેથી શબ્દ સાંભળે છે, જેથી ગંધો સૂંઘે છે, જેથી વાણીનો

गन्धाञ्जिघ्रति येन वा वाचं व्याकरोति येन वा स्वादु चास्वादु च विजानाति यदेतद्धृदयं मनश्चैतत् । संज्ञानमाज्ञानं विज्ञानं प्रज्ञानं मेधा दृष्टिर्धृतिर्मतिर्मनीषा जूतिः स्मृतिः संकल्पः क्रतुरसुः कामो वश इति सर्वाण्येवैतानि प्रज्ञानस्य नामधेयानि भवन्ति" । इति पूर्वप्रकरणे प्रज्ञानशब्दार्थमभिधाय ब्रह्मशब्दार्थस्तत्रैवोक्तः । तथाहि–"एष ब्रह्मैष इन्द्र एष प्रजापतिरेते सर्वे देवा इमानि च पञ्च महाभूतानि पृथिवी वायुराकाश आपो ज्योतींषीत्येतानीमानि च क्षुद्रमिश्राणीव बीजानीतराणि चेतराणि चाण्डजानि च जरायुजानि च स्वेदजानि चोद्भिज्जानि चाश्वा गावः पुरुषा हस्तिनो यत्किंचेदं प्राणि जङ्गमं च पतत्रि च यच्च स्थावरम् । सर्वं तत्प्रज्ञानेत्रं प्रज्ञाने प्रतिष्ठितं प्रज्ञानेत्रो लोकः प्रज्ञा प्रतिष्ठा

---

ઉચ્ચાર કરે છે, જેથી સ્વાદવાળા તથા સ્વાદવગરના પદાર્થ ચાખે છે તે આત્મા છે. જે આ હૃદય અને મન છે તે પણ આત્મા છે. સંજ્ઞાન, આજ્ઞાન, વિજ્ઞાન, પ્રજ્ઞાન, મેધા, દૃષ્ટિ, ધૃતિ, મતિ, મનીષા, જૂતિ, સ્મૃતિ, સંકલ્પ, ક્રતુ, અસુ, કામ અને વશ એ સઘળાંએ પ્રજ્ઞાનનાં નામો છે." આ પ્રમાણે પૂર્વ પ્રકરણમાં પ્રજ્ઞાન શબ્દના અર્થને કહી બ્રહ્મશબ્દનો અર્થ ત્યાંજ કહ્યો છે. જેમ કે;—આ બ્રહ્મા, આ ઇંદ્ર, આ પ્રજાપતિ, આ સઘળા દેવો, આ પાંચ મહાભૂતો પૃથ્વી, વાયુ, આકાશ, જળ, અગ્નિ એ અને આ ક્ષુદ્ર તથા જાણે ક્ષુદ્ર પણ ન હોય તથા મહાન્ પણ ન હોય એવાં બીજો, અને બીજાં બીજાં અંડજ, જરાયુજ, સ્વેદજ, તથા ઉદ્ભિજ્જ પ્રાણીઓ, ઘોડા, ગાયો, પુરુષો, હાથીઓ અને જે કાંઇ આ જંગમ પ્રાણી, પક્ષી અને જે કાંઇ સ્થાવર (વૃક્ષ વગેરે) પ્રાણી તે સઘળું પ્રજ્ઞાનથી ચાલે છે, અને પ્રજ્ઞાનમાં રહ્યું છે. લોક પ્રજ્ઞાનથી ચાલે છે,

प्रज्ञानं ब्रह्मे" ति। उत्तमेषु देवादिषु मध्यमेषु मनुष्येष्वधमेष्व-श्वगवादिषु देहधारिष्वाकाशादिभूतेषु च जगज्जन्मादिहेतुभूतं यत्किंच चैतन्यमस्ति तद् ब्रह्मेत्यर्थः ।

यजुर्वेदीयबृहदारण्यकोपनिषदः प्रथमाध्यायस्थचतुर्थ-ब्राह्मणे–"अहं ब्रह्मास्मि" इति महावाक्यम् । स्वभावतः परि-पूर्णो देशकालवस्त्वपरिच्छिन्नोऽविद्याकल्पितजगति शमादि-साधनसंपन्नत्वेन विद्याप्राप्तियोग्ये श्रवणाद्यनुष्ठानवति मनुष्य-शरीरे सूक्ष्मशरीरस्य साक्षितया स्थित्वा प्रकाशमानः परमात्मा-ऽहंपदेन लक्षणया प्रोच्यते । अत्र ब्रह्मशब्देन च देशकालव-स्त्वपरिच्छिन्नः परिपूर्णः परमात्मा लक्षणयोच्यते । अस्मिन्वा-

---

પ્રજ્ઞાન પ્રતિષ્ઠા (આધાર) છે, અને પ્રજ્ઞાન બ્રહ્મ છે. ઉત્તમ દેવ વગેરેમાં, મધ્યમ મનુષ્યોમાં, અધમ ઘોડા, ગાય વગેરે પ્રાણીઓમાં, તથા આકાશ વગેરે ભૂતોમાં જગત્નાં જન્મ વગેરેના કારણભૂત જે કાંઈ ચૈતન્ય છે તે બ્રહ્મ છે એ અર્થ છે.

યજુર્વેદના બૃહદારણ્યક ઉપનિષદ્ના પહેલા અધ્યાયના ચોથા બ્રાહ્મ-ણમાં—**अहं ब्रह्मास्मि** (હું બ્રહ્મ છું) એ મહાવાક્ય છે. સ્વભાવથી પરિપૂર્ણ, દેશ, કાળ તથા વસ્તુના પરિચ્છેદ વગરના, અને અવિદ્યાથી કલ્પિત જગત્માં શમ વગેરે સાધનોથી સંપન્નપણાને લીધે વિદ્યાની પ્રાપ્તિને યોગ્ય તથા શ્રવણ વગેરેના અનુષ્ઠાનવાળા અર્થાત્ શ્રવણ વગે-રેને કરનારા મનુષ્યશરીરમાં સાક્ષીપણાથી રહી પ્રકાશતા પરમાત્માને **अहम्**પદથી લક્ષણા વડે કહેવામાં આવે છે. અહિં બ્રહ્મશબ્દથી દેશ, કાળ તથા વસ્તુના પરિચ્છેદથી રહિત પરિપૂર્ણ પરમાત્મા લક્ષણા વડે

क्येऽस्मीतिपदेन मुख्यसामानाधिकरण्येन बाधसामानाधिकरण्येन वा पदद्वयलभ्यं जीवब्रह्मणोरैक्यं साध्यते । बृहदारण्यगतं प्रकरणं चेत्थम्–"तदाहुर्यद् ब्रह्म विद्यया सर्वं भविष्यन्तो मनुष्या मन्यन्ते । किमु तद् ब्रह्मावेद्यस्मात्तत्सर्वमभवदिति । ब्रह्म वा इदमग्र आसीत्तदात्मानमेवावेदहं ब्रह्मास्मीति तस्मात्तत्सर्वमभवत् । तद्यो यो देवानां प्रत्यबुध्यत स एव तदभवत्तथर्षीणां तथा मनुष्याणाम् । तद्धैतत्पश्यन्नृषिर्वामदेवः प्रतिपेदेऽहं मनुरभवꣳ सूर्यश्चेति । तदिदमप्येतर्हि य एवं वेदाहं ब्रह्मास्मीति

કહેવામાં આવે છે. આ વાક્યમાં **अस्मि** (છું) એ પદથી મુખ્ય સામાનાધિકરણ્ય[1] વડે અથવા બાધસામાનાધિકરણ્ય[2] વડે **अहम्** અને **ब्रह्म** એ બે પદોથી મળે એવું જીવ તથા બ્રહ્મનું એકપણું સાધવામાં આવે છે. બૃહદારણ્યમાં આવેલું પ્રકરણ આ પ્રમાણે છેઃ— વિદ્યાવડે સર્વરૂપ થવા ઇચ્છતા મનુષ્યો જેને સ્વીકારે છે તેને વિદ્વાન્ લોકો બ્રહ્મ કહે છે. જેનાથી સઘળું થયું તે બ્રહ્મ શું તેણે જાણ્યું? ખરેખર આ બ્રહ્મ સૃષ્ટિની પહેલાં હતું. ત્યારે તેણે આત્મસ્વરૂપ જાણ્યું કે 'હું બ્રહ્મ છું'. તેથી તે, તે સર્વરૂપ થયો. તેથી દેવોમાંથી જેણે જેણે બ્રહ્મ જાણ્યું તે તેજ તેરૂપ થયો. તે પ્રમાણે ઋષિઓમાંથી તથા મનુષ્યોમાંથી જેણે જેણે બ્રહ્મ જાણ્યું તે તેજ તેરૂપ થયો. તે એ બ્રહ્મને જોતા ઋષિ વામદેવે સ્વીકાર્યું કે હું મનુ અને સૂર્ય હતો. તેથી આ સમયમાં પણ જે આ જાણે કે 'હું બ્રહ્મ છું,' તે આ સઘળારૂપ થાય છે. તેના અકલ્યાણ

૧ જો બ્રહ્મશબ્દથી પરમાત્મા લેવામાં આવે તો મુખ્ય સામાનાધિકરણ્ય છે.

૨ જો બ્રહ્મશબ્દથી શબલ બ્રહ્મ—ઇશ્વર લેવામાં આવે તો બાધસામાનાધિકરણ્ય છે.

स ँइदं सर्वं भवति तस्य ह न देवाश्च नाभूत्या ईशते । आत्मा ह्येषाँ स भवति'' इति ।

सामवेदीयच्छान्दोग्योपनिषदः षष्ठाध्यायस्थाष्टमखण्डे ''तत्त्वमसि'' इति महावाक्यम् । अत्र च ''सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् '' इति वाक्येन सृष्टेः पुरा नामरूपरहितं स्वगतादिभेदशून्यं यत्सद्वस्तु प्रतिपादितमस्ति तस्यैव सद्वस्तुनोऽधुना सृष्टिकालेऽपि विचारदृष्ट्या तथात्वमेवेति तत्पदेन लक्षणयोच्यते । देहेन्द्रियाद्युपलक्षितस्थूलादिशरीरत्रयप्रकाशकतया तद्विलक्षणं श्रवणाद्यनुष्ठानेन महावाक्यार्थप्रतिपत्तुश्चैतन्यस्य स्वरूपं त्वंपदेन लक्षणया बोध्यते । एतद्वाक्यस्थासीतिपदेन तत्त्वमिति

---

માટે દેવતાઓ સમર્થ થતા નથી, કારણ કે તે એઓનો આત્મા છે.

સામવેદના છાંદોગ્ય ઉપનિષદ્‌ના છઠ્ઠા અધ્યાયના આઠમા ખંડમાં **तत्त्वमसि** (તે તું છો) એ મહાવાક્ય છે. અહિં **सदेव**...(હે સુપુત્ર ! સૃષ્ટિથી પહેલાં સ્વગત, સજાતીય અને વિજાતીય ભેદથી રહિત આ બ્રહ્મ હતું) એ વાક્યથી સૃષ્ટિથી પહેલાં નામ તથા રૂપથી રહિત અને સ્વગત વગેરે ભેદથી શૂન્ય એવી જે સત્ વસ્તુનું પ્રતિપાદન કર્યું છે તેજ સત્ વસ્તુનું હમણાં સૃષ્ટિના સમયમાં પણ વિચારદૃષ્ટિથી તેવાપણુંજ છે, એમ **तत्** (તે) પદથી લક્ષણા વડે કહેવામાં આવે છે. દેહ, ઇંદ્રિય વગેરેથી યુક્ત સ્થૂલ વગેરે ત્રણ શરીરના પ્રકાશકપણાને લીધે તેઓથી જુદું, શ્રવણ વગેરે કરવાથી મહાવાક્યના અર્થને જાણનારા ચૈતન્યનું સ્વરૂપ **त्वम्** (તું) પદથી લક્ષણા વડે સમજાવવામાં આવે છે. આ વાક્યમાં રહેલા **असि** (છો) પદથી **तत्** તથા **त्वम्** એ બે પદના

पदद्वयस्य सामानाधिकरण्येन पदार्थद्वयैक्यं निश्चीयते ।

छान्दोग्यस्थमिदं प्रकरणं चेत्थम् :—

स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान्विज्ञापयत्विति तथा सोम्येति होवाच । यथा सोम्य मधु मधुकृतो निस्तिष्ठन्ति नानात्ययानां वृक्षाणाꣳ रसान्समवहारमेकताꣳ रसं गमयन्ति । ते यथा तत्र न विवेकं लभन्तेऽमुष्याहं वृक्षस्य रसोऽस्म्यमुष्याहं वृक्षस्य रसोऽस्मीत्येवमेव खलु सोम्येमाः प्रजाः सति संपद्य न विदुः सति संपद्यामह इति । त इह व्याघ्रो वा सिꣳहो वा वृको

સમાનાધિકરણપણા વડે બન્ને પદાર્થની એકતાનો નિશ્ચય કરવામાં આવે છે.

છાંદોગ્ય ઉપનિષદ્‌માં રહેલું આ પ્રકરણ આ પ્રમાણે છેઃ—

જે આ અણિમા છે તેરૂપ આ સઘળું જગત્ છે. તે અણિમા સત્ય છે, તે આત્મા છે, હે શ્વેતકેતુ! તે તું છો. શ્વેતકેતુએ ફરીને ઉદ્દાલકને કહ્યું 'આપ ફરી સમજાવો.' ઉદ્દાલકે કહ્યું, બહુ સારું, હે સુપુત્ર! જેમ કેઃ— હે સુપુત્ર! મધમાખીઓ મધ બનાવે છે, અર્થાત્ જાતજાતનાં વૃક્ષોના રસોને એકઠા કરી, એકતાને એટલે એકરસપણાને પ્રાપ્ત કરાવે છે. તે રસો જે પ્રમાણે ત્યાં 'હું આ વૃક્ષનો રસ છું, હું આ વૃક્ષનો રસ છું" એમ પોતાના સ્વરૂપને જુદું જુદું સમજતો નથી, તે પ્રમાણેજ હે સુપુત્ર, આ સઘળી પ્રજાઓ બ્રહ્મને પામી 'અમે બ્રહ્મને પ્રાપ્ત થયેલ છીએ' એમ પોતાના સ્વરૂપને સમજતી નથી. તેઓ અહિં સત્‌માંથી નીકળી જે જે વાઘ કે સિંહ, વરૂ કે વરાહ, કીડા કે પતંગીઆ,

वा वराहो वा कीटो वा पतङ्गो वा दꣳशो वा मशको वा यद्यद् भवन्ति तदा भवन्ति । स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वम्० ॥ इति नवमः खण्डः ॥

इमाः सोम्य नद्यः पुरस्तात्प्राच्यः स्यन्दन्ते पश्चात्प्रतीच्यस्ताः समुद्रात्समुद्रमेवापियन्ति स समुद्र एव भवति । ता यथा तत्र न विदुरियमहमस्मीयमहमस्मीति । एवमेव खलु सोम्येमाः सर्वाः प्रजाः सत आगम्य न विदुः सत आगच्छामह इति । त इह व्याघ्रो वा सिꣳहो वा वृको वा वराहो वा कीटो वा पतङ्गो वा दꣳशो वा मशको वा यद्यद् भवन्ति तदा भवन्ति । स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वम्० । इति दशमः खण्डः ॥

---

ડાંસ કે મચ્છરરૂપે જન્મે છે તે તેરૂપે રહે છે. જે આ અણિમા છે તેરૂપ આ સઘળું જગત્ છે. (૯મો ખંડ સમાપ્ત થયો.)

હે સુપુત્ર! પૂર્વ દિશા તરફ જતી આ નદીઓ પૂર્વ તરફ વહે છે, અને પશ્ચિમ દિશા તરફ જતી આ નદીઓ પશ્ચિમ તરફ વહે છે. તેઓ એક સમુદ્રથી બીજે સમુદ્રે જાય છે. ત્યાં તેઓ સમુદ્રરૂપજ થાય છે. તેઓ જે પ્રમાણે ત્યાં 'આ નદી હું છું, આ નદી હું છું' એમ પોતાના સ્વરૂપને જાણતી નથી, તે પ્રમાણેજ હે સુપુત્ર! આ સઘળી પ્રજાઓ સત્માંથી નીકળી 'અમે સત્માંથી નીકળીએ છીએ' એમ પોતાના સ્વરૂપને જાણતી નથી. તેઓ અહિં જે જે વાઘ કે સિંહ, વરૂ કે વરાહ, કીડા કે પતંગીઆ, ડાંસ કે મચ્છરરૂપે જન્મે છે તે તે રૂપે રહે છે. જે આ અણિમા છે તેરૂપ આ સઘળું જગત છે. (૧૦મો ખંડ સમાપ્ત થયો.)

अस्य सोम्य महतो वृक्षस्य यो मूलेऽभ्याहन्याज्जीवन्स्रवेद्यो मध्येऽभ्याहन्याज्जीवन्स्रवेद्योऽग्रेऽभ्याहन्याज्जीवन्स्रवेत्स एष जीवेनात्मनानुप्रभूतः पेपीयमानो मोदमानस्तिष्ठति । अस्य यदेकाꣳ शाखां जीवो जहात्यथ सा शुष्यति द्वितीयां जहात्यथ सा शुष्यति तृतीयां जहात्यथ सा शुष्यति सर्वं जहाति सर्वः शुष्यत्येवमेव खलु सोम्य विद्धीति होवाच जीवापेतं वाव किलेदं म्रियते न जीवो म्रियत इति स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं० ॥ इत्येकादशः खण्डः ॥

न्यग्रोधफलमत आहरेतीदं भगव इति भिन्द्धीति भिन्नं भगव इति किमत्र पश्यसीत्यण्व्य इवेमा धाना भगव इत्यासामङ्गैकां भिन्द्धीति भिन्ना भगव इति किमत्र पश्यसीति न किंचन

હે સુપુત્ર! આ મોટા વૃક્ષના મૂલમાં જો કોઇ પ્રહાર કરે તો તે જીવતું સ્રવે છે, મધ્યમાં જો કોઇ પ્રહાર કરે તો તે જીવતું સ્રવે છે, અને તેની ટોચમાં જો કોઇ પ્રહાર કરે તો તે જીવતું સ્રવે છે. તે આ વૃક્ષ જીવરૂપ આત્માથી વ્યાપ્ત થઇ વારંવાર જળ પીતું અને આનંદ પામતું રહે છે. જો જીવ આ વૃક્ષની એક શાખાને છોડે છે, તો તે સૂકાઇ જાય છે, બીજી શાખાને છોડે છે, તો તે સૂકાઇ જાય છે, ત્રીજી શાખાને છોડે છે, તો તે સૂકાઇ જાય છે, અને સઘળા વૃક્ષને છોડે છે તો તે સઘળું સૂકાઇ જાય છે. ઉદ્દાલકે કહ્યું 'હે સુપુત્ર! એ પ્રમાણેજ જાણ કે જીવથી રહિત થયેલું આ શરીર મરે છે, પણ જીવ મરતો નથી. જે આ અણિમા છે તેરૂપ આ સઘળું જગત્ છે. (૧૧મો ખંડ સમાપ્ત થયો.)

ઉદ્દાલકે શ્વેતકેતુને કહ્યું કે 'અહિં વડનો ટેટો લાવ.' શ્વેતકેતુએ કહ્યું કે 'હે ભગવાન્! આ હું વડનો ટેટો લાવ્યો.' ઉદ્દાલકે કહ્યું કે 'વડના ટેટાને તોડ.' શ્વેતકેતુએ કહ્યું કે 'હે ભગવાન્! મેં વડના ટેટાને તોડયો છે.' ઉદ્દાલકે કહ્યું કે 'તું આમાં શું જુએ છે?' શ્વેતકેતુએ

भगव इति । तꣳहोवाच यं वै सोम्यैतमणिमानं न निभालयस एतस्य वै सोम्यैषोऽणिम्न एवं महान्यग्रोधस्तिष्ठति । श्रद्धत्स्व सोम्येति । स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं० ॥ इति द्वादशः खण्डः ॥

लवणमेतदुदकेऽवधायाथ मा मातरुपसीदथा इति स ह तथा चकार तꣳ होवाच यद्दोषा लवणमुदकेऽवाधा अङ्ग तदाहरेति तद्धावमृश्य न विवेद यथा विलीनमेवाङ्गास्यान्तादाचामेति कथमिति लवणमिति मध्यादाचामेति कथमिति लवणमित्यन्तादाचामेति कथमिति लवणमित्यभिप्राश्यैनदथ मोपसीदथा इति

---

કહ્યું કે 'હે ભગવાન્! હું આમાં આ ઝીણા દાણા જોઉં છું.' ઉદ્દાલકે કહ્યું કે 'હે શ્વેતકેતુ! આ દાણામાંના એક દાણાને તોડ.' શ્વેતકેતુએ કહ્યું કે 'હે ભગવાન્! મેં એક દાણો તોડયો છે.' ઉદ્દાલકે કહ્યું કે 'તું આમાં શું જુએ છે?' શ્વેતકેતુએ કહ્યું કે 'હે ભગવાન્! હું આમાં કશું જોતો નથી.' ઉદ્દાલકે તેને કહ્યું કે 'હે સુપુત્ર! જે આ અણુપણાને તું જોતો નથી તે અણુપણામાંથી આ મહાન્ વડનું ઝાડ આ પ્રમાણે ઉભું થયું છે. હે સુપુત્ર! આમાં શ્રદ્ધા રાખ. તે જે આ અણુપણું છે તે-રૂપ આ સઘળું છે.' (૧૨મો ખંડ સમાપ્ત થયો.)

ઉદ્દાલકે શ્વેતકેતુને કહ્યું કે 'આ મીઠાને જળમાં નાખી તું મારી પાસે સવારે આવજે.' શ્વેતકેતુએ તેમ કર્યું. ઉદ્દાલકે તેને કહ્યું કે 'હે શ્વેતકેતુ! તેં હાથવડે જે મીઠું જળમાં નાખ્યું છે તે લઇ લે.' શ્વેતકેતુએ પાણીમાં હાથવડે સ્પર્શ કરતાં મીઠું મેળવ્યું નહિ, કારણ કે તે તેમાં ઓગળી ગયું હતું. ઉદ્દાલકે કહ્યું કે 'જળના અંત ભાગમાંથી તેનું આચમન કર.' શ્વેતકેતુએ જળનું આચમન કર્યા પછી ઉદ્દાલકે

तद्ध तथा चकार तच्छश्वत्संवर्तते तꣳहोवाचात्र वाव किल सत्सोम्य न निभालयसेऽत्रैव किलेति स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं० ॥ इति त्रयोदशः खण्डः ॥

यथा सोम्य पुरुषं गन्धारेभ्योऽभिनद्धाक्षमानीय तं ततोऽतिजने विसृजेत्स यथा तत्र प्राङ् वोदङ् वाधराङ् वा प्रत्यङ् वा प्रध्मायीताभिनद्धाक्ष आनीतोऽभिनद्धाक्षो विसृष्टः। तस्य यथाभिनहनं प्रमुच्य प्रब्रूयादेतां दिशं गन्धारा एतां दिशं व्रजेति स

પૂછ્યું કે 'જળ કેવું છે?' શ્વેતકેતુએ ઉત્તર આપ્યો કે 'જળ ખારૂં છે.' પછી ઉદ્દાલકે કહ્યું કે 'જળના મધ્ય ભાગમાંથી તેનું આચમન કર.' શ્વેતકેતુએ જળનું આચમન કર્યા પછી ઉદ્દાલકે પૂછ્યું કે 'જળ કેવું છે?' શ્વેતકેતુએ ઉત્તર આપ્યો કે 'જળ ખારૂં છે.' ઉદ્દાલકે કહ્યું કે 'જળના અંત ભાગમાંથી ફરી તેનું આચમન કર.' શ્વેતકેતુએ જળનું આચમન કર્યા પછી ઉદ્દાલકે પૂછ્યું કે 'જળ કેવું છે?' શ્વેતકેતુએ ઉત્તર આપ્યો કે 'જળ ખારૂં છે.' પછી ઉદ્દાલકે શ્વેતકેતુને કહ્યું કે 'તું આ જળનું હમેશાં પ્રાશન (ભક્ષણ—પાન) કરી મારી પાસે આવજે.' શ્વેતકેતુએ તેમ કર્યું. તે પાણી હમેશાં ખારૂં હતું. ઉદ્દાલકે તેને કહ્યું કે 'હે સુપુત્ર! મીઠું અહિંજ હોવા છતાં પણ તું જેમ તેને જોતો નથી, તેમ આત્મા પણ અહિંજ છે, પણ સર્વના જોવામાં આવતો નથી. તે જે આ અણિમા છે તેરૂપ આ સઘળું છે.' (૧૩મો ખંડ સમાપ્ત થયો.)

ઉદ્દાલકે શ્વેતકેતુને કહ્યું કે "હે સુપુત્ર! જેમ કોઇ પુરૂષને આંખે પાટો બાંધી ગંધાર દેશમાંથી લાવી મનુષ્ય વગરના સ્થાનમાં છૂટો મૂકી દેવામાં આવે તો આંખે પાટો બાંધી લાવવામાં આવેલો તથા આંખે પાટો બાંધી છોડી મૂકવામાં આવેલો તે પુરૂષ પૂર્વમાં કે ઉત્તરમાં, દક્ષિણમાં કે પશ્ચિ-

ग्रामाद् ग्रामं पृच्छन्पण्डितो मेधावी गन्धारानेवोपसंपद्येतैवमेवेहाचार्यवान्पुरुषो वेद तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्य इति। स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं०॥इति चतुर्दशः खण्डः॥

पुरुषꣳ सोम्योपतापिनं ज्ञातयः पर्युपासते जानासि मां जानासि मामिति तस्य यावन्न वाङ् मनसि संपद्यते मनः प्राणे प्राणस्तेजसि तेजः परस्यां देवतायां तावज्जानाति अथ यदास्य वाङ् मनसि संपद्यते मनः प्राणे प्राणस्तेजसि तेजः परस्यां देवतायामथ न जानाति। स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं०॥इति पञ्चदशः खण्डः॥

---

મમાં ફાંફાં મારે છે, અને તેનો પાટો છોડી કોઇ પુરૂષ તેને 'આ દિશા તરફ ગંધાર દેશ છે. આ દિશામાં જા' એમ કહે તો તે બુદ્ધિશાળી સમજુ માણસ એક ગામથી બીજે ગામ પૂછતાં પૂછતાં જઇ છેવટે ગંધાર દેશમાં પહોંચે છે, તેમજ અહિં ઉપદેશ કરનાર આચાર્યવાળો માણસ બ્રહ્મને જાણે છે. જ્યાંસુધી તેને દેહબંધન હોય છે ત્યાં સુધી તેને વિદેહમુક્તિ મળતાં વિલંબ થાય છે. જેવું દેહબંધન જાય છે કે તરતજ તે મુક્તિ પામે છે. તે જે આ અણિમા છે તેરૂપ આ સઘળું જગત્ છે." (૧૪મો ખંડ સમાપ્ત થયો.)

ઉદ્દાલકે શ્વેતકેતુને કહ્યું કે "હે સુપુત્ર! મરવા પડેલા બંધુજનને 'તું મને ઓળખે છે કે, તું મને ઓળખે છે કે?' એમ કહેતાં સગાંઓ ઘેરી વળે છે. જ્યાં સુધી તેની વાણીનો મનમાં, મનનો પ્રાણમાં, પ્રાણનો તેજમાં, અને તેજનો પરમ દેવતામાં (આત્મામાં) લય થતો નથી, ત્યાં સુધી તે સગાંઓને ઓળખે છે. જ્યારે એ માણસની વાણીનો મનમાં, મનનો પ્રાણમાં, પ્રાણનો તેજમાં, અને તેજનો પરમ દેવતામાં લય થાય છે, ત્યારે તે સગાંઓને ઓળખતો નથી. તે જે આ અણિમા છે, તેરૂપ આ સઘળું છે". (૧૫મા ખંડ સમાપ્ત થયો.)

पुरुषꣳ सोम्योत हस्तगृहीतमानयन्त्यपहार्षीत्स्तेयमकार्षीत्परशुमस्मै तपतेति स यदि तस्य कर्ता भवति तत एवानृतमात्मानं कुरुते सोऽनृताभिसन्धोऽनृतेनात्मानमन्तर्धाय परशुं तप्तं प्रतिगृह्णाति स दह्यतेऽथ हन्यते । अथ यदि तस्याकर्ता भवति तत एव सत्यमात्मानं कुरुते सत्याभिसन्धः सत्येनात्मानमन्तर्धाय परशुं तप्तं प्रतिगृह्णाति स न दह्यतेऽथ मुच्यते ।
स यथा तत्र नादाह्येतैतदात्म्यमिदं सर्वं तत्सत्यं स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति तद्धास्य विजज्ञाविति विजज्ञाविति ॥ इति षोडशः खण्डः ॥

---

ઉદ્દાલકે શ્વેતકેતુને કહ્યું કે "હે સુપુત્ર! કોઇ પુરૂષે સ્ત્રી વગેરેનું અપહરણ કર્યું તથા ચોરી કરી, તેથી તેને હાથમાં પકડી માણસો લાવે છે, અને કહે છે કે 'આને માટે કોહાડો તપાવો.' જો તે અપરાધનો કરનાર હોય છે તો તેથી તે પોતાના આત્માને જુઠ્ઠો કરે છે. તે ખોટા ઉદ્દેશવાળો અસત્યથી પોતાને ઢાંકી તપેલો કોહાડો હાથમાં લે છે, તે દાઝી જાય છે, અને ત્યાર પછી તેને હણવામાં આવે છે. જો તે અપરાધનો કરનાર હોતો નથી, તો તેથીજ તે પોતાના આત્માને સાચો કરે છે. તે સાચા ઉદ્દેશવાળો સત્યથી પોતાને ઢાંકી તપેલો કોહાડો હાથમાં લે છે, તે દાઝતો નથી, અને ત્યાર પછી તેને છૂટો કરવામાં આવે છે. ત્યાં જે પ્રકારે તેને દઝાડવામાં ન આવ્યો તે પ્રકારરૂપ આ સઘળું છે. તે સત્ય છે, તે આત્મા છે. હે શ્વેતકેતુ, તે તું છો." આ બાબતના તે તત્ત્વને શ્વેતકેતુએ જાણ્યું, શ્વેતકેતુએ જાણ્યું. (૧૬મો ખંડ સમાપ્ત થયો.)

अथर्ववेदीयम् "अयमात्मा ब्रह्म" इति महावाक्यम् । अत्र च 'अयम्' इति पदेन स्वप्रकाशत्वेनापरोक्षत्वमभिमतम् । 'आत्मा' इति पदेन च देहेन्द्रियमनःप्राणाहंकारान्तानां साक्षितयान्तर आत्मा गृह्यते । ब्रह्मशब्देन सर्वस्य मिथ्याभूतस्याकाशादेरधिष्ठानस्वरूपेण स्थितं सर्वव्यापकं परमं ब्रह्माभिधीयते । यत्र चेदं वाक्यं तत्रत्यग्रन्थश्चेत्थम्--"सर्वं ह्येतद् ब्रह्मायमात्मा ब्रह्म सोऽयमात्मेत्यादि"

"सत्यं ज्ञानमनन्तं ब्रह्म" इति तैत्तिरीयमहावाक्येनापि ब्रह्मावगतिर्बोध्या । एतस्य व्याख्यानं तु पूर्वस्वरूपलक्षणकथनप्रस्ताव उक्तम् ।

---

અથર્વવેદનું **'अयमात्मा ब्रह्म** ( આ આત્મા બ્રહ્મ છે )' આ મહાવાક્ય છે. અહિં **'अयम्'** એ પદથી સ્વયંપ્રકાશપણાથી અપરોક્ષપણું સ્વીકારેલું છે, **'आत्मा'** એ પદથી દેહ, ઇંદ્રિય, મન, પ્રાણ તથા અહંકાર પર્યંતના પદાર્થોના સાક્ષીપણાથી અંદર રહેલા આત્માનું ગ્રહણ કરવામાં આવે છે. **'ब्रह्म'** એ પદથી સર્વ મિથ્યાભૂત આકાશ વગેરેના અધિષ્ઠાનસ્વરૂપે રહેલું સર્વવ્યાપક પરબ્રહ્મ કહેવામાં આવે છે. જ્યાં આ વાક્ય છે ત્યાંનો ગ્રંથ આ પ્રમાણે છેઃ—**सर्वं**......(આ સઘળું બ્રહ્મ છે), **अयमात्मा**...(આ આત્મા બ્રહ્મ છે), **सोऽय**......(તે આ આત્મા છે ઇત્યાદિ).

**सत्यं**......(બ્રહ્મ સત્યરૂપ, જ્ઞાનરૂપ, તથા અનંત છે) એ તૈત્તિરીય ઉપનિષદ્‌ના મહાવાક્યથી પણ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ જાણવી. આ વાક્યનું વ્યાખ્યાન તો બ્રહ્મના પહેલા સ્વરૂપલક્ષણના કથનના પ્રકરણમાં કહ્યું છે.

ननु महावाक्यजन्यं ब्रह्मापारोक्ष्यमिति भवताङ्गीक्रियते तन्न युक्तं सर्वत्र शब्दस्य परोक्षज्ञानजनकत्वदर्शनात् । शब्दस्यापरोक्षज्ञानजनकत्वं कुत्रापि न दृष्टं न श्रुतं चेति चेदुच्यते । यथा लोके देवदत्तादिचक्षुः स्वत एव स्वकीयपरकीयप्रतिबिम्बानुभवजननासमर्थमपि प्रतिबिम्बग्राहकदर्पणाद्यनुगृहीतं सत्प्रतिबिम्बानुभवमुत्पादयति यथा वा पूर्वमीमांसादिशास्त्रानुज्ञापिताग्न्याधानादिजन्यसंस्काररहिताग्न्यधिकरणको होमो नापूर्वं जनयति किंतु शास्त्रीयसंस्कारविशिष्टाग्न्यधिकरणकहोम एवापूर्वमुत्पादयति । तथैव प्रकृतेऽपि न केवलः शब्दो वस्तुसाक्षात्कारे करणं किंतु प्रकृतवस्तुबोधकशास्त्रश्रवण-

(પૂ૦) " મહાવાકયથી બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થાય છે, એ તમે સ્વીકારો છો એ યોગ્ય નથી; કારણ કે સર્વ સ્થળે શબ્દનું પરોક્ષ જ્ઞાનને ઉત્પન્ન કરનારપણું જોવામાં આવે છે. શબ્દનું અપરોક્ષ જ્ઞાનને ઉત્પન્ન કરનારપણું ક્યાંય પણ જોવામાં કે સાંભળવામાં આવ્યું નથી" એમ જો કહેવામાં આવે (ઉ૦) તો ઉત્તર આપવામાં આવે છે કે જેમ લોકમાં દેવદત્ત વગેરેનું નેત્ર પોતાની મેળેજ પોતાના તથા પારકા પ્રતિબિંબનો અનુભવ કરાવવા સમર્થ નથી, પરંતુ પ્રતિબિંબનું ગ્રહણ કરનાર આરસી વગેરેની મદદવાળું થઇ પ્રતિબિંબનો અનુભવ કરાવે છે, અથવા તો પૂર્વમીમાંસા વગેરે શાસ્ત્રોએ અનુજ્ઞા આપેલા અગ્ન્યાધાન વગેરેથી ઉત્પન્ન થયેલા સંસ્કારથી રહિત અગ્નિમાં કરેલો હોમ અપૂર્વ (ધર્મ)ને ઉત્પન્ન કરતો નથી, પરંતુ શાસ્ત્રના સંસ્કારથી યુકત અગ્નિમાં કરેલો હોમજ અપૂર્વને ઉત્પન્ન કરે છે, તેમજ પ્રસ્તુત વિષયમાં પણ કેવળ શબ્દ વસ્તુના સાક્ષાત્કારમાં કરણ નથી, પરંતુ પ્રસ્તુત વસ્તુને સમજાવનાર શાસ્ત્રનાં

मननसहितसादराभ्यासजन्यसंस्कारप्रचयप्राप्तप्रकृतवस्त्वेकाग्रचित्तानुगृहीतः प्रकृतवस्तुविषयकापरोक्षज्ञानं जनयति । तथा च महावाक्यं श्रवणमननादिद्वारा ब्रह्मापरोक्षज्ञानं जनयति । लोकेऽपि "दशमस्त्वमसि" इत्यादौ वाक्यजन्यापरोक्षज्ञानं स्वीक्रियत इति न शब्दजन्यापरोक्षज्ञाने कोऽपि विरोधः । तस्मादधिष्ठानापरोक्षज्ञाने सत्यध्यस्तपदार्थस्य निवृत्तिः । यथा शुक्तिसाक्षात्कारे सति तदध्यस्तं रजतं निवर्तते तथैव तत्त्वमस्यादिमहावाक्येन सर्वप्रपञ्चाधिष्ठानब्रह्मापरोक्षज्ञाने सति तदध्यस्तनिखिलप्रपञ्चः साविद्यो निवर्तत इति सर्वमवदातम् ॥२॥

શ્રવણ તથા મનન સહિત આદરપૂર્વક કરેલા અભ્યાસથી ઉત્પન્ન થયેલા સંસ્કારના ઘણાપણાથી પ્રાપ્ત થયેલું જે પ્રસ્તુત વસ્તુ વિષે એકાગ્ર ચિત્ત તેની મદદવાળો થઇ પ્રસ્તુત વસ્તુના અપરોક્ષ જ્ઞાનને ઉત્પન્ન કરે છે. તે પ્રમાણે મહાવાક્ય શ્રવણ, મનન વગેરે દ્વારા બ્રહ્મના અપરોક્ષ જ્ઞાનને ઉત્પન્ન કરે છે. લોકમાં પણ **दशमस्त्वमसि** (તું દસમો છો) ઇત્યાદિમાં વાક્યથી ઉત્પન્ન થયેલું અપરોક્ષ જ્ઞાન સ્વીકારવામાં આવે છે, તેથી શબ્દથી ઉત્પન્ન થયેલા અપરોક્ષ જ્ઞાનમાં કોઇ પણ વિરોધ નથી. તેથી અધિષ્ઠાનનું અપરોક્ષ જ્ઞાન થતાં અધ્યસ્ત પદાર્થની નિવૃત્તિ થાય છે. જેમ છીપનો સાક્ષાત્કાર (છીપનું પ્રત્યક્ષ જ્ઞાન) થતાં તેમાં અધ્યસ્ત થયેલું રૂપું ટળી જાય છે, તેમજ **तत्त्वमसि** ઇત્યાદિ મહાવાક્યથી સર્વ જગત્‌ના અધિષ્ઠાનભૂત બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થતાં તેમાં અધ્યસ્ત થયેલું સઘળું જગત્ અવિદ્યાસહિત ટળી જાય છે. આ પ્રમાણે સઘળું નિઃશંક થયું છે. ૨

**पुराणो यो देवो निवसति वटेशस्तनुभृतां**
**हृदम्भोजे द्रष्टा विदितमहिमा सौख्यसदनम् ।**
**तमाराध्यं सिद्धैः सुरमनुजसंसेवितपदं**
**नमामि श्रीनाथं भवभयहरं श्रीवटपतिम् ॥३॥**

સંસારના નિયામક, સર્વજ્ઞ, પ્રસિદ્ધ મહિમાવાળા, તથા સુખના ધામ-રૂપ જે અનાદિ દેવ પ્રાણીઓના હૃદયકમળમાં વસે છે, તે સિદ્ધ લોકોએ આરાધના કરવા યોગ્ય, અને દેવ તેમજ મનુષ્યોથી સારી રીતે સેવાયેલ ચરણકમળવાળા તથા સંસારરૂપ ભયને હરનારા લક્ષ્મીના પતિ શ્રીવટપતિ નારાયણ ભગવાનને પ્રણામ કરૂં છું. ૩

टीका ।

**पुराणो यो देव इति ।** यो देवो वटपतिः पुराणः सृष्ट्युत्पत्तेः प्राग्विद्यमानत्वेनानादिरित्यर्थः । अत्र च "सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्" "आत्मा वा इदमेक एवाग्र आसीत् । नान्यत्किंचन मिषत्" इत्यादिश्रुतिरेव मानम् । **निवसति वटेशस्तनुभृतां हृदम्भोजे इति ।** कारुण्यैकाधिवासो वटेशो वटनाथस्तनुभृतां देहवतां प्राणिनां हृदम्भोजे

---

ટીકા.

**पुराणो यो देव इति**—જે સંસારના નિયામક દેવ પુરાણ છે, એટલે સૃષ્ટિની ઉત્પત્તિથી પહેલાં વિદ્યમાનપણાને લીધે અનાદિ છે એ એ અર્થ છે. અહિં **सदेव......,आत्मावा......,नान्यत्किंचन मिषत्** (આત્મા સિવાય બીજું કાંઇ પણ ચેતન ન હતું) ઇત્યાદિ શ્રુતિજ આ વિષયમાં પ્રમાણભૂત છે. **निवसति...इति**—કરૂણાના મુખ્ય નિવાસરૂપ વટેશ એટલે વટપતિ **तनुभृताम्**—દેહવાળાં પ્રાણીઓના **हृदम्भोजे**—

हृदयकमलवर्तिदहराकाशे निवसति सर्वान्तर्यामितया तिष्ठति। अत्र च मानम्—अथ यदिदमस्मिन्ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन्नन्तराकाशस्तस्मिन्यदन्तस्तदन्वेष्टव्यं तद्वाव विजिज्ञासितव्यम् (छां० ८। १। १) इति। "स य एषोऽन्तर्हृदय आकाशस्तस्मिन्नयं पुरुषः" (तैत्तिरीय० शिक्षावल्ली अनु० ६) इति। "आविः संनिहितं गुहाचरं नाम महत्पदमत्रैतत्समर्पितम्" (मुण्डकोपनिषदि मु० २ द्वितीयः खण्डः) इति। 'तस्मै स होवाच इहैवान्तःशरीरे सोम्य स पुरुषो यस्मिन्नेताः षोडश कलाः प्रभवन्ति (प्रश्नोपनिषदि षष्ठप्रश्ने) इति। 'अङ्गुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये संनिविष्टः' (कठ० षष्ठव-

હૃદયકમલમાં રહેનારા દહરાકાશમાં **निवसति**—સર્વના અંતર્યામીપણાથી રહે છે. આ વિષયમાં **अथ यदिद**...(આ બ્રહ્મના પુરમાં—શરીરમાં જે આ દહર એટલે હૃદયકમલરૂપ ઘર છે તેમાં દહર એટલે અંદરનું આકાશ છે, તેની અંદર જે છે તેને શોધવું જોઇએ, અને તેને જાણવું જોઇએ. **स य**...(તે જે આ હૃદય વિષે આકાશ છે તેમાં આ પુરૂષ છે), **आवि**...(પ્રકટ અને નજીક એવું હૃદયાકાશમાં રહેલું મહાન્ સ્થાન છે. એમાં આ જગત્ અધ્યસ્ત છે), **तस्मै**...(તેણે તેને કહ્યું કે હે સુપુત્ર! અહિંજ શરીરની અંદર તે પુરૂષ છે, જેમાં આ સોળ કળા[1] ઉત્પન્ન થાય છે), **अङ्गुष्ठमात्रः**...(અંગૂઠા જેવડો પ્રત્યક્ ચૈતન્યરૂપ અંતરાત્મા સદા લોકોના હૃદયમાં રહેલો છે), **अङ्गुष्ठमात्रः**...(ભૂત અને

૧ પ્રાણ, શ્રદ્ધા, આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, ઇન્દ્રિય, મન, અન્ન, વીર્ય, તપ, મંત્ર, કર્મ, લોક અને નામ.

ल्ल्याम्)इति। 'अङ्गुष्ठमात्रः पुरुषो मध्य आत्मनि तिष्ठति ईशानो भूतभव्यस्य न ततो विजुगुप्सते' ( कठ० चतुर्थवल्ल्यां १२ ) इति । 'यो विज्ञाने तिष्ठन्विज्ञानादन्तरो यं विज्ञानं न वेद यस्य विज्ञानं शरीरं यो विज्ञानमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः' (बृहदारण्यकोपनिषदि अ० ३ सप्तमेऽन्तर्यामिब्राह्मणे ) इति च । भगवता श्रीकृष्णेन गीतायामप्युक्तम्—ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति । भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया (अ० १८ श्लो० ६१) इति । द्रष्टेति । साक्षीति प्रसिद्धोऽत एव विदितमहिमेति । सर्वसाक्षित्वेन जाग्रत्स्वप्नसुषुप्तिषु सर्वविषयप्रकाशकत्वेन विदितः श्रुतिस्मृतिप्रसिद्धो महिमा यस्य स विदितमहिमा ।

---

ભવિષ્ય વસ્તુઓનો નિયામક અંગૂઠા જેવડો પ્રત્યક્ ચૈતન્યરૂપ આત્મા શરીરની અંદર રહે છે, પરંતુ તે ઉપર અરૂચિ ધરતો નથી) અને **यो विज्ञाने**...(જે વિજ્ઞાનમાં-બુદ્ધિમાં રહે છે, જે વિજ્ઞાનના કરતાં પ્રત્યક્ છે, જેને વિજ્ઞાન જાણતું નથી, જેનું વિજ્ઞાન શરીર છે, જે અંદર રહી વિજ્ઞાનને નિયમમાં રાખે છે તે અંતર્યામી તથા અવિનાશી તારો આત્મા છે) એ શ્રુતિઓ પ્રમાણભૂત છે. શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં પણ કહ્યું છે કે હે અર્જુન! સર્વ પ્રાણીઓને, જાણે યંત્ર ઉપર ચઢયાં હોય તેમ માયાથી ભમાવતો ઇશ્વર સર્વ પ્રાણીઓના હૃદયમાં રહે છે. **द्रष्टेति**—'સાક્ષી' એવી રીતે પ્રસિદ્ધ, આથીજ **विदितमहिमेति**—જાગ્રત, સ્વપ્ન, તથા સુષુપ્તિમાં સર્વના સાક્ષીપણાથી એટલે સર્વ વિષયોના પ્રકાશકપણાથી જાણેલો અર્થાત્ શ્રુતિ તથા સ્મૃતિમાં પ્રસિદ્ધ છે મહિમા જેનો એવો તે **विदितमहिमा**.

ननु कोऽयं साक्षी योऽन्तर्यामित्वेन व्यवह्रियते? इति चेदत्रोच्यते। अन्तःकरणोपाध्युपहितचैतन्यं साक्षीति प्रोच्यते। उपाधित्वं च कार्यानन्वयित्वे सति व्यावर्तकत्वे सति कार्यान्वयकालविद्यमानत्वम्। यथा लोहितं स्फटिकमानयेत्यादौ स्फटिकसंनिहितस्य जपाकुसुमस्योपाधित्वम्। अत्र च जपाकुसुमस्यानयनलक्षणकार्यान्वयाभावात्स्फटिकान्तरव्यावर्तकत्वादानयनान्वयकाले विद्यमानत्वाच्चोपाधिलक्षणसमन्वयः। नैल्यादावतिव्याप्तिवारणाय प्रथमं सत्यन्तं विशेषणम्। काकवद्गृहं प्रविशेत्यत्र देवदत्तप्रवेशरूपकार्यान्वयकाले यदि देव-

(૫૯) 'જેનો અંતર્યામીપણાથી વ્યવહાર કરવામાં આવે છે તે આ સાક્ષી કોણ છે?' એમ જો શંકા કરવામાં આવે (૬૦) તો અહિં તેનો પ્રત્યુત્તર આપવામાં આવે છેઃ—અંતઃકરણરૂપ ઉપાધિવાળું ચૈતન્ય 'સાક્ષી' કહેવાય છે. ઉપાધિત્વ—ઉપાધિપણું એ કાર્યમાં અન્વય પામનારપણું નહિ હોતાં તથા વ્યાવર્તક (બીજાથી વ્યાવૃત્તિ કરનાર—જુદું પાડનાર)—પણું હોતાં કાર્યમાં અન્વય પામવાના સમયમાં વિદ્યમાનપણું છે. જેમકેઃ—'લાલ સ્ફટિક લાવ' ઇત્યાદિ સ્થળે સ્ફટિકની પાસે રહેલા જાસૂદના પુષ્પનું ઉપાધિપણું છે. અહિં જાસૂદના પુષ્પનો લાવવારૂપ કાર્યમાં અન્વય નહિ હોવાથી, તેનું બીજા સ્ફટિકથી જુદા પાડનારપણું હોવાથી તથા તેનું લાવવારૂપ કાર્ય વિષે સ્ફટિકનો સંબંધ થવાના સમયમાં વિદ્યમાનપણું હોવાથી ઉપાધિના લક્ષણનો સમન્વય થાય છે. **नीलोत्पलमानय** (શ્યામ કમળ લાવ) ઇત્યાદિ સ્થળમાં નીલપણા વગેરેમાં અતિવ્યાપ્તિના વારણ માટે **कार्यानन्वयित्वे सति** એ પહેલું **सति** છે અંતમાં જેને એવું વિશેષણ છે. **काकवद्गृहं प्रविश** (કાગડાવાળા

योगादुपलक्षणभूतकाकस्यान्यत्रगमनं, काकान्तरस्य तद्गृह आगमनं तदा तत्रागतकाकस्य पूर्वस्थितकाकवद् व्यावर्तकत्वं नास्ति। तदा चागतकाके प्रवेशानन्वयिन्युपाधित्वरहितेऽपि तत्रातिव्याप्तिवारणाय द्वितीयं सत्यन्तम्। उक्तस्थल एवोपलक्षणीभूतकाकेऽतिव्याप्तिवारणाय विशेष्यदलम्। यथा काकवद्गृहं प्रविशेत्यत्र प्रवेशरूपकार्यान्वयकाले दैवयोगादुपलक्षणीभूतकाकस्यान्यत्र गमने सति तत्रातिव्याप्तिस्तस्य कार्यानन्वयित्वे सति व्यावर्तकत्वात्। तदतिव्याप्तिवारणाय विशेष्यदलम्। एवं स्वनिष्ठधर्मासञ्ज्ञकत्वरूपमपि लक्षणान्तरम्। विशेषणत्वं च कार्या-

ઘરમાં પ્રવેશ કર) એ સ્થળે દેવદત્તના ઘરમાં પ્રવેશરૂપ કાર્યના સંબંધના સમયમાં જો દૈવયોગથી ઉપલક્ષણરૂપ કાગડાનું બીજે જવું થાય અને બીજા કાગડાનું તે ઘરપર આવવાનું થાય તો ત્યારે ત્યાં નવા આવેલા કાગડાનું પહેલાં રહેલા કાગડાની પેઠે ઘરની વ્યાવૃત્તિ કરનારપણું નથી. ત્યારે પ્રવેશમાં અન્વય–સંબંધ નહિ પામતા અને ઉપાધિપણાથી રહિત એવા પણ આવેલા તે કાગડામાં અતિવ્યાપ્તિના વારણ માટે **व्यावर्तकत्वे सति** એ બીજું **सति** છે અંતમાં જેને એવું વિશેષણ છે. કહેલા સ્થળમાંજ ઉપલક્ષણરૂપ પહેલા કાગડામાં અતિવ્યાપ્તિના વારણ માટે **कार्यान्वयकालविद्यमानत्वम्** એ વિશેષ્ય અંશ છે. જેમકેઃ—**काकवद्गृहं प्रविश** એ સ્થળે પ્રવેશરૂપ કાર્યમાં સંબંધ પામવાના સમયમાં દૈવયોગથી ઉપલક્ષણરૂપ કાગડાનું બીજે જવું થતાં ત્યાં અતિવ્યાપ્તિ થાય છે, કારણ કે તેનું કાર્યમાં સંબંધ પામનારપણું નહિ હોતાં વ્યાવૃત્તિ કરનારપણું છે. અતિવ્યાપ્તિના વારણ માટે

न्वयित्वे सति व्यावर्तकत्वम् । नीलोत्पलमानयेत्यादौ समन्वयो बोध्यः । साक्षी चाविद्यानावृतः सन्सुषुप्त्यादावज्ञानादीन्प्रकाशयति ।

ननु चैतन्यमात्रावरकेणाज्ञानेन कथं साक्षी नावृतो येन सुषुप्तावविद्याभानं जायत इति चेदत्रेदं समाधानम् । यथा राहुणा सर्वात्मनावृतं चन्द्रमण्डलमन्यमप्रकाशयद्राहुं प्रकाशयति, तथैव सुषुप्तौ साक्षी अविद्यां प्रकाशयति । अविद्यान्तःकरणतद्धर्मावभासकं साक्षिचैतन्यं विहायैवाज्ञानं चैतन्यमावृणोतीत्यनुभवानुसारेण कल्पनान्न कश्चिद्दोषः ।

---

વિશેષ્ય અંશ છે. એ પ્રમાણે પોતામાં રહેલા ધર્મોને બીજામાં લાગુ પાડનારપણું એ પણ ઉપાધિનું બીજું લક્ષણ છે. વિશેષણપણું એ કાર્યમાં સંબંધ પામનારપણું હોતાં વ્યાવૃત્તિ કરનારપણું છે. **नीलोत्पलमानय** ઇત્યાદિ સ્થળમાં વિશેષણના આ લક્ષણનો સમન્વય જાણી લેવો. સાક્ષી અવિદ્યાથી આવરણ નહિ પામી સુષુપ્તિ વગેરેમાં અજ્ઞાન વગેરેનો પ્રકાશ કરે છે.

(પૂ૦) 'જેથી સુષુપ્તિમાં અવિદ્યાનું ભાન થાય છે તે સાક્ષીનું, સંપૂર્ણ ચૈતન્યનું આવરણ કરનારા અજ્ઞાનથી કેમ આવરણ થતું નથી ?' એવી જો શંકા કરવામાં આવે તો અહિં આ સમાધાન છેઃ–(ઉ૦) જેમ રાહુથી સંપૂર્ણ આવરણ પામેલું ચંદ્રમંડળ બીજાનો પ્રકાશ નહિ કરતું રાહુનો પ્રકાશ કરે છે, તેમજ સુષુપ્તિમાં સાક્ષી અવિદ્યાનો પ્રકાશ કરે છે. અવિદ્યા, અંતઃકરણ, અને તેના ધર્મોના પ્રકાશક સાક્ષિચૈતન્યને છોડીનેજ અજ્ઞાન ચૈતન્યનું આવરણ કરે છે. અનુભવને અનુસારે કલ્પના કરવાથી કોઇ પણ દોષ નથી.

**सौख्यसदनमिति ।** सुखमेव सौख्यं तस्य सदनमधिकरणमिति यावत् । ननु भवन्मते चैतन्यस्य सुखरूपत्वात्कथं सुखाधिकरणमिति चेदत्र सोपाधिके ब्रह्मणि सर्वं संभविष्यति, यद्वा राहोः शिरः, पुरुषस्य चैतन्यमित्यादावित्राभेदे षष्ठी बोध्या । **तमाराध्यं सिद्धैरिति ।** सिद्धैः कपिलाद्यैराराधनीयमुपासनीयम् । **सुरमनुजसंसेवितपदं** सुरैरिन्द्रादिभिर्मनुजैश्च कल्याणकाङ्क्षिभिः संसेविते पदे चरणकमले यस्य तं श्रीनाथमित्यादि प्राग्वत् ॥ ३ ॥

---

**सौख्यसदनमिति**—સુખ એજ સૌખ્ય છે. તેનું સદન અર્થાત્ અધિકરણ. (પૂ૦) 'તમારા મતમાં (અદ્વૈત મતમાં) ચૈતન્યનું સુખસ્વરૂપપણું હોવાને લીધે ચૈતન્ય સુખનું અધિકરણ કેમ હોય?' એવી જો શંકા કરવામાં આવે (ઉ૦) તો અહિં ઉપાધિવાળા બ્રહ્મમાં સઘળું સંભવશે. અથવા 'રાહુનું મસ્તક, પુરુષનું ચૈતન્ય' ઇત્યાદિ સ્થળે જેમ, તેમ અહિં અભેદમાં ષષ્ઠી જાણવી. **तमाराध्यं सिद्धैरिति**—કપિલ વગેરે સિદ્ધ લોકોએ આરાધના કરવા યોગ્ય અર્થાત્ ઉપાસના કરવા યોગ્ય. **सुरमनुजसंसेवितपदम्**—ઇંદ્ર વગેરે દેવતાઓએ તથા કલ્યાણની ઇચ્છા રાખનારા મનુષ્યોએ સારી રીતે સેવેલ છે ચરણકમલ જેના એવા લક્ષ્મીના પતિ ઇત્યાદિ પહેલાંની પેઠે સમજી લેવું, અર્થાત્ 'લક્ષ્મીના પતિ શ્રીવટપતિ નારાયણ ભગવાનને પ્રણામ કરૂં છું.' એવા અર્થનું આગળની પેઠે અનુસંધાન કરી લેવું. ૩

महामोहागारेऽतिविपदि भवाब्धौ निपतितो
न पश्यामि त्वत्तोऽन्यदिह शरणं मे सुखकरम् ।
दयासिन्धो मामुद्धर सपदि तस्माच्छरणदं
नमामि श्रीनाथं भवभयहरं श्रीवटपतिम् ॥४॥

મોટા મોહના નિવાસસ્થાનરૂપ અને અતિ વિપત્તિવાળા આ સંસારરૂપ સાગરમાં પડેલો હું, મને સુખ આપનારા આપ સિવાય બીજા શરણને જોતો નથી; માટે હે દયાના સાગર, તે સંસારરૂપ સાગરમાંથી મારો તરત ઉદ્ધાર કરો. હું સંસારરૂપ ભયને હરનારા લક્ષ્મીના પતિ શ્રીવટપતિ નારાયણ ભગવાનને પ્રણામ કરૂં છું. ૪

टीका ।

**महामोहागार इति** । महान्मोहो महामोहस्तस्यागार आस्पदे। मुह वैचित्ये वैचित्यमविवेक इत्यविवेकार्थकमुहधातोर्घञि निष्पन्नो मोहशब्दो विवेकाभावमाचष्टे। विवेकाभावश्च नित्यानित्यात्मानात्मवस्तुनोरसंकीर्णेन तात्त्विकस्वरूपेणापरिज्ञानम् । अनित्ये नित्यबुद्धिरशुचौ शुचिबुद्धिर्दुःखे सुखबुद्धिरनात्मन्यात्मबुद्धिः । यथोक्तं भगवता पतञ्जलिना योग-

---

ટીકા.

**महामोहागारे इति**—મોટો મોહ એ મહામોહ તેના ઘરરૂપ અર્થાત્ સ્થાનરૂપ. **मुह्** ધાતુનો વૈચિત્ય એ અર્થ છે. વૈચિત્ય એટલે અવિવેક. એ પ્રમાણે અવિવેકરૂપ અર્થવાળા **मुह्** ધાતુથી **घञ्** પ્રત્યય થતાં ઉત્પન્ન થયેલો મોહશબ્દ વિવેકના અભાવને કહે છે. વિવેકનો અભાવ એટલે નિત્ય તથા અનિત્ય એવી આત્મવસ્તુ તથા અનાત્મવસ્તુને પૃથકપણાથી યથાર્થ સ્વરૂપે ન જાણવી. જેમકે ભગવાન્ પતં-

सूत्रे "अनित्याशुचिदुःखानात्मसु नित्यशुचिसुखात्मख्यातिरविद्या" इति । तद्भाष्यकृता भगवता व्यासेन चेत्थं व्याख्यातम्—अनित्ये कार्ये नित्यख्यातिः । तद्यथा ध्रुवा पृथिवी ध्रुवा सचन्द्रतारका द्यौः । अमृता दिवौकस इति तथाऽशुचौ परमबीभत्से काये, "स्थानाद् बीजादुपष्टम्भान्निःस्यन्दान्निधनादपि । कायमाधेयशौचत्वात्पण्डिता ह्यशुचिं विदुः ॥" इत्यशुचौ शुचिख्यातिर्दृश्यते । नवेव शशाङ्कलेखा कमनीयेयं कन्या मध्वमृतावयवनिर्मितेव चन्द्रं भित्त्वा निःसृतेव ज्ञायते । नीलोत्पल-

જલિએ યોગસૂત્રમાં કહ્યું છે કે **अनित्या......रविद्या** ( અનિત્ય, અપવિત્ર. દુઃખાત્મક તથા અનાત્મભૂત પદાર્થોને નિત્ય, પવિત્ર, સુખાત્મક તથા આત્મભૂત માનવા એ અવિદ્યા છે). તેપર ભાષ્યકાર ભગવાન્ વ્યાસે આ પ્રમાણે વ્યાખ્યાન કર્યું છે કે અનિત્ય એટલે ઉત્પન્ન થતા પદાર્થમાં નિત્યપણાનું જ્ઞાન થાય છે. જેમકે પૃથ્વી, આકાશ, તથા દેવતાઓ ઉત્પન્ન થતાં છતાં પણ પૃથ્વી નિશ્ચળ છે, ચંદ્ર અને તારાઓ સહિત આકાશ નિશ્ચળ છે, અને દેવતાઓ અમર છે, એવું જ્ઞાન થાય છે. તેજ પ્રમાણે અપવિત્ર એટલે અત્યંત સૂગ ઉપજાવે એવા અર્થાત્ 'સ્થાનથી (ગર્ભાશયથી), બીજથી (વીર્ય તથા રજથી), ઉપષ્ટંભથી (વાત, પિત્ત તથા કફના ટેકાથી), નિઃસ્યંદથી (પસીના વગેરેના નીકળવાથી), મરણથી અને પવિત્રપણું દાખલ કરવા યોગ્યપણું હોવાથી પંડિતો શરીરને અપવિત્ર જાણે છે' એ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે અપવિત્ર એવા શરીરમાં પવિત્રપણાનું જ્ઞાન થતું જેવામાં આવે છે. નવીન ચંદ્રકળા જેવી સુંદર આ કન્યા મધ તથા અમૃતના અવયવોથી જાણે બનાવી હોય તથા ચંદ્રને ભેદી નીકળી હોય એવી જણાય છે. નીલ કમલપત્રની

**पत्रायताक्षी हावगर्भाभ्यां लोचनाभ्यां जीवलोकमाश्वासयन्तीवेति कस्य केनाभिसंबन्धः । भवति चैवमशुचौ शुचिविपर्यासप्रत्यय इति । एतेनापुण्ये पुण्यप्रत्ययस्तथैवानर्थे चार्थप्रत्ययो व्याख्यातः । तथा दुःखे सुखख्यातिं वक्ष्यति " परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिनः " इति ।**

એકે વિસ્તીર્ણ આંખોવાળી તે જાણે હાવગર્ભિત નેત્રોથી જીવલોકનું આશ્વાસન કરતી હોય એમ દીસે છે, આવી રીતે કોનો કોની સાથે સંબંધ છે? કોઇનો કોઇની સાથે સંબંધ નથી. એ પ્રમાણે અપવિત્રમાં પવિત્રપણાનું વિરૂદ્ધ જ્ઞાન થાય છે. આથી અપુણ્યમાં પુણ્યપણાના જ્ઞાનનું, તેમજ અનર્થમાં અર્થપણાના જ્ઞાનનું વ્યાખ્યાન થઇ જાય છે. તે પ્રમાણે દુઃખમાં સુખપણાના જ્ઞાનને **परिणाम......विवेकिनः**[1] એવી રીતે ભગ-

[1] ક્લેશ વગેરેના સ્વરૂપને જાણનાર વિવેકી પુરૂષને પરિણામ, તાપ અને સંસ્કારરૂપ દુઃખોથી તથા સત્ત્વ, રજસ્ તથા તમસ્ એ ગુણો પરસ્પરથી વિરૂદ્ધ સ્વભાવવાળા હોવાથી, સર્વ વિષયસુખ દુઃખરૂપજ પ્રતીત થાય છે

**परिणामतापसंस्कारदुःखैः** એથી ભૂત, વર્તમાન તથા ભવિષ્ય કાળમાં પણ દુઃખથી યુક્ત હોવાને લીધે વિષયસુખનું દુઃખરૂપપણું કહ્યું છે. પરિણામ, તાપ અને સંસ્કાર એઓરૂપજ જે દુઃખો, તેઓથી એ અર્થ છે. સઘળો પણ સુખનો અનુભવ રાગથી યુક્તજ છે. રાગજ પ્રથમ પ્રકટ થઇ વિષયોની પ્રાપ્તિથી સુખરૂપે પરિણામ પામે છે. તે રાગ ક્ષણે ક્ષણે વધતો હોવાને લીધે, તેના પોતાના વિષયની અપ્રાપ્તિને લીધે થતા દુઃખનો પરિહાર ન કરી શકાય એમ હોવાથી તેનું દુઃખરૂપપણુંજ છે. ભોગોમાં તૃપ્તપણાને લીધે ઇંદ્રિયોની જે શાંતિ તે સુખ છે. ચંચળતાને લીધે ઇંદ્રિયોની જે અશાંતિ તે દુઃખ છે. વારંવાર વિષયોનો ઉપભોગ

तत्र सुखख्यातिरविद्या। तथाऽनात्मन्यात्मख्यातिर्बाह्योपकरणेषु चेतनाचेतनेषु भोगाधिष्ठाने वा शरीरे पुरुषोपकरणे वा मनस्यनात्मन्यात्मख्यातिरिति। तथैतदत्रोक्तम्—"व्यक्तमव्यक्तं वा सत्त्वमात्मत्वेनाभिमतीत्य तस्य संपदमनुनन्दत्यात्मसंपदं मन्वा-

વાન્ પતંજલિ કહેશે. તે દુઃખમાં સુખપણાનું જ્ઞાન એ અવિદ્યા છે. તે પ્રમાણે અનાત્મામાં આત્માપણાની ખ્યાતિ એટલે ચેતન તથા અચેતન બહારનાં સાધનોમાં, અથવા ભોગના અધિષ્ઠાનભૂત શરીરમાં, અથવા પુરુષના સાધનરૂપ અનાત્મભૂત મનમાં આત્માપણાનું જ્ઞાન. તે પ્રમાણે અહિં યોગસૂત્રમાં આમ કહ્યું છે કે **व्यक्तमव्यक्तं वा**......(ઇંદ્રિયગોચર કે ઇંદ્રિયાગોચર પદાર્થને આત્માપણાથી માની લઇ જે પુરૂષો તેની સંપત્તિને પોતાની સંપત્તિ જાણતાં હર્ષ પામે છે, અને તેની વિપત્તિને

કરવાથી ઇંદ્રિયોનું તૃષ્ણાથી રહિતપણું કરી શકાય એમ નથી, કારણ કે ભોગના અભ્યાસથી વિષયોપરના પ્રેમો વધે છે, અને ઇંદ્રિયોનાં વિષયો ગ્રહણ કરવાનાં સામર્થ્યો વધે છે. આ વિષયમાં **न जातु कामः कामानामुपभोगेन शाम्यति। हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते॥** (વિષયતૃષ્ણા વિષયોના ઉપભોગથી શાંત થતી નથી, પરંતુ તે તેથી, અગ્નિથી ઘીની પેઠે અત્યંત વૃદ્ધિ પામે છે) એ મનુસ્મૃતિનું વચન ( અ. ૨. શ્લો. ૯૪ ) પ્રમાણભૂત છે. તેથી દુઃખાત્મક રાગના પરિણામપણાને લીધે વિષયસુખ પણ દુઃખજ છે, કારણ કે કાર્યનો અને કારણનો અભેદ છે. આ પ્રમાણે વિષયસુખનું પરિણામે દુઃખપણું છે; તથા મનુષ્ય સુખના અનુભવના સમયમાં તેથી પ્રતિકૂળ દુઃખનાં સાધનોનો દ્વેષ કરે છે, તેમજ પ્રાણીઓને પીડ્યા વગર ઉપભોગ સંભવતો નથી, તેથી પ્રાણીઓની હિંસા કરે છે. 'સઘળાં દુઃખનાં સાધનો મને પ્રાપ્ત ન થાઓ' એવી જાતનો સંકલ્પ દ્વેષ છે. તે સઘળાં દુઃખનાં સાધનોનો

नस्तस्य व्यापदमनु शोचत्यात्मव्यापदं मन्वानः स सर्वोऽप्रतिबुद्धः" इति । सोऽयं मोहस्तस्य प्रकर्षश्च महच्छब्देनोच्यते । महत्त्वं च मोहस्यैतादृशं यत्प्रत्यक्षानुमानागमैर्विदित्वापि विषयभोगाणां क्षयिष्णुतां परिणामे दुःखजनकतां च तत्र गाढासक्तिर्विषयिणाम् । यथोक्तं भर्तृहरिणा—'अजानन्माहात्म्य पततु

પોતાની વિપત્તિ જાણતાં ખેદ પામે છે તેઓ સઘળા અજ્ઞાની છે). તે આ મોહ છે. તેનું અધિકપણું **महत्** શબ્દથી કહેવામાં આવે છે. મોહનું મોટાપણું આવું છે કે વિષયભોગોના ક્ષય પામવાના સ્વભાવવાળાપણાને તથા પરિણામમાં દુઃખને ઉત્પન્ન કરનારપણાને જાણ્યા છતાં પણ તેઓમાં વિષયી મનુષ્યોની ગાઢ ( અત્યંત ) આસક્તિ થાય છે. જેમકે ભર્તૃહરિએ કહ્યું છે કે "દીવાના માહાત્મ્યને નહિ જાણતું પતંગીઉં દીવાના

કોઇ પણ પરિહાર કરી શકતો નથી. આથી સુખના અનુભવના સમયમાં પણ તેના વિરોધી ( દુઃખનાં સાધન ) પ્રત્યે દ્વેષ સર્વદા રહે છે, તેથી તાપનું દુઃખ મુશ્કેલીથી ટાળી શકાય એવુંજ છે. તાપ એ દ્વેષજ છે. આ પ્રમાણે દુઃખનાં સાધનોનો પરિહાર કરવામાં અશક્ત પુરૂષ મોહ પામે છે. આવી રીતે મોહના દુઃખપણાનું પણ વ્યાખ્યાન કરી લેવું. તે પ્રમાણે યોગભાષ્યકારે કહ્યું છે કે **सर्वस्य द्वेषानुविद्धश्चेतनाचेतनसाधनाधीनस्तापानुभव इति** ( સર્વને દ્વેષથી યુક્ત તથા ચેતન અને અચેતન સાધનોને આધીન તાપનો અનુભવ હોય છે). ત્યાં દ્વેષથી ઉત્પન્ન થતો કર્મોનો આશય–કર્મોની વાસના છે. સુખનાં સાધનોની માગણી કરતો પુરૂષ શરીરથી, વાણીથી અને મનથી ચેષ્ટા કરે છે, તેથી તે બીજા કોઈ ઉપર અનુગ્રહ કરે છે, અને બીજા કોઇને પીડે છે. એ પ્રમાણે બીજાપર અનુગ્રહ કરવાથી અને તેને પીડવાથી ધર્મ તથા અધર્મને એકઠા કરે છે. તે કર્મોનો આશય લોભથી થતા મોહથી થાય છે, એમ

शलभो दीपदहने स मीनोऽप्यज्ञानाद् बडिशयुतमश्नातु पिशितम्। विजानन्तोऽप्येते वयमिह विपज्जालजटिलान्न मुञ्चामः कामानहह गहनो मोहमहिमा ॥ (वै० श० श्लोक २१) इति । या खलु महामोहनिद्रा शास्त्राचार्यैरुपदेशवाग्डिण्डिमनादैः प्रबोध्यमानानामपि जीवानां न निवर्तते सेह महामोहशब्देनाभिप्रेता । एवंविधमहामोहस्य निवासस्थाने, अतिविपदि अतिशयिता

---

અગ્નિમાં ભલે પડે, અને માંસનું લાલચુ તે માછલું પણ મૂર્ખતાથી કુંઢી (ગલ)થી યુક્ત માંસ ભલે ખાય, પરંતુ આ અમો જાણતાં છતાં પણ આ સંસારમાં વિપત્તિઓના સમૂહથી ઘેરાયેલા એવા પણ વિષયોને છોડતા નથી. અરેરે !! મોહનો (અજ્ઞાનનો) મહિમા ગહન છે." શાસ્ત્રો તથા આચાર્યોથી ઉપદેશોની વાણીરૂપ નગારાના અવાજો વડે સમજાવાતા એવા પણ જીવોની જે મોટી મોહનિદ્રા ટળતી નથી તેનેજ અહિં **'महामोह'** શબ્દથી કહેવા ધારેલ છે. આવા પ્રકારના મહામોહના નિવાસસ્થાનરૂપ અને **अतिविपदि**—અત્યંત છે વિપત્ એટલે દુઃખ જેમાં

---

એ તાપનું દુઃખપણું કહેવાય છે. તેમજ વર્તમાન સુખનો અનુભવ, પોતાના વિનાશના સમયમાં સંસ્કારને ઉત્પન્ન કરે છે, તે સંસ્કાર સુખના સ્મરણને ઉત્પન્ન કરે છે, તે સુખનું સ્મરણ રાગને ઉત્પન્ન કરે છે, તે રાગ મનની, શરીરની તથા વચનની ચેષ્ટાને ઉત્પન્ન કરે છે, તે ચેષ્ટા પુણ્ય તથા અપુણ્ય કર્મોના સમૂહોને ઉત્પન્ન કરે છે, અને તેઓ જન્મ વગેરેને ઉત્પન્ન કરે છે. આવી રીતે સંસ્કારનું દુઃખપણું છે. એ પ્રમાણે તાપના તથા મોહના સંસ્કારોનું પણ વ્યાખ્યાન કરી લેવું. આ પ્રમાણે ત્રણ કાળોમાં પણ દુઃખના સંબંધથી વિષયસુખ દુઃખજ છે, એમ કહી સ્વરૂપથી પણ વિષયસુખના દુઃખપણાને કહે છે:—**गुणवृत्ति-**

विपद् दुःखं यत्र तस्मिन्। तच्च दुःखं त्रिविधमाध्यात्मिकाधिभौतिकाधिदैविकरूपं बोध्यम्। तत्राध्यात्मिकं दुःखं द्विविधं शारीरं मानसं च। तत्र शारीरं वातपित्तश्लेष्मणां प्रकोपजन्यं ज्वरातिसारादि। मानसं च कामक्रोधलोभमोहभयेर्ष्याविषादविषयविशेषादर्शनादि। तत्र काम इष्टविषयाभिलाषः। क्रोधो-

એવા. તે દુઃખ આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિકરૂપે ત્રણ પ્રકારનું છે. ત્યાં આધ્યાત્મિક દુઃખ શારીર તથા માનસ એ બે પ્રકારનું છે. તેમાં વાત, પિત્ત તથા કફના પ્રકોપથી ઉત્પન્ન થયેલું જ્વર તથા અતિસાર વગેરે દુઃખ શારીર છે. કામ, ક્રોધ, લોભ, મોહ, ભય, ઇર્ષ્યા, ખેદ તથા વિષયના વિશેષનું અજ્ઞાન અર્થાત્ સંશય વગેરે દુઃખ માનસ છે. ત્યાં કામ એ મનને ગમતા વિષયની ઇચ્છા છે. ક્રોધ એ અણગમતા

**विरोधाच्च**—સુખ, દુઃખ તથા મોહ એઓરૂપ સત્ત્વ, રજસ્ તથા તમસ્ એ ગુણો પરસ્પરથી વિરૂદ્ધ સ્વભાવવાળા હોવા છતાં પણ તેઓ, જેમ તેલ, દિવેટ અને અગ્નિ દીવાનો આરંભ કરે છે, તેમ પુરૂષના ભોગમાં ઉપયોગી થાય એવાપણાથી ત્રણ ગુણોવાળા એક કાર્યનો આરંભ કરે છે. ત્યાં એકની પ્રધાનતા હોવાથી, અને બીજા ગુણોની ગૌણતા હોવાથી ત્રણ ગુણોવાળા પણ કાર્યનો, કેવળ પ્રધાન ગુણને નામે સાત્વિક, રાજસ તથા તામસ એવી રીતે એક પણ ગુણથી વ્યવહાર કરવામાં આવે છે. ત્યાં સુખના ઉપભોગરૂપ જ્ઞાન પણ, તેનું ઉદ્‌ભૂત સત્ત્વગુણના કાર્યપણું હોવા છતાં પણ અનુદ્‌ભૂત (અપ્રકટ) રજોગુણ તથા તમોગુણ એઓના કાર્યપણું હોવાથી, ત્રિગુણાત્મકજ છે. તેથી તેનું જેમ સુખાત્મકપણું છે, તેમ દુઃખાત્મકપણું અને ખેદાત્મકપણું પણ નક્કી છે, તે કારણથી વિવેકીને સઘળું દુઃખજ છે.

ऽनिष्टविषयद्वेषः । लोभः सत्यपि धने दानेच्छाया अभावः । मोहो हानोपादानविवेचनासामर्थ्यम् । भयमनिष्टदर्शनजन्यस्त्रासः । ईर्ष्या परसंपदुत्कर्षासहिष्णुता । विषादः स्नेहास्पदपदार्थविच्छेदनिमित्तो व्याकुलीभावः । विषयविशेषादर्शनमनवधारणात्मकमनेककोटिकं संशयात्मकं ज्ञानम् । एते सर्वे विकारा मनस्येवाविर्भूताः सन्तो नरं दुःखयन्ति । तन्निबन्धनं दुःखं मानसमित्युच्यते । एतत्सर्वमान्तरोपायसाध्यत्वादाध्यात्मिकं दुःखम् । बाह्योपायसाध्यं च दुःखं द्वेधा । आधिभौतिकमाधिदैविकं च । तत्राधिभौतिकं मनुष्यसरीसृपस्थावरनिमित्तम्। आधिदैविकं यक्षराक्षसविनायकग्रहावेशमूलकम् ।

વિષયપર દ્વેષ છે. લોભ એ ધન હોવા છતાં પણ દાનની ઇચ્છાનો અભાવ છે. મોહ એ કોનો ત્યાગ કરવો તથા કોનો સ્વીકાર કરવો એ બાબતનું વિવેચન કરવામાં અસમર્થપણું છે. ભય એ નહિ ગમતા પદાર્થના દર્શનથી ઉત્પન્ન થતો ત્રાસ છે. ઇર્ષ્યા એ પરાયાં સંપત્તિ તથા ઉત્કર્ષને નહિ સહન કરવાના સ્વભાવવાળાપણું છે. વિષાદ એ સ્નેહના પાત્રરૂપ પદાર્થના વિયોગને લીધે થતું વ્યાકુલપણું છે. વિષયના વિશેષનું અજ્ઞાન એ અનિશ્ચયાત્મક અનેક કોટિવાળું સંશયરૂપ જ્ઞાન છે. એ સઘળા વિકારો મનમાંજ પ્રકટ થઇ મનુષ્યને દુઃખ આપે છે. તેને લીધે થતું દુઃખ માનસ કહેવાય છે. આ સઘળું દુઃખ અંદરના ઉપાયથી ટળે એવું હોવાથી આધ્યાત્મિક છે. બહારના ઉપાયોથી ટળે એવું દુઃખ આધિભૌતિક અને આધિદૈવિક એમ બે પ્રકારનું છે. ત્યાં મનુષ્ય, સર્પ તથા વૃક્ષ વગેરે સ્થાવર પદાર્થથી થતું દુઃખ આધિભૌતિક છે. યક્ષ, રાક્ષસ, વિનાયક તથા ગ્રહનો આવેશ છે મૂલ જેનું એવું દુઃખ આધિદૈવિક છે.

ननु भवतु मानसं दुःखमान्तरोपायनिवर्त्यं, शारीरं तु ज्वरादि न तथा। नहि भेषजादय आन्तरा अपि तु बाह्याः, कथमान्तरोपायसाध्यत्वं शारीरस्य दुःखस्य। अथ बाह्या अपि भेषजादयः शरीरसंसर्गेणान्तरास्तर्हि बाह्या मणिदण्डादयोऽपि कथं नान्तराः। तेऽपि शरीरसंसर्गिणः सन्तो दुःखं शमयन्ति न यत्र तत्र स्थिता इति चेदत्रोच्यते। उपायानां बाह्यत्वाविशेषेऽप्यन्तःप्रवेशाप्रवेशकृतविशेषमादाय भेदोऽवसेयः। भेषजादयोऽपि बाह्यास्तथापि यथान्तःप्रविष्टास्ते ज्वरादिकं शमयन्ति न तथा मणिदण्डादयोऽन्तः प्रविश्य तथा कुर्वन्त्यपि तु बहिरेव

(પૂ૦) "મનનું દુઃખ ભલે અંદરના ઉપાયોથી ટળે એવું હો, પરંતુ શરીરનું જ્વર વગેરે દુઃખ તો તેવું નથી, કારણ કે ઔષધ વગેરે પદાર્થો આંતર નથી, પરંતુ બાહ્ય છે. તો શરીરના દુઃખનું અંદરના ઉપાયોથી ટળે એવાપણું કેમ હોય? જો 'બહારના પણ ઔષધ વગેરે પદાર્થો શરીરના સંસર્ગથી અંદરના થાય છે' એમ કહેવામાં આવે તો બહારના મણિ, દંડ વગેરે પદાર્થો પણ કેમ અંદરના ન થાય? કારણ કે તેઓ પણ શરીરના સંસર્ગવાળા થઇ દુઃખને શાંત કરે છે, પરંતુ જ્યાં ત્યાં રહી દુઃખને શાંત કરતા નથી" એમ જો શંકા કરવામાં આવે (ઉ૦) તો અહિં કહેવામાં આવે છે કે શરીરના દુઃખને ટાળનારા ઉપાયોમાં એક સરખું બાહ્ય( બહારના )પણું છે, તોપણ શરીરની અંદર પ્રવેશ તથા અપ્રવેશને લઇને થતા વિશેષનો સ્વીકાર કરી બાહ્ય તથા આંતરપણાના ભેદનો નિશ્ચય કરી લેવો. ઔષધ વગેરે પણ બાહ્ય છે, તોપણ જેમ તેઓ અંદર પ્રવેશ કરીને જ્વર વગેરેને શાંત કરે છે, તેમ મણિ, દંડ વગેરે અંદર પ્રવેશ કરીને જ્વર

स्थितास्तद् दुःखमपनयन्तीत्यस्ति विशेषः। एवंविधदुःखमये भवाब्धौ भवः संसार एवाब्धिस्तस्मिन्निपतितः। संसारस्यार्णवत्वेन रूपकं पूज्यपादश्रीमच्छङ्कराचार्यैरैतरेयोपनिषदि 'ता वा एता देवता महत्यर्णवे प्रापतन्' इत्येतच्छ्रुतिव्याख्यावसरे समुपवर्णितं तद्यथा—"ता एता अग्न्यादयो देवता लोकपालत्वेन संकल्प्य सृष्टा ईश्वरेणास्मिन्संसारार्णवे संसारसमुद्रे महत्यविद्याकामकर्मप्रभवदुःखोदके तीव्ररोगजरामृत्युमहाग्राहेऽनादावनन्तेऽपारे निरालम्बे विषयेन्द्रियजनितसुखलवलक्षणविश्रामे पञ्चेन्द्रियार्थतृण्मारुतविक्षोभोत्थितानर्थशतमहोर्मौ महारौरवाद्यनेकनिरयगतहाहेत्यादिकूजिताक्रोशनोद्भूतमहारवे

---

વગેરેને શાંત કરતા નથી, પરંતુ બહારજ રહી તે દુઃખને ટાળે છે, એવો ઔષધ વગેરેમાં તથા મણિ, દંડ વગેરેમાં વિશેષ છે. એવા પ્રકારના દુઃખમય **भवाब्धौ**—ભવ એટલે સંસાર. એજ સાગર, તેમાં પડેલો. પૂજ્યપાદ શ્રીમાન્ શંકરાચાર્યે ઐતરેય ઉપનિષદ્‌માં **ता वा एता......**એ શ્રુતિના વ્યાખ્યાનના અવસરમાં સંસારનું મહાસાગરપણાથી રૂપક વર્ણવ્યું છે. જેમકે—**ता एता......**( ઇશ્વરે લોકપાલપણાથી સંકલ્પ કરી સરજેલા તે આ અગ્નિ વગેરે દેવતાઓ આ સંસારાર્ણવમાં—મહાન્ સંસારરૂપ સમુદ્રમાં એટલે **महति**—અવિદ્યા, કામ તથા કર્મથી ઉત્પન્ન થયેલાં દુઃખોરૂપ જળવાળા, તીવ્ર રોગ, વૃદ્ધાવસ્થા તથા મરણરૂપ મોટી મગરોવાળા, અનાદિ, અનંત, અપાર, આશ્રયસ્થાન વગરના, વિષય તથા ઇંદ્રિયોએ ઉત્પન્ન કરેલ સુખના લેશરૂપ વિશ્રાંતિવાળા, પાંચ ઇંદ્રિયોના વિષયોની તૃષ્ણારૂપ પવને કરેલા ખળભળાટથી જન્મેલા સેંકડો અનર્થોરૂપ મોટી લહરીવાળા, મહારૌરવ વગેરે

सत्यार्जवदानदयाऽहिंसाशमदमधृत्याद्यात्मगुणपाथेयपूर्णज्ञानोडुपे सत्संगसर्वत्यागमार्गे मोक्षतीर एतस्मिन्महत्यर्णवे प्रापतन्पतितवत्यः " इति । एवंविधे भवसागरे निपतितोऽहं त्वत्तोऽन्यत्त्वां विहायापरं किंचिदपि मे सुखकरं शरणं रक्षकं न पश्यामि त्वमेवास्मिन्भवसिन्धौ मम संरक्षक इति मे निश्चयः । हे दयासिन्धो तस्माद् भवसागरान्मां सपदि शीघ्रमुद्धर । ममोद्धारं कुरु । दयासिन्धो इति साभिप्रायं विशेषणम् । बहुजन्मसु भगवदाराधनवैमुख्यरूपमहापराधवत एवं श्रुतिस्मृतिरूपभगवदाज्ञायाः सम्यक्पालनाभावादाज्ञाभङ्गरूपापराध-

---

અનેક નરકોમાં 'હાય, હાય' ઇત્યાદિ બૂમો અને ચીસોથી ઉત્પન્ન થયેલા મોટા કોલાહલવાળા, સત્ય, સરલતા, દાન, દયા, અહિંસા, શમ, દમ, ધીરજ વગેરે પોતાના ગુણોરૂપ ભાતાથી પૂર્ણ જ્ઞાનરૂપ હોડીવાળા, સત્સંગ તથા સર્વ વસ્તુઓના ત્યાગરૂપ માર્ગવાળા અને મોક્ષરૂપ કાંઠાવાળા આ મહાન્ સાગરમાં **प्रापतन्**—પડેલા છે. આવા પ્રકારના સંસારરૂપ સાગરમાં પડેલો હું **त्वत्तोऽन्यत्**—આપને છોડી બીજા કોઇ પણ મને સુખ આપનારા શરણને અર્થાત્ રક્ષકને જોતો નથી. આપજ આ સંસારરૂપ સમુદ્રમાં મારા સારી રીતે રક્ષણ કરનાર છો, એવો મારો નિશ્ચય છે. હે દયાના સાગર, તે સંસારરૂપ સમુદ્રમાંથી **माम्**—મારો **सपदि**—તરત **उद्धर**—ઉદ્ધાર કરો. **दयासिन्धो** એ અભિપ્રાયવાળું વિશેષણ છે; કારણ કે તે વિશેષણથી ઘણા જન્મોમાં ભગવાન્‌ના આરાધનથી વિમુખપણારૂપ મોટા અપરાધવાળા, અને એ પ્રમાણે ભગવાનની શ્રુતિ તથા સ્મૃતિરૂપ આજ્ઞાના સંપૂર્ણ પાલનના અભાવથી આજ્ઞાના ભંગરૂપ અપરાધવાળા મનુષ્યનો સારી રીતે ઉદ્ધાર કરવામાં ભગવાન્‌ની નિરતિશય-

वतश्च समुद्धरणे भगवतो निरतिशया दयैव केवलं हेतुरस्ति नान्यत्किञ्चित्साधनमिति सूचनात् । मायामयसंसारसमुद्रादुद्धारश्च भगवत्कृपामात्रसाध्य इति श्रीमद्भागवतेऽप्युक्तम्— "येषां स एव भगवान्दययेदनन्तः सर्वात्मनाश्रितपदो यदि निर्व्यलीकम् । ते दुस्तरामतितरन्ति च देवमायां नैषां ममाहमिति धीः श्वशृगालभक्ष्ये" इति । गीतायामप्येतदेवोक्तम्— "दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया । मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते" इति ।

ननु दुःखमोक्षाय भगवद्भक्तिरेवाश्रयणीयेति कुतः? यतः सुसाध्यैर्लौकिकोपायैरपि दुःखमोक्षो भविष्यति । तथा हि शारी-

અધિકતમ દયાજ કેવળ સાધન છે, બીજું કોઇ સાધન નથી, એમ સૂચવ્યું છે. માયામય સંસારરૂપ સમુદ્રમાંથી ઉદ્ધાર કેવળ ભગવાન્‌ની કૃપાથી સાધ્ય છે, એમ શ્રીમદ્‌ભાગવતમાં પણ કહ્યું છે કે "સર્વથા નિષ્કપટ ભાવથી સેવાયેલા ચરણારવિંદવાળા તેજ અનંત ભગવાન્ જેઓ ઉપર દયા કરે તેઓજ મુશ્કેલીથી તરી શકાય એવી દેવની માયાને તરે છે; કારણ કે ભગવાન્‌ની દયાના પાત્રભૂત એ લોકોનેજ કુતરા અને શિયાળના ભક્ષ્યરૂપ શરીરમાં 'મારૂં અને હું' એવી બુદ્ધિ હોતી નથી." શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં પણ આ બાબતજ કહી છે કે 'ત્રણ ગુણવાળી આ મારી માયા મુશ્કેલીથી ઉલ્લંઘન કરી શકાય એવી છે. જે લોકો મારે શરણે આવે છે તેઓ આ માયાને તરી જાય છે.'

(પૂ૦) 'સારી રીતે બની શકે એવા લૌકિક ઉપાયોથી પણ દુઃખોમાંથી છુટકારો થશે, તેથી દુઃખથી મુક્ત થવા સારૂ શા માટે ભગવાન્‌ની ભક્તિનોજ આશ્રય કરવો? કેમકે રોગોને ટાળવાના ઉપાયો કરવામાં

रदुःखविनाशाय वैद्यधौरेयैश्चिकित्साकुशलैः शतशः सूपाया उपदिष्टाः सन्ति । मानसस्यापि दुःखस्य विध्वंसाय सुमनोहरभार्यापानभोजनवस्त्रालंकारविलेपनादिसंप्राप्तिः सुकर उपायोऽस्ति । तथैवाधिभौतिकक्लेशस्य प्रतीकारायौशनसकामन्दकीयनीतिशास्त्राभ्यासेन प्रतीकारः कार्यः । तथाधिदैविकं दुःखं मणिमन्त्रौषधादिना हेयमिति सर्वदुःखविनाशे सति किं पुनर्भगवदाराधनेनेति चेन्मैवम् । नहि तावत्पूर्वोक्तोपायेन सर्वथा दुःखोच्छेदो भवति । रसायनादिकामिनीनीतिशास्त्राभ्यासमन्त्राद्युपायसत्त्वेऽपि पुरुषस्याध्यात्मिकादेर्दुःखस्य निवृत्तेरदर्शनात् । तैरुपायैरेकदा निवृत्तेऽपि दुःखे दुःखान्तरपुनरुद्भवस्य दुर्निवार-

ધુરંધર વૈદ્યોએ શરીરનાં દુઃખોનો વિનાશ કરવા માટે સેંકડો સારા ઉપાયોનો ઉપદેશ કર્યો છે. મનના પણ દુઃખનો અત્યંત ધ્વંસ કરવા માટે અતિ મનોહર સ્ત્રી, પાન, ભોજન, વસ્ત્રાલંકાર, ચંદનલેપ વગેરેની સારી રીતે પ્રાપ્તિ એ ઉપાય સુકર છે. તે પ્રમાણેજ આધિભૌતિક દુઃખને શુક્રાચાર્ય તથા કામન્દક મુનિનાં નીતિશાસ્ત્રોના અભ્યાસથી ટાળવાં જોઇએ. તેમજ આધિદૈવિક દુઃખનો મણિ, મંત્ર, ઔષધો વગેરેથી ત્યાગ કરવો જોઇએ. એવી રીતે સઘળાં દુઃખોનો વિનાશ થતાં ભગવાનના આરાધનની શી જરૂર છે?" એમ (ઉ૦) કહેવું નહિ, કારણ કે પહેલાં કહેવામાં આવેલા ઉપાયથી સર્વથા દુઃખોનો નાશ થતો નથી. રસાયન વગેરે, સ્ત્રી, નીતિશાસ્ત્રનો અભ્યાસ, મંત્ર ઇત્યાદિ ઉપાયો હોવા છતાં પણ પુરૂષના આધ્યાત્મિક વગેરે દુઃખોની નિવૃત્તિ થતી જોવામાં આવતી નથી. તે ઉપાયોથી એક સમયે એક દુઃખ ટળતાં છતાં પણ બીજે સમયે બીજા દુઃખની ફરી ઉત્પત્તિનું નિવારણ થઇ શકે એમ

त्वाच्च । अत ऐकान्तिकात्यन्तिकदुःखसमुच्छेदाय भगवदाराधनं तत्त्वज्ञानं च परमावश्यकम् ।

ननु यागादिसाधनेन दुःखाभावरूपस्वर्गप्राप्तौ सत्यां किमपि दुखं न भविष्यति । स्वर्गस्य च " अपाम सोममसृता अभूम " इत्यादिश्रवणेनाक्षयत्वादितिचेन्न । आनुश्रविकोऽपि कर्मकलापः पूर्वोक्तेन तुल्यो वर्ततेऽविशुद्धिक्षयातिशययुक्तत्वात् । संसारसमुद्रादुद्धाररूपस्य महोपकारस्य प्रत्युपकारो न मयान्यः कश्चित्कर्तुं शक्यः केवलं नमामि श्रीनाथमित्यादि ॥४॥

---

નથી. આથી દુઃખોના ચોક્કસ તથા તમામ નાશને માટે ભગવાન્‌નાં આરાધન તથા તત્ત્વજ્ઞાનની પરમ આવશ્યકતા છે.

(પૂ૦) "યજ્ઞ વગેરે સાધનથી દુઃખના અભાવરૂપ સ્વર્ગની પ્રાપ્તિ થતાં કાંઇ પણ દુઃખ રહેશે નહિ. શ્રુતિમાં **अपाम सोम**......(અમે સોમરસનું પાન કર્યું છે, અને અમર થયા છીએ) ઇત્યાદિ કહ્યું છે, તેથી સ્વર્ગલોક અવિનાશી છે" એમ જો શંકા કરવામાં આવે (ઉ૦) તો તેનો નિષેધ કરવામાં આવે છેઃ—સ્વર્ગ ઇત્યાદિની પ્રાપ્તિ માટે કરવામાં આવતો કર્મોનો સમૂહ પણ પહેલાં કહેવામાં આવેલા આ લોકનાં કર્મોના સમૂહ જેવો છે, કારણ કે તે અશુદ્ધિ, ક્ષય તથા અતિશયથી યુક્ત છે. સંસારરૂપ સમુદ્રમાંથી ઉદ્ધારરૂપ મોટા ઉપકારના બદલામાં બીજો કોઇ પ્રત્યુપકાર મારાથી કરી શકાય એમ નથી, માટે હું લક્ષ્મીના પતિને પ્રણામ કરૂં છું ઇત્યાદિ પહેલાંની પેઠે સમજી લેવું, અર્થાત્ 'લક્ષ્મીના પતિ શ્રીવટપતિ નારાયણ ભગવાન્‌ને પ્રણામ કરૂં છું" એવા અર્થનું આગળની પેઠે અનુસંધાન કરી લેવું. ૪

**असारे संसारे विकृतिनिलये क्लेशबहुले**
**रुचिं बध्नन्त्यज्ञाः सुखमधुलवायान्तविरसे ।**
**त्वमेवास्मिन्सारो जगति तमहं त्वां रसघनं**
**नमामि श्रीनाथं भवभयहरं श्रीवटपतिम्॥५॥**

તુચ્છ, વિકારોના નિવાસસ્થાન, ઘણા કલેશોથી વ્યાપ્ત અને પરિણામમાં રસવગરના આ સંસારમાં મૂર્ખ લોકો સુખરૂપ મધના લેશ માટે રુચિ કરે છે. આ જગત્માં આપજ સારરૂપ છો. આનંદની મૂર્તિ અને સંસારરૂપ ભયને હરનારા તે આપ લક્ષ્મીના પતિ શ્રીવટપતિ નારાયણ ભગવાન્ને પ્રણામ કરૂં છું. ૫

## टीका ।

**असारे संसार इति । असारस्तुच्छः स्वप्नतुल्यः संसारः प्रतिक्षणपरिवर्तनशीलस्तस्मिन् । संसारस्यासारता दोषपूर्णता च देहादिनिन्दाद्वारा समुपवर्णिता योगवासिष्ठे । तत्रादौ देहजुगुप्सा यथा—"आर्द्रान्त्रतन्त्रीगहनो विकारी परिपातवान् ।**

---

## ટીકા.

**असारे संसार इति** । સંસાર સ્વપ્ન જેવો અસાર એટલે તુચ્છ છે. **संसरति** ( સારી રીતે સર્યો જાય છે ) **इति संसारः** એ વિગ્રહ—વ્યુત્પત્તિથી ક્ષણે ક્ષણે ફેરફાર પામવાના સ્વભાવવાળો છે, તેમાં. યોગવાસિષ્ઠ રામાયણ નામના ગ્રંથમાં દેહ વગેરેની નિંદા દ્વારા સંસારનું નિઃસારપણું તેમજ દોષથી પૂર્ણપણું સારી રીતે વર્ણવ્યું છે. ત્યાં પ્રથમ દેહપર અણગમાનું વર્ણન કર્યું છે કે—"લીલાં આંતરડારૂપ તાંતોથી

देहः स्फुरति संसारे सोऽपि दुःखाय केवलम् ॥ स्तोकेनानन्दमायाति स्तोकेनायाति खेदिताम् । नास्ति देहसमः शोच्यो नीचो गुणबहिष्कृतः ॥ नखोर्णनाभिनिलयं सरमारणितान्तरम् । भाङ्कारकारिपवन नेष्टं देहगृहं मम ॥ मरणावसरे काया जीवं नानुसरन्ति ये । तेषु तात कृतघ्नेषु कैवास्था वद धीमताम् ॥ मिथ्याज्ञानविकारेऽस्मिन्स्वप्नसंभ्रमपत्तने । काये स्फुटतरापाये क्षणमास्था न मे द्विज ॥" इति

ननु शरीरस्य न सर्वावस्था दुःखरूपा बाल्यस्य रमणीयत्वात् । श्रुत्यापि बालावस्थाया आनन्दबहुलत्वं प्रतिपाद्यते ।

---

ગુંચવાડા ભરેલો, વિકારોથી યુકત, તથા મરણવાળો આ દેહ સંસારમાં ચલન હલન ક્રિયા કરે છે, તે પણ કેવળ દુઃખને માટેજ છે. 'તે થોડાથી આનંદ પામે છે, તથા થોડાથી ખેદયુકત થાય છે' આથી દેહ જેવો બીજો કોઇ શોક કરવા યોગ્ય, નીચ તથા ગુણરહિત નથી. નખોરૂપ કરોળીઆના નિવાસરૂપ, કુતરીઓના ભસવા જેવા અવાજથી યુકત મધ્ય ભાગવાળું, તથા ભૂંકવા જેવા શબ્દને કરનાર વાયુવાળું દેહરૂપ ઘર મને ઇષ્ટ નથી. હે તાત વસિષ્ઠ! મરણના અવસરમાં જે જીવને અનુસરતાં નથી, તે કૃતઘ્ન શરીરોમાં બુદ્ધિશાળી મનુષ્યોને શો વિશ્વાસ હોય? હે દ્વિજવર, મિથ્યાજ્ઞાન (અવિદ્યા)ના વિકારરૂપ, સ્વપ્ન તેમજ ભ્રાંતિના શહેરરૂપ, તથા અતિ સ્પષ્ટ વિનાશવાળા આ શરીરમાં મને ક્ષણવાર પણ શ્રદ્ધા નથી "

(પૂ૦) " શરીરની સઘળી અવસ્થાઓ દુઃખરૂપ નથી, કારણ કે બાળકપણાનું અતિ રમણીયપણું છે. શ્રુતિથી પણ બાલ્યાવસ્થાના ઘણા આનંદથી યુકતપણાનું પ્રતિપાદન કરવામાં આવે છે. જેમકે **तद्यथा**...

तथाहि—" तद्यथा महाराजो वा ब्राह्मणो वा महाकुमारो वा अतिघ्नीमानन्दस्य गत्वा शयीत "इति । इति चेन्न । तस्याति-मूढत्वेन दुःखरूपत्वात् । अतो बाल्यं निन्द्यते—" अशक्ति-रापदस्तृष्णा मूकता मूढबुद्धिता । गृध्नुता लोलता दैन्यं सर्वं बाल्ये प्रवर्तते ॥ तिर्यग्जातिसमारम्भः सर्वैरेवावधीरितः । लोलो बालसमाचारो मरणादपि दुःखदः ॥ स्तोकेन वशमा-याति स्तोकेनैति विकारिताम् । अमेध्य एव रमते बालः कौले-यको यथा ॥ शैशवे गुरुतो भीतिर्मातृतः पितृतस्तथा । जनतो ज्येष्ठबालाच्च शैशवं भयमन्दिरम् ॥ सकलदोषदशाविहताशयं शरणमप्यविवेकविलासिनः । इह न कस्यचिदेव महामुने भवति

( ચક્રવર્તી રાજા, બ્રહ્મનિષ્ઠ પુરૂષ, અથવા તો ચક્રવર્તી રાજાનો પાટવી કુંવર આનંદની પરાકાષ્ઠા પામી સુવે છે ) " એમ જો કહેવામાં આવે (૭૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે કે બાલ્યાવસ્થામાં અતિ મૂઢ-પણું છે, તેથી તે દુઃખરૂપ છે. આથી બાળકપણાની નિંદા કરવામાં આવે છે:—અશકિત, વિપત્તિઓ, તરસ, મૂંગાપણું, મૂઢ બુદ્ધિવાળાપણું, લાલચુપણું, ચપળતા અને દીનતા એ સઘળું બચપણમાં પ્રવર્તે છે. પશુ જાતિના જેવું આચરણ સર્વ લોકોએ નિંદેલું છે. ચપળ એવું બાળકોનું આચરણ મરણથી પણ વધારે દુઃખ આપનારૂં છે. બાળક થોડાથી વશમાં આવે છે, અને થોડાથી વિકારયુકત થાય છે, અને તે, વરાહની પેઠે અપવિત્ર પદાર્થમાં રમે છે. બચપણમાં ગુરૂથી, માથી, પિતાથી, લોકોથી તથા મોટા છોકરાથી ભય હોય છે, તેથી બચપણ ભયનું ઘર છે. હે મહામુનિ વસિષ્ઠ! સઘળા દોષોની અવસ્થાથી હણેલ છે અંતઃકરણ જેણે એવું તથા અવિવેકરૂપ વિલાસીના શરણરૂપ બચપણ

बाल्यमलं परितुष्टये ॥" इति ।

ननु यौवनस्य तु सर्वदा विषयसुखमदत्वात्सुखरूपत्वमिति चेन्न । तस्यापि विवेकिनामतिदुःखरूपत्वात् । तथाहि योगवासिष्ठे वैराग्यप्रकरणे द्वितीयसर्गे—" महानरकबीजेन संततभ्रमदायिना । यौवनेन न ये नष्टा नष्टा नान्येन ते जनाः॥ निमेषभासुराकारमालोलघनगर्जितम् । विद्युत्प्रकाशमशिवं यौवनं मे न रोचते ॥ मधुरं स्वादु तिक्तं च दूषणं दोषभूषणम् । सुराकल्लोलसदृशं यौवनं मे न रोचते ॥ असत्यं सत्यसंकाशमचिराद्विप्रलम्भदम् । स्वप्नाङ्गनासङ्गसमं यौवनं मे न रोचते ॥

---

અહિં કોઇને પણ સંતોષ આપવા માટે પૂરતું નથી.

(પ૦) " યૌવનનું તો સર્વદા વિષયસુખ આપનારપણાને લીધે સુખરૂપપણું છે" એમ જો કહેવામાં આવે (૭૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે, કારણ કે વિવેકીઓને તેનું પણ અતિ દુઃખરૂપપણું પ્રતીત થાય છે. જેમકે યોગવાસિષ્ઠમાં વૈરાગ્યના પ્રકરણ વિષે બીજા સર્ગમાં "મોટા નરકના બીજરૂપ તથા હમેશાં ભ્રાંતિ આપનારા યૌવનથી જેઓ નાશ પામ્યા નથી, તે લોકો બીજા કોઇથી પણ નાશ પામ્યા નથી. ક્ષણિક તેજયુકત આકારવાળું, ચપળ મેઘની ગર્જના જેવી ખાલી ગર્જનાવાળું, તથા વીજળીના જેવા પ્રકાશવાળું અપવિત્ર યૌવન મને ગમતું નથી. મીઠું, સ્વાદવાળું, તીખું, દોષયુકત કરતું, દોષોરૂપ શણગારવાળું, અને મદિરાનાં મોજાં જેવું યૌવન મને ગમતું નથી. અસત્ય, સત્યના જેવું, થોડા સમયમાં વિયોગ આપનારૂં, અને સ્વપ્નમાં થયેલા સ્ત્રીના સમાગમ જેવું યૌવન મને ગમતું નથી. બાણના જવા પર્યંત

इषुप्रपातमात्रं हि सुखदं दुःखभासुरम्। दाहदोषप्रदं नित्यं यौवनं मे न रोचते॥आपातमात्ररमणं सद्भावरहितान्तरम्। वेश्यास्त्रीसङ्गमप्रख्यं यौवनं मे न रोचते॥ कान्तावियोगजातेन हृदि दुःस्पर्शवह्निना। यौवने दह्यते जन्तुस्तरुर्दावाग्निना यथा ॥ सुनिर्मलापि विस्तीर्णा पावन्यपि हि यौवने। मतिः कलुषतामेति प्रावृषीव तरङ्गिणी॥ मानमोहान्मदोन्मत्तं यौवनं योऽभिलष्यति। अचिरेण स दुर्बुद्धिः पश्चात्तापेन युज्यते ॥" इति यौवनं निन्दितम् ।

नन्विन्द्रियविकारराहित्याद्वार्धक्यस्य सुखरूपता भविष्यतीति चेन्न । तस्यापि दुःखरूपत्वात् । तथाह्युक्तं योगवा-

( ક્ષણિક ) સુખ આપનારૂં, દુઃખોથી પ્રકાશતું, અને નિરંતર દાહરૂપ દોષને આપનારૂં યૌવન મને ગમતું નથી. કેવળ ઉપરથી રમણીય, સદ્ભાવથી રહિત છે અંતઃકરણ જેથી એવું તથા વેશ્યા સ્ત્રીના સમાગમ જેવું યૌવન મને ગમતું નથી. યૌવનમાં સ્ત્રીના વિયોગથી ઉત્પન્ન થયેલા અને મુશ્કેલીથી અડકી શકાય એવા અગ્નિથી ( સંતાપથી ) મનુષ્યને, દાવાનળથી જેમ વૃક્ષને બાળવામાં આવે છે, તેમ બાળવામાં આવે છે. જેમ વર્ષાઋતુમાં નદી મેલી—ડોળી થાય છે, તેમ યુવાવસ્થામાં અત્યંત નિર્મળ, વિસ્તીર્ણ અને પવિત્ર એવી પણ બુદ્ધિ મેલી થાય છે. જે માન તથા મોહથી મદોન્મત્ત યુવાવસ્થાને ઇચ્છે છે, તે દુષ્ટ બુદ્ધિવાળો મનુષ્ય થોડા સમયમાં પશ્ચાત્તાપથી યુક્ત થાય છે " એ પ્રમાણે યુવાવસ્થાની નિંદા કરવામાં આવી છે.

(પૂ૦) 'ઇંદ્રિયના વિકારથી રહિતપણાને લીધે વૃદ્ધાવસ્થાનું સુખરૂપપણું થશે' એમ જો કહેવામાં આવે (ઉ૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે, કારણ કે તેનું પણ દુઃખરૂપપણું છે. જેમકે યોગવા-

सिष्ठे—" शिथिलादीर्घसर्वाङ्गं जराजीर्णकलेवरम् । समं पश्यन्ति कामिन्यः पुरुषं करभं यथा ॥ अनायासकदर्थिन्या गृहीते जरसा जने । पलायय गच्छति प्रज्ञा सपत्न्येवाहताङ्गना॥ दैन्यदोषमयी दीर्घा हृदि दाहप्रदायिनी । सर्वापदामेकसखी वार्धके वर्धते स्पृहा ॥ कर्तव्यं किं मया कष्टं परत्रेत्यतिदारुणम् । अप्रतीकारयोग्यं हि वर्धते वार्धके भयम् ॥ कोऽहं वराकः किमिव करोमि कथमेव च । तिष्ठामि मौनमेवेति दीनतोदेति वार्धके ॥ कथं कदा मे किमिव स्वादु स्याद्भोजनं जनात् । इत्यजस्रं जरा चैषा चेतो दहति वार्धके " ॥ इति ।

સિષ્ઠમાં કહ્યું છે કેઃ—શિથિલ અને સંકુચિત સર્વ અંગવાળા, અને વૃદ્ધાવસ્થાથી જાજરા શરીરવાળા મનુષ્યને કામિની સ્ત્રીઓ ઉંટ જેવા જાણે છે. વગર શ્રમે પીડા આપનારી વૃદ્ધાવસ્થાથી મનુષ્યનું ગ્રહણ કરવામાં આવતાં બુદ્ધિ, શોકયથી માર પામેલી સ્ત્રીની પેઠે નાસી જતી રહે છે. વૃદ્ધાવસ્થામાં દૈન્યરૂપ દોષવાળી, લાંબી, હૃદયમાં દાહ આપનારી, અને સર્વ વિપત્તિઓની ખાસ બ્હેનપણીરૂપ સ્પૃહા–તૃષ્ણા વૃદ્ધિ પામે છે. વૃદ્ધાવસ્થામાં 'અરે હાય હાય, મારે પરલોકમાં શુ કરવું?' એમ અત્યંત ત્રાસ આપનારો તથા ટાળવાનો ઉપાય ન કરી શકાય એવો ભય વૃદ્ધિ પામે છે. વૃદ્ધાવસ્થામાં 'હું બિચારો કોણ ? શું કરૂં ? કેવી રીતે કરૂં ? હું મૂંગોજ ઉભોછુ" એવી દીનતા ઉદય પામે છે. 'લોકો પાસેથી મને કેવી રીતે, ક્યારે અને કેવું સ્વાદવાળું ભોજન મળશે ?' એ પ્રમાણે આ વૃદ્ધાવસ્થા ઘડપણમાં ચિત્ત બાળે છે.

ननु विषयभोगपरमसाधनस्वरूपरमणीयरामाया अतिसुखरूपत्वेन सारवत्ता संसारस्यास्ति कथमसाररूपतोच्यते ? इति चेन्न ॥ तस्या अपि दुःखरूपत्वस्मरणात् । तथाह्युक्तम्— "मांसपाञ्चालिकायास्तु यन्त्रलोलेऽङ्गपञ्जरे । स्नाय्वस्थिग्रन्थिशालिन्याः स्त्रियाः किमिव शोभनम् ॥ त्वङ्मांसरक्तबाष्पाम्बु पृथक् कृत्वा विलोचनम् । समालोकय रम्यं चेत्किं मुधा परिमुह्यसि ॥ इतः केशा इतो रक्तमितीयं प्रमदातनुः । किमेतया निन्दितया करोति विपुलाशयः ॥ केशकज्जलधारिण्यो दुःस्पर्शा लोचनप्रियाः । दुष्कृताग्निशिखा नार्यो दहन्ति तृणवन्नरम् ॥

(५०) " વિષયભોગના પરમ સાધનરૂપ રમણીય સ્ત્રીના અતિ સુખરૂપપણાને લીધે સંસારનું સારવાળાપણું છે, તેથી તેનું નિઃસાર રૂપવાળાપણું કેમ કહેવામાં આવે છે?" એમ જો કહેવામાં આવે (૭૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે, કારણ કે તે સ્ત્રીનું પણ દુઃખરૂપપણું શાસ્ત્રમાં કહ્યું છે. જેમકે કહેવામાં આવ્યું છે કેઃ— જાડી નસો, હાડકાં તથા ગાંઠવાળી સ્ત્રીરૂપ માંસની પૂતળીના યંત્રથી હાલતા અંગરૂપ પાંજરામાં શું સારૂં છે? ચામડી, માંસ, લોહી, આંસુનું જળ, તથા નેત્ર એઓને જુદાં જુદાં કરી જો તેમાં કોઇ સુંદર પદાર્થ હોય તો તપાસી લે. શા માટે વૃથા મોહ પામે છે? 'આ તરફ કેશ છે, અને આ તરફ લોહી છે' આ પ્રમાણે સ્ત્રીનું શરીર છે. ઉદાર અંતઃકરણવાળો મનુષ્ય આ નિંદેલી સ્ત્રીવડે કયા પ્રયોજનને સિદ્ધ કરે છે? કેશરૂપ કાજળને ધારણ કરનારી, દુષ્ટ સ્પર્શવાળી, આંખને પ્રિય તથા પાપરૂપ અગ્નિની શિખારૂપ સ્ત્રીઓ મનુષ્યને ઘાસની પેઠે બાળે છે.

ज्वलतामतिदूरेऽपि सरसा अपि नीरसाः । स्त्रियो हि नरकाग्नीनामिन्धनं चारु दारुणम् ॥ आपातरमणीयत्वं कल्पते केवलं स्त्रियाः । मन्ये तदपि नास्त्यत्र मुने मोहैककारणम् ॥ केशाः श्मशानवृक्षेषु यान्ति चामरलेखिकाम् । अस्थीन्युडुवदाभान्ति दिनैरवनिमण्डले ॥ पिबन्ति पांसवो रक्तं क्रव्यादाश्चाप्यनेकशः । चर्माणि च शिवा भुंक्ते खं यान्ति प्राणवायवः ॥" इति । तस्मादुपपन्नं हि सर्वः संसारोऽसार इति । विकृतिनिलय इति । विकृतीनां षण्णां भावविकाराणां निलये निवासस्थाने । "जायतेऽस्ति वर्धते विपरिणमतेऽपक्षीयते नश्यतीति षड् भावविकारा भवन्तीति वार्ष्यायणिः" इति भगवता

સરસ–સ્નેહવાળી હોવા છતાં પણ નીરસ–રસવગરની અર્થાત્ પરમાર્થથી શૂન્ય સ્ત્રીઓ અત્યંત દૂર એવા પણ સળગતા નરકોરૂપ અગ્નિઓનું મનગમતું ભયંકર બળતણ છે, એ વાત પ્રસિદ્ધ છે. હે વસિષ્ઠ મુનિ! મનુષ્ય સ્ત્રીનું કેવળ ઉપરથી રમણીયપણું કલ્પે છે, પરંતુ એમાં ખાસ મોહનું કારણ તે રમણીયપણું નથી. કેટલાક દિવસ પછી શ્મશાનનાં વૃક્ષોમાં સ્ત્રીના કેશો ચામરોની હાર બને છે, અને હાડકાં શ્મશાનભૂમિપર આકાશમાંથી ખરેલાં નક્ષત્રો જેવાં ભાસે છે. શ્મશાનની ધૂળ અને હિંસક પ્રાણીઓ સ્ત્રીના લોહીનું પાન કરે છે, શિયાળણો–ફિયાવડીઓ ચામડાનું ભક્ષણ કરે છે, અને પ્રાણવાયુઓ જતા રહે છે. આથી સઘળો સંસાર નિ:સારજ છે એ યોગ્ય છે. **विकृतिनिलय इति**—વિકૃતિ એટલે છ ભાવવિકારોના નિલયમાં એટલે નિવાસસ્થાનમાં "**जायते** (ઉત્પન્ન થાય છે), **अस्ति** (છે), **वर्धते** (વધે છે), **विपरिणमते** (પરિપાક અવસ્થાને પામે છે), **अपक्षीयते** (ઘટે છે), અને **नश्यति**

यास्केन निरुक्ते वार्ष्यायण्याचार्यसंमताः षड् भावविकारा उक्ताः । भावानां जन्यपदार्थानां षड् विकारा भवन्ति। तत्रादौ पूर्वमव्यक्तस्योत्पत्तिरूपाऽभिव्यक्ति'र्जायते' इत्यनेनोक्ता । ततः परं जन्मना लब्धसत्ताकस्यास्तित्वव्यपदेशः । तदनन्तरं वर्धते यावदनेन वर्धितव्यम् । पश्चाद्विपरिणमते परिपाकावस्थां प्राप्नोति। ततश्चापक्षीयतेऽपक्षीणो भवति ह्रासं गच्छति, ततो नश्यति अदर्शनं प्राप्नोति । अस्मिन्संसारे सर्वेषां जन्यपदार्थानामेवंविधविकारशीलत्वान्न तत्रादरो विवेकिनाम् । **क्लेशबहुल इति ।** अविद्यास्मितारागद्वेषाभिनिवेशाख्याः पञ्च क्लेशाः । तदुक्तं मह-

(નાશ પામે છે) એ છ ભાવવિકારો છે, એ વાર્ષ્યાયણિ આચાર્યનો મત છે" એમ ભગવાન્ યાસ્કે નિરૂક્ત ગ્રંથમાં વાર્ષ્યાયણિ આચાર્યે સ્વીકારેલા છ ભાવવિકારો કહ્યા છે. ઉત્પન્ન થવા યોગ્ય પદાર્થોના છ વિકારો છે. ત્યાં પ્રથમ અપ્રકટ પદાર્થની ઉત્પત્તિરૂપ પ્રકટતા **'जायते'** એ પદથી કહી છે. તે પછી જન્મવડે જેને હયાતી-હોવાપણું મળેલ છે એવા તે પદાર્થના **अस्ति**પણાને કહેવામાં આવે છે. ત્યાર પછી એ જ્યાંસુધી વધવું હોય ત્યાંસુધી વધે છે. પછી તે **विपरिणमते** એટલે પરિપાક અવસ્થાને પામે છે. ત્યાર પછી તે **अपक्षीयते**-અપક્ષીણ થાય છે અર્થાત્ હ્રાસ (ઘટાડો) પામે છે, અને તે પછી તે **नश्यति**-અદર્શન પામે છે અર્થાત્ દેખાતો બંધ પડે છે. આ સંસારમાં સઘળા ઉત્પન્ન થવા યોગ્ય પદાર્થો વિકાર પામવાના સ્વભાવવાળા હોવાથી વિવેકી પુરૂષોને તેમાં પ્રેમ હોતો નથી. **क्लेशबहुल इति** । અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ તથા અભિનિવેશ નામના પાંચ ક્લેશો છે. મહર્ષિ પતંજલિએ તે

र्षिपतञ्जलिना साधनपादे "अविद्यास्मितारागद्वेषाभिनिवेशाः पञ्च क्लेशाः" इति । पञ्च क्लेशाः पञ्च विपर्यया इत्यर्थः । तत्राविद्या अनित्याशुचिदुःखानात्मसु नित्यशुचिसुखात्मख्यातिः । अनित्येषु स्वर्गादिषु नित्यत्वबुद्धिः । अपवित्रेषु शरीरादिषु शुचित्वज्ञानम् । दुःखमयेषु विषयेषु सुखविज्ञानम् । अचेतनेषु बुद्धीन्द्रियशरीरादिषु चेतनविज्ञानम् । दृग्दर्शनशक्त्योरभिन्नत्वेन प्रतीतिरस्मिता । दृक्शक्तिः पुरुषो, दर्शनशक्तिः प्रकृतिः प्रकृतिकार्यं च । तयोरत्यन्तविलक्षणयोर्भोक्तृभोग्ययोरविवेकेनाविभागसंप्राप्तिरस्मिता । अस्मितैव पुरुषस्य भोगहेतुरस्मितयैवाहं

પ્રમાણે સાધન પાદમાં કહ્યું છે કે **अविद्या**......(અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ તથા અભિનિવેશ એ પાંચ ક્લેશો છે). પાંચ ક્લેશો એટલે પાંચ વિપર્યયો એ અર્થ છે. ત્યાં અવિદ્યા એ અનિત્ય, અપવિત્ર, દુઃખાત્મક તથા અનાત્મ પદાર્થોમાં નિત્યપણાનું, પવિત્રપણાનું, સુખાત્મકપણાનું તથા આત્માપણાનું જ્ઞાન છે. સ્વર્ગ વગેરે અનિત્ય પદાર્થોમાં નિત્યપણાનું જ્ઞાન થાય છે. અપવિત્ર શરીર વગેરેમાં પવિત્રપણાનું જ્ઞાન થાય છે. દુઃખમય વિષયોમાં સુખાત્મકપણાનું જ્ઞાન થાય છે. બુદ્ધિ, ઇંદ્રિય, શરીર વગેરે જડ પદાર્થોમાં ચેતનપણાનું જ્ઞાન થાય છે. દક્શકિત તથા દર્શનશકિતની અભિન્નપણાથી પ્રતીતિ એ અસ્મિતા છે, દક્શકિત એ પુરૂષ અર્થાત્ ભોકતા છે, અને દર્શનશક્તિ એ પ્રકૃતિ તથા પ્રકૃતિનું કાર્ય અર્થાત્ ભોગ્ય છે. અત્યંત વિલક્ષણ—ભિન્ન એવા ભોકતા તથા ભોગ્ય પદાર્થોની અવિવેકવડે અપૃથક્પણાની પ્રાપ્તિ એ અસ્મિતા છે. અસ્મિતાજ પુરૂષના ભોગનું કારણ છે. અસ્મિતાવડેજ 'હું કર્તા છું', હું

कर्ताऽहं भोक्तेति पुरुषो मन्यते न तु स्वरूपतः । सुखानुशयी रागः । दुःखानुशयी द्वेषः । स्वरसवाही विदुषोऽपि तथाऽऽरूढोऽभिनिवेशः । मूर्खाणामिव विदुषोऽपि वासनाप्रभावेण मरणभयमभिनिवेशः । क्लेशाश्च प्रसुप्ततनुविच्छिन्नोदारभेदेन चतुर्विधाः । तत्र प्रसुप्त क्लेशा विदेहानां प्रकृतिलयानां चित्तेषु बीजरूपेण विद्यमानाः । स्वकार्यजननस्वरूपयोग्यत्वरूपसामर्थ्यविशिष्टास्तिरोहिताः । यथा दुग्धस्था दधिसंस्काराः । विदेहप्रकृतिलयावस्थाविलये विदेहानामुत्तेजकविषयोपस्थितिकाले पुनः क्लेशा अङ्कुरिता भवन्ति । यथा प्रसुप्तपुरुषः केनाप्यु-

ભોક્તા છું" એમ પુરૂષ માને છે, પરંતુ સ્વરૂપવડે માનતો નથી. રાગ સુખ તરફ ઢળનારો છે, સુખના સમયમાં અથવા સુખના અનુભવના મધ્યમાં અંતઃકરણ વિષે સુખ માટે અમુક પ્રકારની સ્પૃહા એ રાગ છે. દ્વેષ દુઃખ તરફ ઢળનાર છે. અજ્ઞની પેઠે વિદ્વાન્‌ને પણ પોતાના પ્રવાહમાં ખેંચનારો મજબૂત મરણનો ભય એ અભિનિવેશ છે. મૂર્ખોને જેમ, તેમ વિદ્વાન્‌ને પણ વાસનાના પ્રભાવથી મરણનો ભય થાય છે, એ અભિનિવેશ છે. પ્રસુપ્ત, તનુ, વિચ્છિન્ન અને ઉદાર એવા પ્રકારથી ક્લેશો ચાર પ્રકારના છે. ત્યાં પ્રકૃતિમાં લય પામેલા વિદેહ (દેહ રહિત) મનુષ્યોનાં ચિત્તોમાં બીજરૂપે રહેતા ક્લેશો પ્રસુપ્ત છે. પોતાના કાર્યને ઉત્પન્ન કરવાનું સ્વરૂપવડે જે યોગ્યપણું તે રૂપ સામર્થ્યથી યુક્ત એવા તે ક્લેશો દૂધમાં રહેલા દહિંના સંસ્કારોની પેઠે તિરોભાવની દશાવાળા છે. વિદેહ મનુષ્યોની પ્રકૃતિમાં લયરૂપ અવસ્થાનો નાશ થતાં વિદેહ મનુષ્યોના ઉત્તેજક વિષયોની હાજરીના સમયમાં પ્રસુપ્ત ક્લેશો ફરીને અંકુરયુક્ત થાય છે. જેમ સૂતેલો મનુષ્ય કોઇ પણ ઉત્તેજક પદાર્થથી જાગ્રત્ અવ-

त्तेजकेन प्रबोधावस्थां संप्राप्य पुनः स्वकार्ये प्रवर्तते तथा विदेहप्रकृतिलीनानां क्लेशाः स्वकार्येऽङ्कुरिता भवन्ति । ध्यायिनां च विवेकख्यात्या प्रसंख्यानाग्निना संदग्धाः क्लेशाः पुनर्विषयसंनिधिकालेऽपि योगप्रभावेणाङ्कुरिता न भवन्ति । प्रसुप्ताश्च स्वविषयसंनिधिकालेऽङ्कुरिता भवन्ति। ध्यायिनां दग्धक्लेशा न तथेति प्रसुप्तदग्धक्लेशयोर्विशेषः ।

नन्वत्र सिद्धान्ते सर्वपदार्थानां सद्रूपत्वेन कथं ध्यायिक्लेशानां नाश इति चेन्न । ध्यायिक्लेशानां विषयसंनिधावपि योगप्रभावेण कार्यकरत्वरूपसामर्थ्याभावात् ।

સ્થાને પામી ફરી પોતાના કાર્યમાં પ્રવર્તે છે, તેમ વિદેહ અર્થાત્ પ્રકૃતિમાં લય પામેલા મનુષ્યોના ક્લેશો પોતાના કાર્યમાં અંકુરયુક્ત થાય છે. ધ્યાન કરનારાઓના, વિવેકખ્યાતિવડે પ્રસંખ્યાનરૂપ અગ્નિથી સંદગ્ધ–સારી રીતે બળેલા ક્લેશો તો ફરી વિષયોની હાજરીના સમયમાં પણ યોગના પ્રભાવથી અંકુરયુક્ત થતા નથી. પ્રસુપ્ત ક્લેશો પોતાના વિષયની હાજરીના સમયમાં અંકુરયુક્ત થાય છે, પરંતુ ધ્યાન કરનારાઓના દગ્ધ–બળેલા ક્લેશો તે પ્રમાણે અંકુરયુક્ત થતા નથી, એમ પ્રસુપ્ત તથા દગ્ધ ક્લેશો વચ્ચે તફાવત છે.

(પૂ૦) "આ સિદ્ધાંતમાં સર્વ પદાર્થોનું સતરૂપપણું હોવાથી ધ્યાન કરનારાઓના ક્લેશોનો કેમ નાશ થાય?" એમ (ઉ૦) કહેવું નહિ; કારણ કે વિષયો સમીપમાં હોય તોપણ યોગના પ્રભાવથી ધ્યાન કરનારાઓના ક્લેશોના કાર્ય કરવારૂપ સામર્થ્યનો અભાવ છે.

तनुभावापन्नाश्च क्लेशाः स्वकीयप्रतिपक्षीभूततपःस्वाध्यायेश्वरप्रणिधानरूपक्रियायोगेनोपहताः सूक्ष्मीभूताः । अथवाऽविद्यादीनां पञ्चानां विरोधिभूतसम्यग्ज्ञानादिसंभवनेन क्लेशाः क्षीणा भवन्ति । विच्छिन्नक्लेशाश्च कमप्यन्तरायं संप्राप्य विच्छिन्ना भवन्ति । विच्छिद्य विच्छिद्य पुनर्मध्येऽन्तरायाभावे आविर्भूता भवन्ति । तथाहि रागाविर्भावे क्रोधाविर्भावाभावात्तदाऽदृश्यमानक्रोधोऽस्ति । अत्र क्रोधो विच्छिन्नरूपः । तथैवैकवस्तुविषयकोत्कटरागः, अन्यवस्तुविषयकानुत्कटोऽदृश्यमानरागोऽपि विच्छिन्नः । एकवस्तुविषयकपुरुषरागस्य सत्त्वेऽन्यविषयकरागो नास्तीति न मन्तव्यम् । कदाप्येवं न संभ-

પોતાનાં વિરોધી તપ, સ્વાધ્યાય તથા ઇશ્વરપ્રણિધાનરૂપ ક્રિયાના યોગથી ઉપઘાત પામેલા, અને તેથીજ સૂક્ષ્મ થયેલા ક્લેશો તનુ છે. અથવા અવિદ્યા વગેરે પાંચેના વિરોધીરૂપ યથાર્થ જ્ઞાન વગેરેની ઉત્પત્તિથી ક્લેશો ક્ષીણ થાય છે. કોઇ વિઘ્નને પામી વિચ્છેદ ( ખાંચ ) પામેલા ક્લેશો વિચ્છિન્ન છે. વિચ્છેદ પામી પામી વચમાં વિઘ્નનો અભાવ થતાં તેઓ પ્રકટ થાય છે. જેમકે રાગનો આવિર્ભાવ–રાગની પ્રકટતા થતાં ક્રોધના આવિર્ભાવનો અભાવ હોવાથી ત્યારે અદૃશ્યમાન (જોવામાં નહિ આવતો) ક્રોધ છે. આ સ્થળે ક્રોધ વિચ્છેદ પામેલા રૂપવાળો છે. તેજ પ્રમાણે એક વસ્તુમાં ઉત્કટ (અત્યંત) રાગ–પ્રેમ હોય છે, અને બીજી વસ્તુમાં અનુત્કટ ( અત્યંત નહિ એવો ) અર્થાત્ જોવામાં નહિ આવતો પણ રાગ વિચ્છિન્ન છે. એક વસ્તુમાં પુરૂષનો રાગ હોય ત્યારે બીજી વસ્તુમાં રાગ નથી, એમ નહિ માનવું. કોઇ દિવસ પણ એમ સંભવતું નથી. જેમકે એક સ્ત્રીમાં રાગવાળો ચૈત્ર બીજી સ્ત્રીમાં

वति । यथा चैत्र एकस्त्रीविषयकरागवानन्यस्त्रीषु विरक्त इति न, किंतु एकस्त्रीविषयकराग उत्कटो लब्धवृत्तिरुदारः । अन्यत्र च भविष्यद्वृत्तिर्विच्छिन्न इति भावः । उदाराः क्लेशाश्च स्वविषयलब्धवृत्तिमत्त्वेन हि प्रकाशमानाः स्वविषयतत्पराः ।

ननूदारावस्थापन्ना हि रागादयः क्लेशजनका, नतु प्रसुप्तादयस्त्रयः । अतः कथं तेषां हेयत्वं क्लेशपदवाच्यत्वं चेति चेन्न । तेषामपि भविष्यत्कालिकोदारावस्थापन्नतासंभवेन क्लेशत्वं हेयत्वं चेत्यभिप्रायात् । यथाऽरण्यस्थदण्डस्यापि स्वरूप-

---

વિરકત—રાગ રહિત છે એમ નથી, પરંતુ તેનો રાગ એક સ્ત્રીમાં ઉત્કટ એટલે પ્રકટ થયેલ છે વૃત્તિ જેની એવો, અર્થાત ઉદાર છે. બીજે સ્થળે ભવિષ્ય ( થનારી ) વૃત્તિવાળો તે વિચ્છિન્ન છે એ મતલબ છે. ઉદાર કલેશો પોતાના વિષયમાં મેળવેલી વૃત્તિવાળા હોવાથી પ્રકાશમાન થઇ પોતાના વિષયમાં તત્પર થાય છે.

(૫૦) "ઉદાર અવસ્થાને પ્રાપ્ત થયેલા રાગ વગેરે, કલેશોને ઉત્પન્ન કરનાર છે, પરંતુ પ્રસુપ્ત, તનુ અને વિચ્છિન્ન અવસ્થાને પ્રાપ્ત થયેલા રાગ વગેરે, કલેશોને ઉત્પન્ન કરનાર નથી. આથી પ્રસુપ્ત, તનુ અને વિચ્છિન્ન રાગ વગેરેનું હેયપણું તથા કલેશપદથી વાચ્ય (કહેવાવા યોગ્ય) પણું કેમ હોય?" એમ જો કહેવામાં આવે (૬૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે; કારણ કે તે પ્રસુપ્ત, તનુ અને વિચ્છિન્ન રાગ વગેરેને પણ ભવિષ્યકાળમાં ઉદાર અવસ્થા પ્રાપ્ત થવાનો સંભવ હોવાથી તેઓનું કલેશપણું તથા હેયપણું છે, એવો અભિપ્રાય છે, જેમકે અરણ્યમાં રહેલા દંડનું પણ સ્વરૂપવડે યોગ્યપણું હોવાને લીધે ઘડા વગેરે પ્રત્યે

योग्यत्वेन घटादीन्प्रति कारणत्वम्। सर्व एव क्लेशा अविद्यामूला अन्वयव्यतिरेकेण विपर्ययज्ञानकाले उपलब्धा भवन्ति, सम्यग्ज्ञानद्वारा विपर्ययज्ञाननाशे नष्टा भवन्ति।

प्रायेण विदेहप्रकृतिलयानां सुप्ताः, योगाभ्यासिनां तनुरूपाः, संसारिणां तु क्वचिद्विच्छिन्नाः क्वचिदुदारा भवन्ति। एवंविधेऽसारे क्लेशबहुलेऽन्तविरसे आपातरमणीयेऽपि परिणामे रसहीनेऽपि संसारेऽज्ञास्तत्त्वज्ञानरहिता जीवाः सुखमधुलवाय सुखरूपमधुनो लवाय लेशाय सुखलेशसंप्राप्तये रुचिं बध्नन्ति कुर्वन्तीत्यर्थः। एतादृशेऽपि संसारे या प्रीतिस्तत्राज्ञ-

કારણપણું છે. અવિદ્યા છે મૂલ જેનું એવા સઘળા પણ ક્લેશોની વિપર્યયજ્ઞાનના સમયમાં અન્વય તથા વ્યતિરેકવડે પ્રાપ્તિ થાય છે, અને યથાર્થ જ્ઞાનદ્વારા વિપર્યયજ્ઞાનનો નાશ થતાં તેઓનો નાશ થાય છે.

ઘણું કરીને પ્રકૃતિમાં લય પામેલા વિદેહ મનુષ્યોના ક્લેશો સુપ્ત છે, યોગાભ્યાસીઓના ક્લેશો તનુ છે, અને સંસારીઓના તો ક્લેશો કોઇ સમયે વિચ્છિન્ન અને કોઇ સમયે ઉદાર થાય છે. આવા પ્રકારના નિઃસાર, ઘણા ક્લેશોવાળા, અને અંતવિરસ એટલે ઉપરથી રમણીય પરંતુ પરિણામમાં રસરહિત એવા પણ સંસારમાં અજ્ઞ એટલે તત્ત્વજ્ઞાનથી રહિત જીવો **सुखमधुलवाय**–સુખરૂપ મધના લવ એટલે લેશ માટે અર્થાત્ સુખના લેશની પ્રાપ્તિ માટે રૂચિ એટલે પ્રીતિ **बध्नन्ति**–કરે છે એ અર્થ છે. આવા પણ સંસારમાં જે પ્રીતિ થાય છે, તેમાં અજ્ઞપણુંજ કારણ છે, એ અભિપ્રાય છે. હે ભગવાન્! આ જગત્માં આપજ સાર એટલે સર્વશ્રેષ્ઠ વસ્તુ છો. તે રસમૂર્તિ એટલે પરમાનંદસ્વરૂપ આપ લક્ષ્મીના પતિને હું પ્રણામ કરૂં છું ઇત્યાદિ પહેલાંની પેઠે

त्वमेव हेतुरित्याशयः। हे भगवन्नस्मिञ्जगति त्वमेव सारः सर्वश्रेष्ठं वस्त्वसि। तं रसघनं परमानन्दस्वरूपं त्वामहं नमामि श्रीनाथमित्यादि प्राग्वत् ॥ ५ ॥

कदाऽहं मोक्ष्येऽस्मान्निबिडतमसो बन्धनगृहात्
प्रभो संसारात्त्वच्छ्रवणमननध्यानरहितः।
न योगं साङ्ख्यं वा कमपि सदुपायं च कलये
नमामि श्रीनाथं भवभयहरं श्रीवटपतिम् ॥६॥

હે પ્રભુ! આપનાં શ્રવણ, મનન તથા નિદિધ્યાસનથી રહિત એવો હું ગાઢ અંધકારવાળા કેદખાનારૂપ આ સંસારથી ક્યારે મુક્ત થઇશ? સંસારથી મુક્ત થવા માટે યોગ, સાંખ્ય કે બીજો કોઇ સારો ઉપાય મારા જોવામાં આવતો નથી; માટે હું સંસારરૂપ ભયને હરનારા લક્ષ્મીના પતિ આપ શ્રીવટપતિ નારાયણ ભગવાનને પ્રણામ કરૂં છું. ૬

टीका।

कदाऽहं मोक्ष्य इति। हे प्रभो त्वच्छ्रवणमननध्यानरहितस्तव श्रवणमनननिदिध्यासनरूपैर्मोक्षसाधनै रहितोऽहमस्मा-

---

**ટીકા.**

સમજી લેવું, અર્થાત્ 'લક્ષ્મીના પતિ શ્રીવટપતિ નારાયણ ભગવાનને પ્રણામ કરૂં છું' એવા અર્થનું આગળની પેઠે અનુસંધાન કરી લેવું. ૫

**कदाऽहं मोक्ष्य इति**—હે પ્રભુ! આપનાં શ્રવણ, મનન તથા ધ્યાનથી રહિત અર્થાત્ આપનાં શ્રવણ, મનન તથા નિદિધ્યાસનરૂપ મોક્ષનાં સાધનોથી રહિત એવો હું આ **निबिडतमसः**—નિબિડ એટલે

न्निबिडतमसो निबिडं गाढं तमो यत्र तादृशाद् बन्धनगृहाद्गाढान्धकारयुक्तकारागृहतुल्यात्संसारात्कदा कस्मिन्काले मुक्तो भविष्यामि । ननु को हि मोक्षपदार्थो यत्प्राप्तौ पुरुषः सर्वथा कृतकृत्यो भवति ? इति चेदत्रोच्यते । शास्त्राणि तावद्वैदिकावैदिकभेदेन द्विविधानि । तत्र लौकायतिकार्हतमाध्यमिकयोगाचारसौत्रान्तिकवैभाषिकाख्यानि षडवैदिकानि । वैदिकानि च न्यायवैशेषिकसाङ्ख्यपातञ्जलपूर्वोत्तरमीमांसाख्यानि षट् शास्त्राणि ।

तत्र प्रथमे चार्वाकसिद्धान्ते प्रत्यक्षमात्रमेव प्रमाणम् । प्रत्यक्षमूलकानुमानविशेषाणामपि प्रत्यक्ष एवान्तर्भावः । नास्ति

ગાઢ છે અંધકાર જેમાં એવા પ્રકારના બંધનગૃહથી અર્થાત્ ગાઢ અંધકારયુક્ત કેદખાના સરખા આ સંસારથી **कदा**–ક્યારે મુક્ત થઈશ? “મોક્ષરૂપ પદાર્થ શો છે, જેની પ્રાપ્તિ થતાં મનુષ્ય સર્વથા કૃતાર્થ થાય છે?” એમ જો પૂછવામાં આવે તો કહેવામાં આવે છેઃ—પ્રથમ તો વૈદિક તથા અવૈદિક એવા પ્રકારથી શાસ્ત્રો બે પ્રકારનાં છે. ત્યાં ચાર્વાક, જૈન, માધ્યમિક, યોગાચાર, સૌત્રાંતિક તથા વૈભાષિક એ નામનાં છ અવૈદિક શાસ્ત્રો છે. ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા તથા ઉત્તરમીમાંસા એ નામનાં છ વૈદિક શાસ્ત્રો છે.

ત્યાં પહેલા ચાર્વાક સિદ્ધાંતમાં પ્રત્યક્ષમાત્રજ પ્રમાણ છે. પ્રત્યક્ષ પ્રમાણ છે મૂલ જેનું એવાં અમુક પ્રકારનાં અનુમાનોનો પણ પ્રત્યક્ષમાંજ સમાવેશ થાય છે. સ્વર્ગ, નરક વગેરે નથી, કારણ કે તેનું પ્રત્યક્ષ

स्वर्गनरकादिकं प्रत्यक्षासिद्धत्वात् । प्रत्यक्षसिद्धमेव सुखदुःखादिकं जीवानाम् । तत्र न धर्माधर्मौ हेतू, किन्तु स्वभाव एव । मोक्षस्तु मरणमेव प्राणवायुनिवृत्तिरूपं न त्वन्यत् । अतो मरणमेव चार्वाकाणां मोक्षः ।

आर्हतास्तु धर्माधर्मस्वर्गनरकादिकमनुमानादिविषयकमपि स्वीकुर्वन्ति । तेषां मते स्वतोऽनुमानप्रमाणस्य प्रामाण्यं स्वीक्रियते न तु चार्वाकाणामिव प्रत्यक्षेऽन्तर्भावः । परस्परविरुद्धत्वादिदोषैर्वेदः प्रामाण्यं नाधिगच्छति । ते हि केशोल्लुञ्चनादिकं धर्मः, प्राणिहिंसादिकमधर्म इति, तपोव्रतादिभिः कृत्स्नकर्मबन्धनक्षयेण चेतनाचेतनात्मकमिदं जगदनेकान्तं बुध्यमानानां सततोर्ध्वगमनादिरूपो मोक्ष इति च मन्यन्ते ।

---

પ્રમાણથી સિદ્ધપણું નથી. જીવોનાં સુખદુ:ખ વગેરે પ્રત્યક્ષસિદ્ધજ છે. તેમાં ધર્મ તથા અધર્મ કારણ નથી, પરંતુ સ્વભાવજ કારણ છે. મોક્ષ તો પ્રાણવાયુના નીકળીજવારૂપ મરણજ છે, બીજું કાંઇ નથી. આથી ચાર્વાક સિદ્ધાંતના અનુયાયીઓના મતમાં મરણજ મોક્ષ છે.

જૈનો તો અનુમાન વગેરે પ્રમાણોના વિષયરૂપ ધર્મ, અધર્મ, સ્વર્ગ, નરક વગેરેનો પણ સ્વીકાર કરે છે. તેઓના મતમાં અનુમાન પ્રમાણનું યથાર્થપણું સ્વત:—પોતાનાથીજ ( બીજા પ્રમાણથી નહિ ) સ્વીકારવામાં આવે છે, પરંતુ ચાર્વાક મતના અનુયાયીઓના સિદ્ધાંત પ્રમાણે તેનો પ્રત્યક્ષ પ્રમાણમાં સમાવેશ થતો નથી. "કેશને છોટવા વગેરે ધર્મ છે, પ્રાણીઓની હિંસા વગેરે અધર્મ છે, ચેતન તથા જડરૂપ આ જગત્‌ને નશ્વર સમજતા લોકોને તપ, વ્રત વગેરેવડે સઘળાં કર્મોનાં બંધનોનો ક્ષય થતાં નિરંતર ઉંચા લોકમાં જવા વગેરેરૂપ મોક્ષ પ્રાપ્ત થાય છે" એમ તેઓ માને છે.

माध्यमिकास्तु प्रमातृप्रभृतीनां सर्वेषामेवासत्त्वमङ्गीकुर्वते । तन्मते शून्यमेव तत्त्वम् । तदुपदेष्टारं च सुगतमुनिं मनसा वाचा कायेन च परिषेवन्ते । तदुपदेशवशाच्च निरन्तरं सर्वस्यास्य जगतः शून्यत्वमवधारयन्ति । तत्प्रभावेण शून्यं तत्त्वमिति सुचिरमविच्छिन्नधारं ध्यायतां शून्यलीनमनस्कानां सर्वशून्यतापरिप्राप्तिलक्षणो मोक्ष इति वदन्ति । अतः शून्यवादिमाध्यमिकमते सर्वशून्यतैव मोक्षः ।

योगाचारमते तु न शून्यमेव तत्त्वं किन्तु विज्ञानमेव । विज्ञानस्य स्थिरत्वे नीलपीतादीनां सर्वदा प्रतिभासप्रसङ्गात्कालभेदेन ज्ञानाकारभेदानुपपत्तेश्च विज्ञानं क्षणिकमिति वदन्ति ।

---

માધ્યમિક બૌદ્ધો તો પ્રમાતા, પ્રમેય વગેરે સઘળાનું અસત્પણું સ્વીકારે છે. તેઓના મતમાં તો શૂન્યજ તત્ત્વ છે. તેનો ઉપદેશ કરનારા સુગત મુનિને તેઓ મન, વચન તથા શરીરથી સેવે છે, તેના ઉપદેશને લીધે આ સઘળા જગત્‌ના નિરંતર શૂન્યપણાનો નિશ્ચય કરે છે, અને તેના પ્રભાવથી 'શૂન્યજ તત્ત્વ છે' એમ લાંબા સમય સુધી ધારા ન તૂટે એવી રીતે ધ્યાન કરતા, તથા શૂન્યમાં લય પામેલા મનવાળા લોકોને સર્વના શૂન્યપણાની પ્રાપ્તિરૂપ મોક્ષ થાય છે, એમ કહે છે. આથી શૂન્યવાદી માધ્યમિક લોકોના મતમાં સર્વનું શૂન્યપણુંજ મોક્ષ છે.

યોગાચાર બૌદ્ધોના મતમાં તો શૂન્યજ તત્ત્વ નથી, પરંતુ વિજ્ઞાનજ તત્ત્વ છે. "જો વિજ્ઞાનનું સ્થિરપણું માનવામાં આવે તો શ્યામ, પીળા વગેરે પદાર્થોની સર્વદા પ્રતીતિ થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, તથા સમયના ફરવા પ્રમાણે જ્ઞાનના આકારમાં ફેર પડે છે તે ન થાય" એમ

यत्सत् तत्क्षणिकं यथा जलधरपटलमित्यादिदृष्टान्तानुगृहीतव्याप्तिनिचयेनापि विज्ञानं क्षणिकमेव निरुच्यते । जीवस्य च चैत्यवन्दनादिपरूबौद्धधर्ममाचरतः सर्वत्रैव जगति विज्ञानात्मकत्वमनुध्यायतो विशुद्धविज्ञानसन्तानोदयरूपो मोक्ष इति तेषामभ्युपगमः ।

सौत्रान्तिकमते त्वान्तरं जगत्प्रत्यक्षम् । बाह्यं तु जगदर्थक्रियाकारित्वरूपसल्लक्षणलक्षितनीलाद्यनुमेयम् । अस्थिरत्वं तु तयोः पूर्ववदेव । मोक्षस्तु विशुद्धविज्ञानसन्तानोदयरूपः ।

---

તેઓ કહે છે. 'જે સત્ (પ્રયોજનની સિદ્ધિ માટે કર્મ કરનાર) છે, તે ક્ષણિક છે, જેમકે મેઘનો સમૂહ' ઇત્યાદિ દૃષ્ટાંતોના અનુગ્રહવાળી વ્યાપ્તિઓના સમૂહથી પણ વિજ્ઞાન ક્ષણિકજ છે, એમ કહેવામાં આવે છે. "ચૈત્ય (બૌદ્ધાભીષ્ટ દેવતા)ને વંદન કરવા વગેરેરૂપ બૌદ્ધ ધર્મને આચરતા તથા સઘળાએ જગતના વિજ્ઞાનાત્મકપણાનું ધ્યાન કરતા જીવને વિશુદ્ધ વિજ્ઞાનના પ્રવાહના ઉદયરૂપ મોક્ષ પ્રાપ્ત થાય છે " એવો તેઓનો સિદ્ધાંત છે.

સૌત્રાંતિક બૌદ્ધોના મતમાં તો હૃદયની અંદરનું જગત્ પ્રત્યક્ષ છે. અર્થક્રિયાકારી અર્થાત્ પ્રયોજનની સિદ્ધિ માટે કર્મ કરનારપણારૂપ સત્ના લક્ષણથી યુક્ત શ્યામ, પીળા વગેરે પદાર્થોરૂપ બહારનું જગત્ તો અનુમેય (અનુમાન પ્રમાણથી જણાય એવું) છે. બહારના અને અંદરના જગત્નું અસ્થિરપણું તો પૂર્વની પેઠેજ છે. મોક્ષ તો વિશુદ્ધ વિજ્ઞાનોના પ્રવાહના ઉદયરૂપ છે.

वैभाषिकाणां मते सौत्रान्तिकानामिव बाह्यार्थस्य नानुमेयता किंतु प्रत्यक्षतैव नीलादीनां बाह्यार्थानां प्रत्यक्षतयैवानुभवदर्शनात् । मोक्षस्तु सौत्रान्तिकोक्तविशुद्धविज्ञानसन्तानोदयरूप एव ।

वैदिकदर्शनेषु प्रथमं तावत्काणाददर्शनदर्शितमोक्षः प्रदर्श्यते । काणादानां सिद्धान्ते जीवात्मा परमात्मा चेति द्विविध आत्मा । तत्र जीवात्मा प्रतिदेहं भिन्नो धर्माधर्माश्रयः सुखदुःखभोक्ता । परमात्मा तु सर्वज्ञः सर्वशक्तिविशिष्टः सुखदुःखधर्माधर्मशून्यो ज्ञानाद्यष्टगुणवान् । कर्मणामचेतनानां नियमेन फलदाने सामर्थ्यशून्यतया तमेव कर्मफलदातारमङ्गीकुर्वते ।

વૈભાષિક બૌદ્ધોના મતમાં તો સૌત્રાંતિક બૌદ્ધોના સિદ્ધાંત પ્રમાણે બહારના પદાર્થનું અનુમેયપણું નથી, પરંતુ પ્રત્યક્ષપણુંજ છે; કારણ કે શ્યામ વગેરે બહારના પદાર્થોનો પ્રત્યક્ષપણાથીજ અનુભવ થતો જોવામાં આવે છે. મોક્ષ તો સૌત્રાંતિક બૌદ્ધ લોકોએ કહેલો વિશુદ્ધ વિજ્ઞાનોના પ્રવાહના ઉદયરૂપજ છે.

વૈદિક દર્શનો (તત્ત્વજ્ઞાનનાં શાસ્ત્રો)માં તો પ્રથમ કણાદના દર્શને (વૈશેષિક શાસ્ત્રે) બતાવેલો મોક્ષ દર્શાવવામાં આવે છે. વૈશેષિક લોકોના સિદ્ધાંતમાં જીવાત્મા અને પરમાત્મા એમ આત્મા બે પ્રકારનો છે. ત્યાં જીવાત્મા પ્રત્યેક શરીરમાં ભિન્ન ભિન્ન છે, ધર્મ તથા અધર્મનો આશ્રય છે, તથા સુખદુઃખનો ભોકતા છે. પરમાત્મા તો સર્વજ્ઞ, સર્વશકિતઓથી યુકત, સુખ, દુઃખ, ધર્મ તથા અધર્મથી શૂન્ય અને જ્ઞાન વગેરે આઠ ગુણોવાળો છે. વૈશેષિક લોકો અચેતન (જડ) કર્મોનું અવશ્ય ફળ આપવામાં સામર્થ્યથી શૂન્યપણું હોવાને લીધે કર્મનાં ફળો આપ-

जीवात्मैव स्वकर्मानुसारेण फलभोगाय सुरनरासुरयक्षगन्धर्वपिशाचराक्षसपशुपक्षिकीटपतङ्गस्थावरसरीसृपादीनां शरीरमाश्रित्य तत्तत्कर्मफलं भुङ्क्ते । परमात्मा तु अशरीरी नित्यज्ञानेच्छाप्रयत्नगुणकः सर्वमिदं जगल्लीलावशाज्जीवकर्मानुसारेण सृजति व्यवस्थापयति काले च प्रलयं संप्रापयति । वेदास्तस्यैव परमात्मनः श्वासोच्छ्वासरूपा लोकोपकाराय तदादेशसंज्ञां भजन्तः सुकृतविधौ दुष्कृतनिषेधे च प्रामाण्यमुपगच्छन्ति । तत्र मुमुक्षुजनस्य दृष्टानुश्रविकेषु विषयेषु वितृष्णस्य ज्ञानपूर्वकमेव फलाभिसन्धिराहित्येन यथानियमं कर्माण्यनुतिष्ठतः स्वकर्मानुसारेण विशुद्धकुले विशुद्धश्रद्धाविशिष्टं जन्म

નારા તેજ પરમાત્માનો સ્વીકાર કરે છે. જીવાત્માજ પોતાનાં કર્મોને અનુસારે ફળોના ભોગ માટે દેવ, મનુષ્ય, અસુર, યક્ષ, ગંધર્વ પિશાચ, રાક્ષસ, પશુ, પક્ષી, કીડા, પંતગીઆં, વૃક્ષો, સર્પ વગેરેનાં શરીરોનો આશ્રય કરી તે તે કર્મોનાં ફળો ભોગવે છે. શરીરથી રહિત તથા નિત્ય જ્ઞાન, ઇચ્છા તથા પ્રયત્ન એ ગુણોવાળો પરમાત્મા તો આ સઘળા જગતને જીવનાં કર્મોને અનુસારે લીલાથી સરજે છે, વ્યવસ્થામાં રાખે છે, તથા સમય પ્રાપ્ત થતાં તેનો સંહાર કરે છે, તેજ પરમાત્માના શ્વાસોશ્વાસરૂપ વેદો લોકોપકાર માટે 'પરમાત્માની આજ્ઞા' એવા નામને પ્રાપ્ત થતાં પુણ્યના વિધાનમાં તથા પાપના નિષેધમાં પ્રમાણપણાને પામે છે. ત્યાં આ લોકના તથા પરલોકના વિષયોમાં તૃષ્ણાથી મુક્ત તથા જ્ઞાનપૂર્વકજ ફલની ઇચ્છાથી રહિતપણાવડે નિયમ પ્રમાણે કર્મો કરતા મનુષ્યને પોતાનાં કર્મોને અનુસારે અત્યંત શુદ્ધ કુળમાં પરમ પવિત્ર શ્રદ્ધાથી યુક્ત જન્મ મળે છે. તે જન્મમાં નિરંતર દુઃખોના આઘાતો આવી પડ-

संपद्यते । तत्र च प्रत्यहं दुःखाभिघातमुत्प्रेक्षमाणस्य दुःखनिवृत्त्युपायजिज्ञासया गुरूपसदनेन कुतो नु खलु मे दुःखोपरम आत्यन्तिकः स्यादिति पृच्छतः करुणावशीकृतमानसस्य गुरोः समीपतः द्रव्यगुणकर्मसामान्यविशेषसमवायाख्यषट्पदार्थतत्त्वज्ञानं श्रौतं संपद्यते । ततश्च क्रमेण मनननिदिध्यासनादिना समुपजाते आत्मप्रत्यक्षे सवासनविपर्ययज्ञाननिवृत्त्या रागद्वेषाद्यभावेन तज्जनितधर्माधर्मयोरनुत्पादे पूर्वसंचितयोश्चोपभोगेन विनाशे निवृत्तिफलहेतुना कर्मान्तरेणपरमार्थदर्शनजनिते सुखे संपन्नेऽनन्तरं शरीरहेतुकर्मणामप्यभावे एकविंशतिदुःख-

વાનું ધારતા, અને તેથીજ દુઃખની નિવૃત્તિના ઉપાયને જાણવાની ઇચ્છાથી ગુરૂ પાસે જઇ 'મને શાથી દુઃખોની અત્યંત નિવૃત્તિ થશે?' એમ પૂછતા મનુષ્યને કરૂણાથી વશ થએલા મનવાળા ગુરૂ પાસેથી દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ તથા સમવાય એ નામના છ પદાર્થોના શાસ્ત્રોક્ત જ્ઞાનનો લાભ થાય છે. ત્યારપછી ક્રમવડે મનન, નિદિધ્યાસન વગેરેથી આત્માનું પ્રત્યક્ષ થતાં, વાસનાસહિત વિપર્યયજ્ઞાનની નિવૃત્તિથી રાગ, દ્વેષ વગેરેનો અભાવ થવાથી તેઓથી ઉત્પન્ન થતા ધર્મ તથા અધર્મની ઉત્પત્તિ નહિ થવાને લીધે, પૂર્વે એકઠા કરેલા ધર્મ તથા અધર્મનો ઉપભોગથી નાશ થવાને લીધે, તથા નિવૃત્તિરૂપ ફળના કારણભૂત બીજા કર્મથી યથાર્થ વસ્તુના જ્ઞાનવડે ઉત્પન્ન થયેલું સુખ પ્રાપ્ત થતાં પછી શરીરનાં કારણભૂત કર્મોનો પણ અભાવ થવાને લીધે એકવીસ દુઃખોની[1]

[1] શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જિહ્વા, ઘ્રાણ, મન, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, સંકલ્પ વિકલ્પ, સ્મૃતિ, પ્રત્યક્ષ, અનુમિતિ, ઉપમિતિ, શાબ્દીપ્રમા, અયથાર્થાનુભવ, સુખ, દુઃખ અને શરીર એ એકવીસ દુઃખો છે.

निवृत्तिलक्षणो मोक्षः संपद्यते । अतः काणादसिद्धान्त एक-विंशतिदुःखात्यन्तिकनिवृत्तिलक्षणो मोक्षः ।

नैयायिकास्तु सर्वेषामेव जीवानामपवर्गदशायामत्यन्तदुःखनिवृत्तेरावश्यकत्वेन सर्वतन्त्रसिद्धान्तभूतामत्यन्तदुःखनिवृत्तिमेव मोक्षं समीचीनतया व्यवस्थापयन्ति ।

पूर्वमीमांसकास्तु वेदस्य स्वतः प्रामाण्यं मन्त्रार्थवादादीनां च विधिशेषत्वेन प्रामाण्यं स्वीकुर्वन्ति । स्वर्गादिलोका नित्या इन्द्रादिदेवताश्चतुर्थ्यन्तपदमात्रात्मिकाः । एतन्मते ईश्वरः सर्वज्ञः कश्चिन्नास्ति । धर्मोऽग्निहोत्रदर्शपूर्णमासादिलक्षण एव । अधर्मश्च निषिद्धक्रियालक्षणः ।

---

અત્યંત નિવૃત્તિરૂપ મોક્ષનું સંપાદન થાય છે. આથી કણાદને અનુસરનારા તાર્કિક લોકોના સિદ્ધાંતમાં એકવીસ દુઃખોની અત્યંત નિવૃત્તિ એ મોક્ષ છે.

નૈયાયિક ( ગૌતમને અનુસરનારા ) લોકો તો મુક્તિદશામાં સઘળા પણ જીવોને દુઃખોની અત્યંત નિવૃત્તિ આવશ્યક હોવાને લીધે સર્વ શાસ્ત્રોના સિદ્ધાંતભૂત એવી દુઃખોની અત્યંત નિવૃત્તિનુંજ મોક્ષપણાથી સારી રીતે સ્થાપન કરે છે.

પૂર્વમીમાંસકો તો વેદનું સ્વતઃપ્રમાણપણું અને મંત્ર, અર્થવાદ વગેરેનું વિધિના શેષ ( અંગ ) પણાથી પ્રમાણપણું સ્વીકારે છે. વળી તેઓ 'સ્વર્ગ વગેરે લોકો નિત્ય છે, અને ઇંદ્ર વગેરે દેવતાઓ ચોથી વિભક્તિવાળાં ( **इन्द्राय** ઇત્યાદિ ) પદોરૂપજ છે' એમ માને છે. આ પૂર્વ મીમાંસકોના મતમાં સર્વજ્ઞ ઇશ્વર કોઇ નથી. ધર્મ અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણમાસ વગેરેરૂપજ છે, અને અધર્મ નિષિદ્ધ ક્રિયારૂપ છે.

प्राभाकराणां मते वेदविहितकर्मैव मोक्षदम्। मोक्षश्च वैशेषिकाणामिव करणाद्युपरमेणात्मनः स्वरूपेण पाषाणवदवस्थानमेव। भाट्टानामपि वेदविहितकर्मैव मोक्षदम्। किंतु मोक्षदशायां न वैशेषिकाणामिवात्मनः पाषाणवदवस्थानं, परंतु नित्यसुखसाक्षात्कारो मोक्षः।

साङ्ख्यसिद्धान्ते तु प्रधानं प्रधानम्। अस्मिन्मते आत्मपदवाच्याः पुरुषा बहवः। ते च निर्गुणा निष्क्रियाश्च। सर्वे-गुणाः प्रकृतिं गताः। प्रकृतेरचेतनत्वेऽपि चैतन्यमयपुरुषसंनिधानेनायस्कान्तसांनिध्येन लोहस्येव क्रिया न विरुद्धा। तत्र निरीश्वरसाङ्ख्यमतेऽन्धपङ्गुन्यायेनोभयोः प्रकृतिपुरुषयोः

પ્રભાકર ભટ્ટના અનુયાયી મીમાંસકોના મતમાં વેદવિષે વિહિત કર્મજ મોક્ષ આપનારૂં છે. વૈશેષિકોના મત પ્રમાણે ઇંદ્રિયો વગેરેના ઉપરામથી આત્માની સ્વરૂપવડે પાષાણની પેઠે સ્થિતિજ મોક્ષ છે. વળી તેઓના મત પ્રમાણે વેદવિહિત કર્મજ મોક્ષ આપનાર છે, પરંતુ મોક્ષદશામાં વૈશેષિકોના માનવા પ્રમાણે આત્માની પાષાણની પેઠે સ્થિતિ મોક્ષ નથી, પણ નિત્ય સુખનો સાક્ષાત્કાર મોક્ષ છે.

સાંખ્ય લોકોના સિદ્ધાંતમાં તો પ્રધાન મુખ્ય છે. આ મતમાં 'આત્મા' એ પદથી કહેવાતા પુરૂષો ઘણા છે. તેઓ નિર્ગુણ તથા નિષ્ક્રિય છે. સઘળા ગુણો પ્રકૃતિમાં રહેલા છે. પ્રકૃતિનું અચેતનપણું હોવા છતાં પણ લોહચુંબકના સમીપપણાથી લોઢાની ચેષ્ટાની પેઠે ચૈતન્યરૂપ પુરૂષના સમીપપણાથી પ્રકૃતિની ચેષ્ટા થવામાં કોઇ જાતનો વિરોધ નથી. ત્યાં નિરીશ્વર સાંખ્યલોકોના મતમાં સંસાર **अन्धपङ्गु**[1]

[1] એક આંધળા માણસને તથા બીજા એક પાંગળા માણસને

संयोगादविवेकप्रसूतः संसारः । तयोश्च विवेकग्रहेणानादेरप्यविवेकस्य नाशादात्मनः कैवल्यम् । अत्र तत्त्वज्ञानमेव कैवल्यकारणम् । सेश्वरसाङ्ख्ये योगस्य मोक्षप्राप्तौ प्राधान्यम् । सेश्वरनिरीश्वरयोर्द्वयोर्योगसाङ्ख्ययोर्दुःखात्यन्तनिवृत्तिरेव परमपुरुषार्थो मोक्षः । अत्र सेश्वरसाङ्ख्यपदेन योगशास्त्रं बोध्यम् । तत्र सेश्वरनिरीश्वरयोर्द्वयोरपि मतयोर्दुःखात्यन्तनिवृत्तिरूपः परमपुरुषार्थो मोक्षः । तदुक्तं साङ्ख्यसूत्रे—" त्रिविधदुःखा-

---

ન્યાયથી પ્રકૃતિ તથા પુરૂષ એ બન્નેના સંયોગથી અવિવેકને લીધે જન્મેલો છે. પુરૂષ તથા પ્રકૃતિનો વિવેક કરવાથી અનાદિ એવા પણ અવિવેકનો નાશ થવાને લીધે આત્માને મોક્ષ પ્રાપ્ત થાય છે. આ મતમાં તત્ત્વજ્ઞાનજ મોક્ષનું કારણ છે. સેશ્વરસાંખ્ય ( યોગશાસ્ત્ર )માં યોગનું મોક્ષની પ્રાપ્તિમાં પ્રધાનપણું છે. સેશ્વર તથા નિરીશ્વર એ બન્ને યોગ તથા સાંખ્યમાં દુઃખની અત્યંત નિવૃત્તિજ પરમપુરૂષાર્થરૂપ મોક્ષ છે. અહિં **सेश्वरसाङ्ख्य** એ પદથી યોગશાસ્ત્ર સમજવું. ત્યાં સાંખ્ય અને યોગ એ બન્ને પણ મતમાં દુઃખની અત્યંત નિવૃત્તિરૂપ પરમ પુરૂષાર્થ મોક્ષ છે. તે પ્રમાણે સાંખ્યસૂત્રમાં કહ્યું છે કે **त्रिविध...**

---

કોઇ રસ્તે જવું છે, પરંતુ તેઓ જાતે તેમ કરી શકતા નથીઃ કારણ કે આંધળા માણસને કોઇ રસ્તો બતાવનાર જોઇએ, તથા પાંગળા માણસને કોઇ ઉપાડનાર જોઇએ. આથી આંધળો માણસ પાંગળા મનુષ્યને ઉપાડે છે, અને પાંગળો માણસ તેના ખભાપર બેસી રસ્તો બતાવતો જાય છે. આ પ્રમાણે બન્ને રસ્તો કાપે છે. આ **अन्धपङ्गु** ન્યાય છે.

त्यन्तनिवृत्तिरत्यन्तपुरुषार्थः''। सेश्वरसाङ्ख्यपातञ्जलदर्शनेऽपि हेयं दुःखमनागतमिति सूत्रपर्यालोचनेन सुखदुःखहानस्यैव मोक्षरूपता प्रतिभासते। यच्च क्वचिदन्यादृशं स्वरूपमुपलभ्यते मोक्षस्य साङ्ख्यग्रन्थेषु तस्यापि परम्परयाऽत्रैव तात्पर्यम्।

केचिन्मोक्षे योगसहितस्य ज्ञानस्य हेतुतां ब्रुवते। केचिज्ज्ञानसहाययोगस्य, केचिज्ज्ञानमात्रस्यैव। सर्वत्र ज्ञानस्यापेक्षणान्मुक्तिमार्गे ज्ञानस्यैव प्राधान्यम्। योगेन द्विविधानि फलानि संपद्यन्ते—विद्यामयान्यविद्यामयानि च। तत्र विद्यामयानि भक्तिज्ञानवैराग्याणि, अविद्यामयान्यणिमाद्यष्टैश्वर्याणि। तेषु

(ત્રણ પ્રકારનાં આધ્યાત્મિક, આધિદૈવિક તથા આધિભૌતિક દુઃખોની અત્યંત નિવૃત્તિ એ પુરૂષાર્થ છે). સેશ્વરસાંખ્યરૂપ યોગદર્શનમાં પણ हेयं...( ભવિષ્ય દુઃખનો ત્યાગ કરવો જોઇએ ) એ સૂત્રનો વિચાર કરતાં સુખ તથા દુઃખના ત્યાગનુંજ મોક્ષરૂપપણું ભાસે છે. સાંખ્યગ્રંથોમાં ક્યાંક જે બીજા પ્રકારનું મોક્ષનું સ્વરૂપ જોવામાં આવે છે તેનું પણ પરંપરાથી આમાંજ તાત્પર્ય છે.

કેટલાએક લોકો મોક્ષમાં યોગસહિત જ્ઞાનનું, કેટલાએક લોકો જ્ઞાનસહિત યોગનું તથા કેટલાએક લોકો કેવળ જ્ઞાનનું કારણપણું કહે છે. સર્વ મતોમાં જ્ઞાનની તો જરૂર રહેવાથી મુક્તિમાર્ગમાં જ્ઞાનનુંજ મુખ્યપણું છે. યોગવડે વિદ્યામય તથા અવિદ્યામય એમ બે પ્રકારનાં ફળો ઉત્પન્ન થાય છે. તેમાં ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્ય એ વિદ્યામય છે, અને અણિમા વગેરે આઠ ઐશ્વર્યો[1] એ અવિદ્યામય છે. તેઓમાં પરમાર્થ પદાર્થભૂત મોક્ષની

१ अणिमा महिमा चैव गरिमा लघिमा तथा।
प्राप्तिः प्राकाम्यमीशित्वं वशित्वं चाष्ट सिद्धयः॥

च विद्यामयानि परमार्थलाभेऽन्तरायभूतानि । ऐश्वर्यलाभेन कृतकृत्यताविज्ञानादनन्तरं प्रकृष्टपदलाभौत्सुक्यप्रतिरोधात् । अतो विद्यामयानि योगफलान्युपादेयानि नेतराणि । अष्टाङ्गयोगानुष्ठानेन परमेश्वरप्रणिधानेन च प्रकृतिपुरुषविवेकसाक्षात्कृतावनुपप्लवायां समुत्पन्नायामविद्यादयः क्लेशाः समुच्छिन्नाः, कर्माशयाश्च विलीना भवन्ति । तत एव पुरुषः केवलो निर्लेपः सम्यङ् निर्वाणमुपैति । पदार्थान्तरचिन्तासंभवाऽन्यादृशविवेक-

---

પ્રાપ્તિમાં અવિદ્યામય ફળો વિઘ્નોરૂપ છે, કારણ કે ઐશ્વર્યની પ્રાપ્તિથી કૃતાર્થપણાનું જ્ઞાન થયા પછી ઉંચા પદની પ્રાપ્તિમાં ઉત્સુકપણું અટકી પડે છે. આથી યોગનાં વિદ્યામય ફળો સ્વીકારવા યોગ્ય છે, પરંતુ બીજાં અવિદ્યામય ફળો સ્વીકારવા યોગ્ય નથી. આઠ અંગવાળા યોગને આચરવાથી અને નિષ્કામપણાવડે ઇશ્વર વિષે સર્વ કર્મોનું અર્પણ અથવા ઇશ્વરનું સ્તવનપરિચિંતનાદિ કરવાથી કોઇ પણ જાતની અડચણ વગરનો પ્રકૃતિ તથા પુરૂષના વિવેકનો સાક્ષાત્કાર ઉત્પન્ન થતાં અવિદ્યા વગેરે કલેશોનો સારી રીતે નાશ થાય છે, તથા કર્મોના સંસ્કારોનો લય થાય છે. તેથીજ પુરૂષ કેવળ અર્થાત્ સંગવગરનો થઇ સારી રીતે મોક્ષપદને પામે છે. બીજા પદાર્થના ચિંતનથી ઉત્પન્ન થયેલી, અને બીજા પ્રકારનો વિવેક છે મૂલ જેનું એવી તો સામયિક મુક્તિ છે.

---

અણિમા (સૂક્ષ્મપણું), મહિમા (મોટાપણું), ગરિમા (ભારેપણું), લઘિમા (હલકાપણું), પ્રાપ્તિ (ગમે ત્યાં પહોંચવાનું સામર્થ્ય), પ્રાકામ્ય (સિદ્ધ ઇચ્છાવાળાપણું), ઇશિત્વ (નિયામકપણું) તથા વશિત્વ (જિતેંદ્રિયપણું) એ આઠ સિદ્ધિઓ છે.

मूला तु सामयिकमुक्तिरस्ति सा तु सान्ता। प्रकृतिपुरुषविवेकप्रभवा मुक्तिरेव निरन्ता। पूर्वोक्त एव ध्यायिनां विवेकः।

अथेदानीं ब्रह्मवादिनां मते मोक्षप्रकार उच्यते—ब्रह्मवादिनश्च द्विविधाः। औपनिषदाः पौराणिकाश्च। औपनिषदा अपि द्विविधाः। सगुणब्रह्मवादिनो निर्गुणब्रह्मवादिनश्च। तत्र श्रीबौधायनरामानुजाचार्यभास्कराचार्यप्रभृतयः सगुणब्रह्मवादिनः। श्रीमच्छङ्कराचार्यप्रभृतयो निर्गुणब्रह्मवादिनः।

तत्र सगुणब्रह्मवादिनां श्रीबौधायनमतानुयायिश्रीरामानुजाचार्याणां राद्धान्ते मूलतत्त्वं त्रिविधं जडजीवेश्वरभेदात्।

---

તે તો અંતવાળી છે. પ્રકૃતિ તથા પુરુષના વિવેકથી ઉત્પન્ન થયેલી મુક્તિજ અંતવગરની છે. ધ્યાન કરનારાઓનો વિવેક પહેલાં કહેવાયેલોજ છે.

હવે બ્રહ્મવાદીઓના મત પ્રમાણે મોક્ષનો પ્રકાર કહેવામાં આવે છેઃ—બ્રહ્મવાદીઓ બે પ્રકારના છે—ઉપનિષદ્‌ના મતને અનુસરનારા તથા પુરાણના મતને અનુસરનારા. ઉપનિષદ્‌ના મતને અનુસરનારા પણ બે પ્રકારના છે—સગુણબ્રહ્મવાદીઓ તથા નિર્ગુણબ્રહ્મવાદીઓ. તેમાં શ્રીબૌધાયન, રામાનુજાચાર્ય તથા ભાસ્કરાચાર્ય વગેરે સગુણબ્રહ્મવાદીઓ છે, શ્રીમાન્ શંકરાચાર્ય વગેરે નિર્ગુણબ્રહ્મવાદીઓ છે.

તેમાં શ્રીબૌધાયનના મતને અનુસરનારા સગુણબ્રહ્મવાદી શ્રીરામાનુજાચાર્યના સિદ્ધાંતમાં જડ, જીવ તથા ઇશ્વર એ ભેદથી મૂલ તત્ત્વ ત્રણ પ્રકારનું છે. તેમાં પાંચ ભૂતોથી બનેલું દેહ વગેરે સઘળું જગત્

तत्र जडं सुप्रसिद्धं पञ्चभूतमयं देहादिकमखिलं जगत् । तदेव भोगसाधनम् । तदपेक्षया स्वरूपप्रकृतिभ्यामतिविलक्षणश्चिद्रूपो जीवः । तस्याप्यन्तर्यामी परमेश्वरः । स हि सर्वजडजीवव्यापी सर्वनियामकश्च । न हि जीवेश्वरयोरौपाधिको भेदः किंतु वास्तविकः । मुक्तिदशायामपि तयोर्भेदस्य शास्त्रसिद्धत्वात् । तदुक्तं मुण्डके--"तदा विद्वान्पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यमुपैति" । तथा गीतायामपि "इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः" इति । अत्र साधर्म्यपदेन समानगुणवत्त्वं, तच्च नहि स्वीयं साम्यं स्वस्मिन्संभवति साम्यस्य भेदघटित-

જડ છે એ અત્યંત પ્રસિદ્ધ છે. તેજ ભોગનું સાધન છે. તેના કરતાં સ્વરૂપ તથા પ્રકૃતિથી અત્યંત ભિન્ન ચૈતન્યરૂપ જીવ છે. તેનો પણ અંતર્યામી પરમેશ્વર છે. તે સર્વ જડ પદાર્થોમાં તથા જીવોમાં વ્યાપક છે, અને સર્વનો નિયામક છે. જીવ તથા ઇશ્વરનો ઉપાધિથી થયેલો ભેદ નથી, પરંતુ વાસ્તવિક છે; કારણ કે મોક્ષદશામાં પણ તેઓનો ભેદ શાસ્ત્ર-સિદ્ધ છે. તે પ્રમાણે મુંડક ઉપનિષદ્‌માં કહ્યું છે કે **तदा**...(મોક્ષદશામાં બ્રહ્મવેત્તા પુરૂષ પુણ્ય તથા પાપ એ બન્નેથી છૂટો થઇ નિર્લેપ બની ઇશ્વરની સાથે પરમ સદૃશ–તુલ્યપણાને પામે છે. તે પ્રમાણે ગીતામાં પણ **इदं**...( આ જ્ઞાનનો આશ્રય કરી મારા સાધર્મ્ય–સદૃશપણાને પ્રાપ્ત થયેલા ) એમ કહ્યું છે. અહિં સાધર્મ્યપદથી સમાન ગુણવાળા-પણું—સદૃશપણું લેવાનું છે, અને તે પોતાનું સદૃશપણું પોતાનામાં સંભવતું નથી, કારણ કે સદૃશપણું ભેદથી[1] યુક્ત છે. તે પ્રમાણેજ

[1] **तद्भिन्नत्वे सति तद्गतभूयोधर्मवत्त्वं सादृश्यम्** (તેનાથી જુદાપણું હોતાં તેમાં રહેલા ઘણા ધર્મોવાળાપણું એ સદૃશપણું છે.

त्वात् । तथैव ब्रह्मसूत्रेऽपि मुक्तोपसृप्यव्यपदेशाच्चेति सूत्रे प्रतिपादितो मुक्तिदशायामपि जीवेश्वरयोर्भेदः । अतो जीवेश्वरयोर्भेदो वास्तविको न त्वौपाधिकः ।

अस्मिन्मते माया नानिर्वचनीयाऽज्ञानरूपा च, किंतु ईश्वराद्वस्तुतो भिन्नं तच्छरीररूपं त्रिगुणात्मकं प्रधानमेव । तदेव सर्वं जगदात्मना परिणमते । एतन्मते जीवोऽणुपरिमाणो नित्यः, प्रतिशरीरं भिन्नः स्वयंप्रकाशश्च । तस्य न स्वतः कर्तृत्वादिकं किंतु परमेश्वराधीनमेव । स चायं जीवात्मा बद्धमुक्तनित्यभेदात्त्रिविधः । आब्रह्मस्तम्बपर्यन्ताः सर्वसंसारिणो जीवा बद्धाः ।

---

બ્રહ્મસૂત્ર વિષે પણ मुक्तोपसृप्यव्यपदेशाच्च । १ । ३ । २ । ('બ્રહ્મ રાગદ્વેષાદિક દોષોથી રહિત લોકોથી પમાય એવું છે' એમ શ્રુતિમાં કહ્યું છે, તેથી તે સ્વર્ગ, પૃથ્વી વગેરેનું અધિષ્ઠાન છે) એ સૂત્રમાં મોક્ષદશાની અંદર પણ જીવ તથા ઇશ્વરના ભેદનું પ્રતિપાદન કર્યું છે. આથી જીવ તથા ઇશ્વરનો ભેદ વાસ્તવિક છે, પરંતુ ઔપાધિક નથી.

આ મતમાં અનિર્વચનીય અને અજ્ઞાનરૂપ માયાનો સ્વીકાર નથી, પરંતુ ઇશ્વરથી વાસ્તવિક રીતે ભિન્ન અને તેના શરીરરૂપ ત્રિગુણાત્મક પ્રધાનનોજ સ્વીકાર છે. તેજ સર્વ જગત્‌રૂપે પરિણામ પામે છે. આ મતમાં જીવ અણુ પરિમાણવાળો, નિત્ય, પ્રત્યેક શરીરમાં ભિન્ન તથા સ્વયંપ્રકાશ છે. તેનું કર્તાપણું વગેરે સ્વતઃ—પોતાની જાતે નથી, પરંતુ પરમેશ્વરને આધીનજ છે. તે આ જીવાત્મા બદ્ધ, મુક્ત અને નિત્ય એવા ભેદથી ત્રણ પ્રકારનો છે. બ્રહ્માથી માંડી ખડના થુંબડા પર્યંત સઘળા સંસારી જીવો બદ્ધ છે. પુરૂષોત્તમની ઉપાસનાથી છોડી દીધેલ છે

पुरुषोत्तमोपासनया परित्यक्तसूक्ष्मदेहा वैकुण्ठविहारिणो मुक्ताः । न तेषामवधिरस्ति ब्रह्मानुभूतेः । तदानीं मुक्तिदशायामप्राकृतशब्दस्पर्शरूपरसगन्धशक्तिज्ञानानन्दरूपा अष्टौ गुणाः सम्यगनुभूयन्ते । नित्यजीवास्तु गरुडानन्तविष्वक्सेनप्रभृतयः ।

एतन्मते नित्यविभूतिमयः स्वप्रकाशो देशविशेषोऽस्ति । स चायमूर्ध्वमपरिच्छिन्नः केवलमध एव प्राप्तपरिच्छेदः । स एव भोगसाधनं पुरुषोत्तमस्य मुक्तानां नित्यजीवानां च । सविशेष एव परमात्मा । तस्य जगत्कारणत्वेन तदुपयोगिसर्वज्ञत्वादिरूपकल्याणगुणादीनामवश्यमङ्गीकर्तव्यत्वात् । निर्गुणब्रह्मवादिश्रुतयस्तु हेयगुणनिषेधपरतया व्याख्येयाः । एतन्मते

---

સૂક્ષ્મ દેહ જેઓએ એવા વૈકુંઠમાં વિહાર કરનારા જીવો મુક્ત છે. મોક્ષ દશામાં દિવ્ય શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, શક્તિ, જ્ઞાન તથા આનંદરૂપ આઠ ગુણો સારી રીતે અનુભવાય છે. ગરૂડ, અનંત, વિષ્વક્સેન વગેરે નિત્ય જીવો છે.

આ મતમાં અમુક પ્રકારનો નિત્ય ઐશ્વર્યમય તથા સ્વયંપ્રકાશ પ્રદેશ (લોક) છે. તે આ લોક ઉંચે પરિચ્છેદ (માપ) વગરનો છે, અને કેવળ નીચેજ પરિચ્છેદવાળો છે. તેજ પુરૂષોત્તમના, મુક્ત જીવોના તથા નિત્ય જીવોના ભોગનું સાધન છે. પરમાત્મા જીવના કરતાં વિશિષ્ટતાથી યુક્તજ છે, કારણ કે તેનું જગતના કારણપણું હોવાને લીધે તેમાં જગત્‌ના કારણપણાને ઉપયોગી સર્વજ્ઞપણા વગેરેરૂપ શુભ ગુણો વગેરે અવશ્ય સ્વીકારવા જોઇએ. નિર્ગુણ બ્રહ્મને કહેનારી શ્રુતિઓનું તો છોડી દેવા યોગ્ય ગુણોનો નિષેધ કરવામાં તત્પરપણું છે, એમ વ્યાખ્યાન

सर्वोऽपि प्रपञ्चः सत्य एव । अन्यथा प्रपञ्चान्तर्गतस्य शास्त्रस्यापि मिथ्यात्वेन तज्जनितस्य ज्ञानस्य सम्यक्त्वमनुपपन्नं भवेत्। तथात्वे च सम्यग्दर्शननिबन्धनमोक्षवादोऽपि लयं गच्छेत् । नहि मनोरथशतसंजनितानामपि मोदकानां रसनामोदसाधनतामुपलभामहे । नापि मृगतृष्णिकासलिलधारया पश्यामः सुतरामपि भ्रान्तानां स्नानावगाहनादिकं कृत्यम् । ज्ञानादिकं जीवस्यापि धर्मः । जीवगुणभूतस्य ज्ञानस्य संसारदशायां कर्मणा संकोचः । कर्मबन्धनविलये च मोक्षदशायां विकासः संपद्यते । अत एव सकामकर्मपरित्यागेन भक्तिविशुद्धमन्तःकरणं दधानेन जीवेन पुरुषोत्तमः समाराधनीयः । स च भग-

---

કરી લેવું. આ મતમાં સઘળો પણ પ્રપંચ સત્યજ છે; નહિ તો જગત્‌ની અંદર આવી જતા શાસ્ત્રનું પણ મિથ્યાપણું હોવાથી તે શાસ્ત્રે ઉત્પન્ન કરેલા જ્ઞાનનું યથાર્થપણું બંધબેસતું થાય નહિ. તેમ થતાં યથાર્થ જ્ઞાનને લીધે થતા મોક્ષની ચર્ચા પણ લય પામે છે; કારણ કે સેંકડો મનોરથોથી ઉત્પન્ન કરેલા પણ લાડુઓનું જિહ્વાને આનંદ આપવાના સાધનપણું આપણે અનુભવતા નથી, તેમ ઝાંઝવાના જળની ધારાથી અત્યંત ભ્રાંતિ પામેલા મનુષ્યનાં સ્નાન, જલપ્રવેશ વગેરે કૃત્ય જોતા નથી. જ્ઞાન વગેરે ગુણો જીવના પણ ધર્મો છે. જીવના ગુણરૂપ જ્ઞાનનો સંસારદશામાં કર્મવડે સંકોચ થાય છે, અને કર્મનાં બંધનોનો નાશ થતાં મોક્ષદશામાં વિકાસ ( વિસ્તાર ) થાય છે. આથીજ સકામ કર્મોનો ત્યાગ કરી ભક્તિથી અત્યંત શુદ્ધ અંતઃકરણ ધારણ કરતા જીવે પુરૂષોત્તમની સારી રીતે આરાધના કરવી જોઇએ. તે ભગવાન્ જ્યારે તે

वान्यदा तमिमं भक्तं स्वीयत्वेनाङ्गीकुरुते तदैव भगवता सह निरुपद्रवमनन्तभोगलाभः, सैवावस्था मुक्तिरिति । सैव सामीप्याद्यन्यतमरूपा । एतन्मते सर्वज्ञत्वादिविषये ईश्वरसाम्यमेव साम्यमुक्तिः । केवलं परमेश्वरे सर्वकर्तृत्वमेवाधिकम् । उपपादितं चेदं पञ्चरात्ररहस्ये । एतन्मते पञ्चरात्रागमः सर्वथा प्रमाणमङ्गीक्रियते । इत्थं रामानुजाचार्यमते सालोक्यादिरूप एव मोक्षः ।

---

આ ભકતનો 'સ્વીય–પોતાનો છે' એવાપણાથી સ્વીકાર કરે છે, ત્યારેજ તેને ભગવાન્‌ની સાથે ઉપદ્રવ–હરકત વગર અનંત ભોગની પ્રાપ્તિ થાય છે. તેજ અવસ્થા મુકિત છે, અને તેજ સામીપ્ય[1] વગેરેમાંની એક પ્રકારની મુકિત છે. આ મત વિષે સર્વજ્ઞપણા વગેરેના વિષયમાં ઇશ્વરની સાથે સરખાપણુંજ એ સામ્યમુકિત છે. પરમેશ્વરમાં કેવળ સર્વને સરજનારપણુંજ અધિક છે. પંચરાત્રરહસ્યમાં આ બાબતનું ઉપપાદન કર્યું છે. આ મતમાં પંચરાત્રાગમ–પંચરાત્ર નામના શાસ્ત્રને સર્વથા પ્રમાણરૂપ સ્વીકારવામાં આવે છે. આ પ્રમાણે રામાનુજ આચાર્યના મતમાં સાલોકય વગેરેરૂપજ મોક્ષ છે.

---

૧ સામીપ્ય—સાલોક્ય (સમાન લોકવાળાપણું), સારૂપ્ય (સમાન રૂપવાળાપણું), સાર્ષ્ટિ (સમાન વૈભવવાળાપણું), અને સાયુજ્ય (સમાન ગુણવાળાપણું). આ મુકિતના પ્રકારો એકદેશીના મત પ્રમાણે છે.

निर्गुणब्रह्मवादिनां पूज्यपादशङ्कराचार्याणां मते यो हि मोक्षप्रकारः स प्रदर्श्यते । सर्वमिदं जगत्परमार्थरूपे सच्चिदानन्दात्मके ब्रह्मण्यध्यस्तम् । अनाद्यनिर्वचनीयाविद्यया संसारः। निर्विशेषब्रह्मजीवात्मैकत्वविद्यया च ब्रह्मरूपपरमानन्दावाप्तिलक्षणं मोक्ष केवलाद्वैतवादिनो ब्रुवते । एतन्मते ब्रह्मैव वस्तु। अन्यत्सर्वमवस्तु । अत एव प्रपञ्चो मिथ्या । स्वाप्नपदार्थमिथ्यात्वेऽपि सत्यभीत्यादिजनकतावच्छास्त्रस्य प्रपञ्चान्तर्गतस्य मिथ्यात्वेऽपि सम्यग्ज्ञानद्वारा मोक्षसाधनता । महावाक्यादिभिः शब्दैरपि जनित आत्मसाक्षात्कारे सद्य एवाविद्यानिवृत्तिः।

નિર્ગુણ બ્રહ્મવાદી પૂજ્યપાદ શંકરાચાર્યના મતમાં જે મોક્ષનો પ્રકાર છે તે દર્શાવવામાં આવે છે:—આ સઘળું જગત્ પરમાર્થરૂપ સચ્ચિદાનંદ બ્રહ્મમાં અધ્યસ્ત છે. અનાદિ તથા અનિર્વચનીય અવિદ્યાથી સંસાર પ્રાપ્ત થાય છે. વિશેષોથી રહિત બ્રહ્મ તથા જીવાત્માના એકપણાના જ્ઞાનથી બ્રહ્મરૂપ પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષ થાય છે, એમ કેવલાદ્વૈતવાદીઓ કહે છે. આ મતમાં બ્રહ્મજ વસ્તુ છે. બીજું સઘળું વસ્તુ નથી. આથીજ સંસાર મિથ્યા છે. સ્વપ્નના પદાર્થોનું મિથ્યાપણું હોવા છતાં પણ, તેઓ જેમ સત્ય ભય વગેરેને ઉત્પન્ન કરે છે, તેમ પ્રપંચની અંદર આવી જતા શાસ્ત્રનું મિથ્યાપણું હોવા છતાં પણ તે યથાર્થ જ્ઞાનદ્વારા મોક્ષનું સાધન બને છે. મહાવાક્ય વગેરે શબ્દોથી પણ આત્મસાક્ષાત્કાર થતાં તરતજ અવિદ્યાની નિવૃત્તિ થાય છે.

सुखदुःखातीतात्मसाक्षात्कारे लौकिकशरीरसत्त्वदशायामपि जीवतो मुक्तिर्जीवन्मुक्तिः। तदनन्तरं प्रारब्धक्षये विदेहमुक्तिः। सा च ब्रह्मस्वरूपावस्थितिलक्षणा। तदानीं जीवब्रह्मणोरभेदः। अहंभावशून्यता च। न च परमानन्दभूतस्य नित्यस्य ब्रह्मणः सदैव सत्त्वेन कथमनाद्यविद्यानिवृत्त्यनन्तरं तदाप्तिरिति वाच्यम्। कण्ठचामीकरादिन्यायेन तस्यादोषत्वात्। मुक्तिश्च द्विविधा सदेहा विदेहा च। तत्र मिथ्याज्ञानस्य तत्त्वज्ञानेन सत्यामपि निवृत्तौ प्रारब्धक्षयपर्यन्तं शरीरसत्ताया अवश्यंभावेन शरीरक्षयकालपर्यन्ता जीवन्मुक्तिः।

---

સુખદુઃખથી રહિત આત્માનો સાક્ષાત્કાર થતાં લૌકિક શરીરના વિદ્યમાનપણાની સ્થિતિમાં પણ જીવતા મનુષ્યની મુક્તિ એ જીવન્મુક્તિ છે. ત્યાર પછી પ્રારબ્ધનો ક્ષય થતાં વિદેહમુક્તિ પ્રાપ્ત થાય છે. બ્રહ્મસ્વરૂપે રહેવું એ મુક્તિનું લક્ષણ છે. મોક્ષના સમયમાં જીવ તથા બ્રહ્મનો અભેદ છે, અને અહંકારથી શૂન્યપણું છે. 'પરમાનંદસ્વરૂપ નિત્ય બ્રહ્મનું સર્વદાજ વિદ્યમાનપણું હોવાથી, અનાદિ અવિદ્યાની નિવૃત્તિ થયા પછી બ્રહ્મની પ્રાપ્તિ કેમ થાય ?' એમ નહિ કહેવું, કારણ કે **कण्ठचामीकर**[1] ઇત્યાદિ ન્યાયથી નિત્ય પ્રાપ્ત બ્રહ્મની પ્રાપ્તિ થવામાં દોષરહિતપણું છે. સદેહ અને વિદેહ એ પ્રમાણે મુક્તિ બે પ્રકારની છે. તેમાં તત્ત્વજ્ઞાન વડે મિથ્યા જ્ઞાનની નિવૃત્તિ થયા છતાં પણ પ્રારબ્ધ કર્મના ક્ષય પર્યંત શરીરનું વિદ્યમાનપણું અવશ્ય હોવાથી શરીરનો નાશ થતાં સુધી જીવન્મુક્તિ રહે છે.

---

૧ કોઇ વખતે કંઠમાં ચામીકર—સુવર્ણ અર્થાત્ સોનાનું આભૂષણ હોવા છતાં પણ તે નથી, એવી ભ્રાંતિ થાય છે. આ સ્થળે એ ભ્રાંતિની

इयं चाद्वैतसंप्रदायाविच्छेदसंपादनायावश्यमङ्गीकार्या । अन्यथाऽज्ञातब्रह्मादितत्त्वस्योपदेशकत्वासंभवेन ब्रह्मतत्त्वोपदेशादौ गुरुशिष्यभावस्य विलोपप्रसङ्गः । प्रारब्धक्षयात्परतश्च देहनिवृत्तौ या मुक्तिः सा विदेहा । अस्या एवापरनाम विदेहकैवल्यम् । एतच्च मतं "विमुक्तश्च विमुच्यते" इत्यादिश्रुतिभिरनुगृहीतं भवति ।

अत एवाधिष्ठानाज्ञानादधिष्ठाने यदध्यस्तं तच्चाधिष्ठानज्ञानेन विनश्यति । यथा रज्ज्वज्ञानेन रज्जौ सर्पोऽध्यस्तः, स च

---

અદ્વૈતસંપ્રદાયની સંતત સ્થિતિ રાખવા માટે આ જીવન્મુકિતનો અવશ્ય સ્વીકાર કરવો જોઇએ; નહિ તો નહિ જાણેલા બ્રહ્મ વગેરેના તત્ત્વના ઉપદેશકપણાનો સંભવ નહિ રહેવાને લીધે બ્રહ્મતત્ત્વના ઉપદેશ વગેરેમાં ગુરૂશિષ્યપણાના લોપનો પ્રસંગ પ્રાપ્ત થાય. પ્રારબ્ધ કર્મોનો ક્ષય થયા બાદ દેહની નિવૃત્તિ થતાં જે મુકિત થાય છે તે વિદેહમુકિત છે. આનુંજ બીજું નામ વિદેહમુકિત છે. **विमुक्तश्च**...(નિત્યમુકત મનુષ્ય મુકિત પામે છે) ઇત્યાદિ શ્રુતિઓએ આ મતપર અનુગ્રહ કર્યો છે, અર્થાત્ આ મતને ટેકો આપ્યો છે.

આથીજ અધિષ્ઠાનના અજ્ઞાનને લીધે અધિષ્ઠાનમાં જે અધ્યસ્ત થાય છે, તેનો અધિષ્ઠાનના જ્ઞાનથી નાશ થાય છે; જેમકે રજ્જુના

---

નિવૃત્તિ થયા પછી કંઠનું સોનાનું આભૂષણ નિત્ય પ્રાપ્ત હતું છતાં પણ તે પ્રાપ્ત થયું, એમ કહેવામાં આવે છે, તેમ બ્રહ્મ નિત્યપ્રાપ્ત હોવા છતાં પણ અવિદ્યાની નિવૃત્તિ થયા પછી તે પ્રાપ્ત થયું, એમ કહેવામાં આવે છે.

रज्जुज्ञानेनैव निवर्तते । तथैव केवलाद्वैतसिद्धान्ते ब्रह्माज्ञानाद् ब्रह्मणि निखिलप्रपञ्चोऽध्यस्तः । पुनरपि तस्यैव ज्ञानेन प्रपञ्चस्य निवृत्तिः । इयमेव ब्रह्मापरोक्षावगतिः । अस्मिन्मते जीवब्रह्मणोरभेद एव मोक्ष इति ।

अन्ये च शैवादयः पौराणिका निर्गुणब्रह्मोपासकाः सन्ति । तैरपि स्वकीयाकरग्रन्थेषु मोक्षविचारः प्रदर्शितः । सोऽपि बाहुल्येनोक्तभेदवादिमोक्षविचारेषु प्रतिभाति । अतः स्वातन्त्र्येण तेषां मोक्षविचारो नोच्यते । मोक्षोपायाः श्रद्धाविनयपूर्वकमनुष्ठेयाः साङ्ख्ययोगशास्त्रोक्ताः प्रकृतिपुरुषविवेकाष्टाङ्गयोगादयस्ते च स्तवनकर्तुर्न सन्ति । अत उक्तं न योगं साङ्ख्यं वेति ॥६

અજ્ઞાનથી રજ્જુમાં સર્પનો અધ્યાસ થાય છે, તે રજ્જુના જ્ઞાનથીજ નિવૃત્તિ પામે છે. તેમજ કેવલાદ્વૈત સિદ્ધાંતમાં બ્રહ્મના અજ્ઞાનથી બ્રહ્મમાં સઘળા જગત્નો અધ્યાસ થાય છે. ફરીને બ્રહ્મનાજ જ્ઞાનથી જગત્ની નિવૃત્તિ થાય છે. આજ બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન છે. આ મતમાં જીવ તથા બ્રહ્મનો અભેદજ મોક્ષ છે.

બીજા શૈવ વગેરે પૌરાણિક લોકો નિર્ગુણ બ્રહ્મના ઉપાસકો છે. તેઓએ પણ પોતાના આકર ગ્રંથોમાં મોક્ષનો વિચાર દર્શાવ્યો છે. તે પણ ઘણી રીતે ઉપર કહેવામાં આવેલા ભેદવાદીઓના વિચારોમાં મળી આવે છે. આથી તેઓનો મોક્ષ વિષેનો વિચાર અહિં કહેવામાં આવતો નથી. શ્રદ્ધા તથા વિનયપૂર્વક આચરવાના સાંખ્યે તેમજ યોગશાસ્ત્રે કહેલા પ્રકૃતિ પુરૂષનો વિવેક, અષ્ટાંગ યોગ વગેરે મોક્ષના ઉપાયો છે, પરંતુ તે સ્તુતિ કરનાર પાસે નથી. આથી **न योगं साङ्ख्यं वा** એમ કહ્યું છે. ૬

निराकारं स्वामिञ्जयतु तव रूपं श्रुतिनुत-
महं तु त्वां मन्ये करचरणयुक्तं गुणनिधिम् ।
शिवेशः श्रीशो वा भवतु न भिदा यत्र तमहं
नमामि श्रीनाथं भवभयहरं श्रीवटपतिम् ॥७॥

હે સ્વામી ! આપનું શ્રુતિઓએ વખાણેલું નિરાકાર સ્વરૂપ જય પામો. હું તો આપને ગુણોના ભંડારરૂપ તથા હાથ અને ચરણો યુક્ત માનું છું. આપ પાર્વતીના પતિ હો કે લક્ષ્મીના પતિ હો. જે ઇશ્વર-સ્વરૂપમાં તે બન્નેનો ભેદ નથી તે ઇશ્વરસ્વરૂપભૂત, અને સંસારરૂપ ભયને હરનારા લક્ષ્મીના પતિ શ્રીવટપતિ નારાયણ ભગવાન્‌ને હું પ્રણામ કરું છું. ૭

## टीका ।

सगुणब्रह्मकृतोपकारज्ञस्य स्तोतुर्निर्गुणब्रह्मणि निष्ठासत्त्वेऽपि सगुणविषयिणीं स्वकीयां श्रद्धां दर्शयति—**निराकारमिति** । हे स्वामिन् ! श्रुतिनुतं वेदोपवर्णितं निराकारं तव रूपं जयतु । निराकारबोधकश्रुतयस्तु—" सत्यं ज्ञानमनन्तं ब्रह्म "

---

## ટીકા.

સગુણ બ્રહ્મે કરેલા ઉપકારને જાણનારા સ્તુતિ કરનારની નિર્ગુણ બ્રહ્મમાં નિષ્ઠા હોવા છતાં પણ તે સગુણ બ્રહ્મમાં પોતાની શ્રદ્ધા દર્શાવે છે—**निराकारमिति** । હે સ્વામી ! **श्रुतिनुतम्**—વેદોએ વર્ણવેલું આપનું નિરાકાર રૂપ જય પામો. નિરાકાર સ્વરૂપને જણાવનારી શ્રુતિઓ તો **सत्यं...**(બ્રહ્મ સત્ય, જ્ઞાનસ્વરૂપ તથા અનંત છે), **निष्कलं...**

(तै० २ । १ १) । "निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम्" (श्वे० ६ । १९) इति । "अथ परा यया तदक्षरमधिगम्यते । यत्तदद्रेश्यमग्राह्यमगोत्रमवर्णमचक्षुःश्रोत्रं तदपाणिपादं नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं तदव्ययं यद्भूतयोनिं परिपश्यन्ति धीराः" ( मुण्डक १ । १ । ५ । ६ ) "यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः । अविज्ञातं विजानतां विज्ञातमविजानताम्" (के० ११) । "न दृष्टेर्द्रष्टारं पश्येर्न मतेर्मन्तारं मन्वीथाः" (बृ० ३ । ४ । २) । " यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति । यत्र त्वस्य सर्वमात्मैवाभूत् तत्केन कं पश्येत् तत्केन कं विजानीयात्"(बृ०

(બ્રહ્મ નિરવય, નિષ્ક્રિય, શાંત, દોષથી રહિત તથા નિર્લેપ છે), **अथ...** (તે પરવિદ્યા છે, જેથી તે અવિનાશી પરબ્રહ્મની પ્રાપ્તિ થાય છે. જે અદૃશ્ય છે, ગ્રહણ કરી શકાતું નથી, વંશથી રહિત છે, વર્ણ–જાતિથી રહિત છે, નેત્ર તથા કાનવગરનું છે, હાથ તથા ચરણ વિનાનું છે, નિત્ય છે, વ્યાપક છે, સર્વમાં રહેલું છે, અત્યંત સૂક્ષ્મ છે, અવિનાશી છે, અને પ્રાણીઓના કારણરૂપ છે તેનો ડાહ્યા પુરૂષો સાક્ષાત્કાર કરે છે), **यस्या...**(જે તેને જાણતો નથી, તે તેને જાણે છે, અને જે તેને જાણે છે તે તેને જાણતો નથી. આ પ્રમાણે જે જાણતા મનુષ્યોથી નહિ જણાયેલું છે, તથા નહિ જાણતા મનુષ્યોથી જણાયેલું છે), **न दृष्टेर्द्रष्टारं...**(ચક્ષુના જોનારને તું જોઇ શકીશ નહિ, અને બુદ્ધિના સાક્ષીને તું જાણી શકીશ નહિ), **यत्र...**(જે અવસ્થામાં દ્વૈત જેવું જણાય છે, તે અવસ્થામાં જોનાર મનુષ્ય ભિન્ન રહી પોતાનાથી ભિન્ન પદાર્થને જુવે છે, પરંતુ જે અવસ્થામાં આ જોનાર મનુષ્યને સઘળું આત્મસ્વરૂપજ ભાસે છે, તો કયા સાધનથી કોને જુવે, અને કયા સાધનથી કોને જાણે?),

२ । ४ १४) । "एतस्मिन्नुदरमन्तरं कुरुते अथ तस्य भयं भवति" "अस्थूलमनण्वह्रस्वम् (बृ० ३ । ८ । ८) इत्यादयः ।

अहं तु स्तोता शङ्खचक्रगदापद्मयुक्तकरविशिष्टं किंवा त्रिशूलडमरुमृगादिसहितकरं किरीटकुण्डलकेयूरवैजयन्तीविशिष्टाङ्गं किंवा जटाकटाहस्थगङ्गावारिविभूषितदेहम् अहिमालामण्डितं भस्मभूषिताङ्गम् अर्णवकन्यापतिं किंवा गिरिगणमहामान्यहिमाद्रिकन्यापतिं स्वभावतोऽपास्ताखिलाविद्याक्लेशकर्मजन्मादिषड्विकारादिसंबन्धं सत्यज्ञानानन्तस्वरूपं ज्ञानशक्तिबलैश्वर्यतेजोवीर्यवात्सल्यौदार्यकारुण्यक्षमादयामाधुर्यलाव-

---

एतस्मिन्नुदरं...(જે મનુષ્ય આ આત્મામાં જરા પણ ભેદ જુવે છે, તેને ભય થાય છે), अस्थूल...(પરમાત્મસ્વરૂપ સ્થૂલ તથા સૂક્ષ્મ નથી, ટૂંકું નથી) ઇત્યાદિ છે.

હું સ્તુતિ કરનારો તો આપને શંખ, ચક્ર, ગદા તથા પદ્મથી યુક્ત હસ્તવાળા, અથવા તો ત્રિશૂલ, ડમરુ (ડાકલું), મૃગ વગેરે સહિત હાથોવાળા, અથવા તો જટારૂપ કડાયામાં રહેલાં ગંગાનાં જળથી સુશોભિત શરીરવાળા, સર્પોની માળાથી શણગારાયેલા તથા ભસ્મથી શોભતા અંગવાળા સાગરકન્યા—લક્ષ્મીના પતિ, અથવા તો પર્વતોના સમૂહોના મહામાન્ય હિમાલયની કન્યા—પાર્વતીના પતિ, તથા સ્વભાવથી દૂર કરેલ છે સકળ અવિદ્યા, ક્લેશ, કર્મ તેમજ જન્મ વગેરે છ વિકારોનો સંબંધ જેણે એવા, સત્ય, જ્ઞાન, તથા અનંત પરમાત્મસ્વરૂપ, જ્ઞાન, શક્તિ, બલ, ઐશ્વર્ય, તેજ, વીર્ય, દયાળુતા, ઉદારતા, કરૂણા, ક્ષમા, દયા, મધુરતા, સૌંદર્ય, મૃદુતા વગેરે અનંત કલ્યાણકારી ગુણોના સમૂ-

ण्यमार्दवाद्यनन्तकल्याणगुणगणमहोदधिं समस्तक्षेत्रज्ञं प्रकृतिकालकर्मनियन्तारं ब्रह्मेन्द्रविष्वक्सेनगरुडप्रमथवीरभद्रादिसेवितमित्थंभूतं करचरणयुक्तं गुणगणनिधिं चाहं त्वां मन्ये । श्रीशो लक्ष्मीनाथो विष्णुः, किंवा शिवेशः—शिवा पार्वती तस्या ईशः शङ्करोऽस्तु स्वेच्छया । नात्र कश्चिदाग्रह उभयोरेकस्वरूपत्वात् । यत्रेश्वरस्वरूपे भिदा—भेदो नास्ति तं सर्वेश्वरं नमामीत्यन्वयः ।

ननु विष्णुशिवयोः कथमेकत्वं योहि कल्याणगुणगणविशिष्टसत्त्वमूर्तिर्वैकुण्ठाधीश्वरः शङ्खचक्रगदापद्मविशिष्टो नवमेघसमानरूपो विष्वक्सेनगरुडादिवन्दितः पालकशक्तियुक्तश्च स विष्णुरन्यः । अपरश्च कपालमालामण्डितदेहः श्मशानभस्मभूषि-

---

હોના મહાસાગર, સઘળાં ક્ષેત્રોના—દેહાદિક વગેરેના જ્ઞાતા, પ્રકૃતિ, કાળ તથા કર્મના નિયંતા, બ્રહ્મા, ઇંદ્ર, વિષ્વક્સેન, ગરૂડ, પ્રમથ, વીરભદ્ર વગેરેથી સેવાયેલા—આવા પ્રકારના, હાથ તથા ચરણોથી યુક્ત અને ગુણોના સમૂહોના ભંડારરૂપ માનું છું. આપ આપની ઇચ્છાથી શ્રીશ એટલે લક્ષ્મીના પતિ વિષ્ણુ, અથવા તો શિવેશ—શિવા એટલે પાર્વતી, તેના પતિ શંકર હો, એ વિષે મારો કશો આગ્રહ નથી; કારણ કે બન્નેનું એક સ્વરૂપવાળાપણું છે. જે ઇશ્વરસ્વરૂપમાં ભિદા એટલે ભેદ નથી તે સર્વેશ્વરને હું પ્રણામ કરૂં છું, એ પ્રમાણે અન્વય છે.

(પૂ૦) "વિષ્ણુ તથા શિવનું કેમ એકપણું છે? જે કલ્યાણકારી ગુણોના સમૂહવાળા, સાત્ત્વિક મૂર્તિવાળા, વૈકુંઠના અધિપતિ, શંખ, ચક્ર, ગદા તથા પદ્મવાળા, નવા મેઘ જેવી કાંતિવાળા, વિષ્વક્સેન તથા ગરૂડ વગેરેથી વંદાયેલા અને પાલન કરનાર શકિતથી યુક્ત છે તે વિષ્ણુ બીજા છે, અને કપાલ (ખોપરી)ની માલાથી સુશોભિત શરીરવાળા,

ताङ्गोऽहिभूषणो भूतप्रेतपिशाचयुक्तश्चण्डादिगणयुक्तः शिवोऽपरः। अतः कथं तयोरभेदः? तमाश्रित्य शिवेशः श्रीशो वेति एकत्वरूपेण स्तवनं कथं संगच्छते? इति चेन्न। श्रुत्यादिप्रमाणैस्तयोरेकरूपत्वप्रतिपादनात्। तथाहि—नारायणोपनिषदि विष्णुशिवयोरभेद उक्तः। "स एव नारायणः स एव रुद्रः स शिवः" इति। तथैव विष्णुपुराणे विष्णुना स्वस्य शिवाभेदः कथितः पञ्चमेंऽशे त्रयस्त्रिंशेऽध्याये—" भवानहं च विश्वात्मन्नेक एव हि कारणम्। जगतोऽस्य जगत्यर्थे भेदेनावां व्यवस्थितौ॥ त्वया यदभयं दत्तं तद्दत्तमखिलं मया। मत्तोऽविभिन्नमात्मानं द्रष्टुमर्हसि शङ्कर॥ योऽहं स त्वं जगच्चेदं सदेवासुरमानुषम्। अवि-

સ્મશાનની ભસ્મથી શણગારાયેલા અંગવાળા, સર્પરૂપ આભૂષણવાળા, ભૂત, પ્રેત તથા પિશાચથી યુક્ત, અને ચંડ વગેરે ગણોથી યુક્ત છે તે શિવ બીજા છે. આથી કેમ તેઓનો અભેદ હોય? અને અભેદનો આશ્રય લઈ પાર્વતીના પતિ કે લક્ષ્મીના પતિ એમ એકરૂપણાથી સ્તુતિ કેવી રીતે બંધબેસતી થાય?" એમ જો શંકા કરવામાં આવે (ઉ૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે; કારણ કે શ્રુતિ વગેરે પ્રમાણેથી તેઓના એકરૂપપણાનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. જેમકેઃ—નારાયણ ઉપનિષદમાં "તેજ નારાયણ છે, તેજ રૂદ્ર છે, અને તેજ શિવ છે" એ પ્રમાણે વિષ્ણુ તથા શિવનો અભેદ કહ્યો છે. તેજ પ્રમાણે વિષ્ણુપુરાણ વિષે પાંચમા અંશમાં ૩૩મા અધ્યાયની અંદર "હે વિરાટ્સ્વરૂપ મહાદેવ! આપ અને હું જગતનું એકજ કારણ છીએ, પરંતુ આ લોકના કલ્યાણ માટે આપણે ભિન્ન ભિન્નપણાથી રહ્યા છીએ. આપે જે અભયદાન આપ્યું છે, તે સઘળું મેં આપ્યું છે. હે શંકર! આપે

द्यामोहितात्मानः पुरुषा भिन्नदर्शिनः” इति । तथैव भविष्योत्तर-पुराणे अभेदबोधकं महेश्वरवचनम्—“विष्णोरन्यन्तु पश्यन्ति ये मां ब्रह्माणमेव च । कुतर्कमेव ते मूढाः पच्यन्ते नरकेऽशुचौ ॥ ये च मूढदुरात्मानो भिन्नं पश्यन्ति मां हरे । ब्रह्माणं च तथा तेषां भ्रूणहत्यासमं त्वघम्॥”इति । तथैव हरिवंशे कैलासयात्रायामभेदबोधकं महेश्वरवचनम्—“आदिस्त्वं सर्वभावानां मध्यमन्तस्तथा भवान् । त्वत्तः सर्वमभूद्विश्वं त्वयि सर्वं प्रलीयते ॥ अहं त्वं सर्वगो देवस्त्वमेवाहं जनार्दन । आवयोरन्तरं नास्ति शब्दैरर्थैर्जगत्त्रये ॥ नामानि तव गोविन्द यानि लोके महान्ति च । तान्येव मम नामानि नात्र कार्या विचारणा ॥

પોતાના આત્માને મારાથી અભિન્ન જોવો જોઇએ. જે હું છું તે આપ છો, અને દેવ, અસુર તથા મનુષ્ય સહિત આ જગત્ પણ આપનું સ્વરૂપ છે, અજ્ઞાનથી મોહ પામેલા અંતઃકરણવાળા લોકો ભેદદષ્ટિવાળા હોય છે” એ પ્રમાણે વિષ્ણુએ પોતાનો શિવ સાથે અભેદ કહ્યો છે. તેમજ ભવિષ્યોત્તર પુરાણમાં “જે લોકો કુતર્ક કરી જગત્‌ને, મને અને બ્રહ્માને વિષ્ણુથી ભિન્ન જુવે છે તેઓ અપવિત્ર નરકમાં રંધાય છે. હે હરિ! જે મૂઢ દુરાત્મા લોકો મને અને બ્રહ્માને આપથી જુદા જુવે છે, તેઓને ગર્ભહત્યા જેવું પાપ પ્રાપ્ત થાય છે” એ પ્રમાણે મહેશ્વરનું અભેદને સમજાવનારૂં વચન છે. તેમજ હરિવંશમાં કૈલાસયાત્રા વિષે “હે જનાર્દન ( વિષ્ણુ )! આપ સર્વ પદાર્થોના આદિ, મધ્ય તથા અંત છો. આપથી આ સઘળું જગત્ ઉત્પન્ન થયું છે, અને આપમાં લય પામે છે. હું આપ સર્વવ્યાપી દેવરૂપ છું. આ ત્રણે જગત્‌માં આવેલા શબ્દોથી કે અર્થોથી આપણામાં ભેદ નથી. હે ગોવિંદ! આ

त्वदुपासा जगन्नाथ सैवास्तु मम गोपते। यश्च त्वां द्विषते देव स मां द्वेष्टि न संशयः॥ त्वद्विस्तारो यतो देवा अहं भूतपतिस्ततः। न तदस्ति विभो देव यत्ते विरहितं क्वचित्। यदासीद्वर्तते यच्च यच्च भावि जगत्पते। सर्वं त्वं देवदेवेश विना किंचित्त्वया नहि" इत्यादि॥ तथैवान्यत्र हरिवंशे हरिहरयोरयोरभेद उक्तो ब्रह्मणा। हरिहरयोरभेदबोधकं हरिहरस्तोत्रं चोक्तम्॥ ७॥

લોકમાં જે આપનાં મોટાં નામો છે તેજ મારાં નામો છે, એમાં કશો વિચાર કરવાનો નથી. હે જગત્‌ના નાથ! હે ગોપતિ ( હૃષીકેશ )! આપની જે ઉપાસના તેજ મારી થાઓ. હે દેવ! જે આપનો દ્વેષ કરે છે, તે મારો દ્વેષ કરે છે, એમાં કશો સંશય નથી. દેવતાઓ અને હું ભૂતોના પતિ આપનોજ વિસ્તાર છીએ, તેથી હે દેવ! ક્યાંય પણ તે વસ્તુ નથી, જે આપથી ભિન્ન હોય. હે જગત્‌ના પતિ! હે દેવોના પણ દેવ! હે ઇશ! જે હતું, જે છે, અને જે ભવિષ્યમાં હશે, તે સઘળું આપ છો. આપ સિવાય કોઇ પણ વસ્તુ છે નહિ" ઇત્યાદિ મહેશ્વરનું, વિષ્ણુની સાથેના પોતાના અને સર્વના અભેદને સમજાવનારૂં વચન છે. તેમજ હરિવંશમાં અન્ય સ્થળે બ્રહ્માએ વિષ્ણુ તથા શિવનો અભેદ કહ્યો છે, તેમજ વિષ્ણુ તથા શિવના અભેદને સમજાવનારૂં હરિહરસ્તોત્ર પણ ગાયું છે. ૭

जडे दृश्ये दुःखे निपुणमतिहेये च जगति
मृषारूपे पुंसां सदिति सुखमादेयमिति धीः
यदस्तित्वानन्दप्रतिफलनमूला तममृतं
नमामि श्रीनाथं भवभयहरं श्रीवटपतिम् ॥८॥

જડ, દશ્ય તથા દુઃખરૂપ, અને એ હેતુને લીધેજ સૂક્ષ્મ મતિવાળા વિદ્વજ્જનોએ ત્યાગ કરવા યોગ્ય એવા મિથ્યાભૂત આ જગત્માં મનુષ્યોને જેનાં સત્તા તથા આનંદના સંસર્ગાધ્યાસને લીધે સત્યપણાની, સુખપણાની તથા ગ્રાહ્યપણાની બુદ્ધિ થાય છે તે પરમાત્મસ્વરૂપ અને સંસારરૂપ ભયને હરનારા લક્ષ્મીના પતિ શ્રીવટપતિ નારાયણ ભગવાન્‌ને પ્રણામ કરૂં છું. ૮

टीका ।

लौकिकपदार्थानां यत्सत्यत्वं सुखप्रदत्वं चोपलभ्यते तत्तेषां स्वतो नास्ति, जगतः स्वरूपेण मिथ्यात्वाद् दुःखकरत्वाच्च । किंतु परमात्मस्वरूपस्य यत्सत्यत्वमानन्दरूपत्वं च तदेव जगति भासते इत्येतत्सर्वं मनसि निधायाह जडे दृश्ये दुःख इति ।

---

ટીકા.

આ લોકના પદાર્થોનું જે સત્યપણું તથા સુખ આપનારપણું જોવામાં આવે છે તે તેઓનું સ્વરૂપ નથી, કારણકે જગત્‌નું સ્વરૂપથી મિથ્યાપણું તથા દુઃખના ભંડારપણું છે; પરંતુ પરમાત્માના સ્વરૂપનું જે સત્યપણું તથા આનંદરૂપપણું છે તેજ જગત્માં ભાસે છે, એ સઘળું મનમાં રાખી કહે છે કે **जडे दृश्ये दुःख इति । जडे**—પોતાના સ્વ-

जडे स्वतः प्रकाशरहिते । दृश्ये ज्ञानविषये । दुःखे परिणामतापसंस्कारैर्गुणवृत्तिविरोधाच्च दुःखमेव सर्वं विवेकिन इति योगसूत्रोक्त्यनुसारेण सर्वथा दुःखहेतौ । अत एव निपुणमतिहेये निपुणमतिभिः कुशलबुद्धिभिः पुरुषैर्हेये त्याज्ये । जड इत्यादिविशेषणैर्जगतो मिथ्यात्वसाधकानुमानस्य हेतवः प्रदर्शिताः । प्रपञ्चो मिथ्या जडत्वात्, प्रपञ्चो मिथ्या दृश्यत्वादित्याद्यनुमानमिह बोध्यम् । दुःखशब्देन परिच्छिन्नत्वं सूचितम् । " यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति " इति श्रुत्या परिच्छिन्नस्य दुःखरूपत्वोक्तेः । इत्थं च मृषारूपे मिथ्याभूते जगति जीवानां जगत्सत्यमिति सुखकरमिति उपादेयमिति च

રૂપે પ્રકાશથી રહિત. **दृश्ये**-જ્ઞાનના વિષયરૂપ. **दुःखे—परिणाम**...એ યોગસૂત્રમાં[1] કહ્યા પ્રમાણે સર્વથા દુઃખના કારણરૂપ. આથીજ **निपुणमतिहेये**—નિપુણમતિ એટલે કુશળબુદ્ધિવાળા પુરૂષોએ હેય એટલે છોડી દેવા યોગ્ય. જડ વગેરે વિશેષણોથી જગત્‌ના મિથ્યાપણાને સિદ્ધ કરનારા અનુમાનના હેતુઓ દર્શાવ્યા છે. **प्रपञ्चः**—જગત્, **मिथ्या**-મિથ્યા છે, **जडत्वात्**-જડપણાને લીધે, પ્રપંચ, મિથ્યા છે, **दृश्यत्वात्**-દશ્યપણા-જ્ઞાનના વિષયપણાને લીધે ઇત્યાદિ અનુમાન અહિં જાણી લેવું. દુઃખ-શબ્દથી પરિચ્છિન્નપણું સૂચવ્યું છે, કારણ કે **यो वै**...(જે વ્યાપક છે તે સુખરૂપ છે, થોડામાં સુખ નથી) એ શ્રુતિથી પરિચ્છિન્ન—દેશ, કાળ તથા વસ્તુના પરિચ્છેદવાળા પદાર્થનું દુઃખરૂપપણું કહ્યું છે. આ પ્રમાણે **मृषारूपे**-મિથ્યાભૂત જગત્‌માં 'જગત્ સત્ય છે, સુખકર છે અને ગ્રહણ

1 જુઓ ૪થા શ્લોકની ટીકામાં આવેલા આ સૂત્ર ઉપરનું ટિપ્પણ.

या धीर्बुद्धिः सा बुद्धिर्यदस्तित्वानन्दप्रतिफलनमूला यस्य परमात्मनो वास्तवमस्तित्वं सत्यत्वमानन्दरूपत्वं च तस्य यत्प्रतिफलनं प्रतिबिम्ब आभासोऽधिष्ठानसत्ताया अधिष्ठानस्वरूपानन्दस्य चारोपिते प्रतिभासस्तन्मूलाऽस्ति तममृतं नित्यसिद्धं सुखरूपं श्रीहरिं नमामीत्यर्थः ।

नन्वाकाशादिपदार्थानां सार्वकालिकत्वान्नित्यत्वम् । नित्यत्वेन च तेषां स्वातन्त्र्येण सद्रूपताऽस्ति । जगदप्याकाशादिरूपमेव न तु तद्भिन्नमाकाशादि पृथक्कृत्य दृश्यते । एवं च जगति या सद्रूपता रमणीयता च दृश्यते सा जगत एव नत्वन्यदीया । अतः कथं मिथ्यात्वं हेयत्वं चोच्यते 'मृषारूपे निपु-

કરવા યોગ્ય છે' એવી જે જીવોની **धीः**-બુદ્ધિ તે બુદ્ધિ **यदस्ति...मूला**-જે પરમાત્માનું વાસ્તવિક અસ્તિપણું—સત્યપણું તથા આનંદરૂપપણું છે તેનું જે પ્રતિફલન એટલે પ્રતિબિંબ અર્થાત્ **आभासः**—અધિષ્ઠાનની સત્તાનો તથા અધિષ્ઠાનભૂત સ્વરૂપાનંદનો આરોપિત પદાર્થમાં જે પ્રતિભાસ, તે છે મૂળ જેનું એવી છે. તે અમૃત એટલે નિત્યસિદ્ધ સુખસ્વરૂપ શ્રીહરિને પ્રણામ કરૂં છું એ અર્થ છે.

(પૂ૦) "આકાશ વગેરે પદાર્થોનું સર્વકાળમાં રહેનારપણું હોવાથી નિત્યપણું છે, અને નિત્યપણાને લીધે તેઓનું સ્વતંત્રતાથી સતરૂપપણું છે. જગત્ પણ આકાશ વગેરેરૂપજ છે, કારણ કે આકાશ વગેરેનું પૃથકકરણ કરતાં તેનાથી જુદું જગત્ જોવામાં આવતું નથી. એ પ્રમાણે જગત્માં જે સતરૂપપણું તથા રમણીયપણું જોવામાં આવે છે, તે જગતનુંજ છે, પરંતુ બીજાનું નથી. આથી **मृषारूपे, निपुणमतिहेये** ઇત્યાદિ પદોથી

णमतिहेये' इत्यादिपदैरिति चेदत्रोच्यते । आकाशादिपदार्थानां तार्किकतनयादिभिर्नित्यत्वेन या सद्रूपता प्रोच्यते सा त्वविचारपूर्विका । तेषामुत्पत्तिमत्त्वान्नित्यत्वं नास्ति । उत्पत्तिमत्त्वं च वैदिकप्रमाणाभ्युपगन्तॄणां परमप्रमाणभूतया श्रुत्योक्तम्– "तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः । आकाशाद्वायुः । वायोरग्निः । अग्नेरापः । अद्भ्यः पृथिवी । पृथिव्या ओषधयः" इति । अत आकाशादीनां मिथ्यात्वेन सद्रूपता नास्ति । अध्यस्तपदार्थानामधिष्ठानसत्तातिरिक्तसत्ताकत्वाभावात् ।

---

જગતનું મિથ્યાપણું તથા હેય—ત્યાજ્યપણું કેમ કહેવામાં આવે છે ?" એમ જો શંકા કરવામાં આવે (ઉ૦) તો કહેવામાં આવે છે કે:— તાર્કિક—નૈયાયિક લોકોના પુત્રો (પોતાને નૈયાયિક માનનારા લોકો)થી આકાશ વગેરે પદાર્થોનું નિત્યપણાથી જે સતરૂપપણું કહેવામાં આવે છે, તે તો અવિચારપૂર્વક (વિચાર કર્યા વગર)છે. તેઓનું ઉત્પત્તિવાળાપણું હોવાથી નિત્યપણું નથી. વૈદિક પ્રમાણોને સ્વીકારનારા લોકોની પરમ પ્રમાણભૂત શ્રુતિએ **तस्माद्वा**...(તે આ આત્માથી આકાશ ઉત્પન્ન થયું છે, આકાશથી વાયુ ઉત્પન્ન થયો છે, વાયુથી અગ્નિ ઉત્પન્ન થયો છે, અગ્નિથી જળ ઉત્પન્ન થયું છે, જળથી પૃથ્વી ઉત્પન્ન થઇ છે, અને પૃથ્વીથી ઓષધિ—જુવાર બાજરી વગેરે ઉત્પન્ન થઇ છે) એમ આકાશ વગેરે પદાર્થોનું ઉત્પત્તિવાળાપણું કહ્યું છે. આથી આકાશ વગેરે પદાર્થોના મિથ્યાપણાને લીધે સતરૂપપણું નથી, કારણ કે અધ્યસ્ત પદાર્થોના અધિષ્ઠાનની સત્તાથી જુદી સત્તાવાળાપણાનો અભાવ છે.

ननु किं नाम तावन्मिथ्यात्वम् ? । न तावत्प्रमाणागम्यत्वं, भवन्मते ब्रह्मणः स्वप्रकाशत्वेन सर्वप्रमाणगोचरतानङ्गीकारेण च तस्य मिथ्यात्वप्रसङ्गात् ।

नापि स्मृतिगम्यत्वं, स्मृतेरप्रमाणतया तद्विषयस्य सत्यस्यापि मिथ्यात्वप्रसङ्गात् ।

नाप्ययथार्थज्ञानगम्यत्वं, ये हि प्रपञ्चसत्यत्ववादिनस्तैरपि सत्यस्यैव शुक्तिकादेरधिष्ठानतयाऽयथार्थज्ञानगम्यत्वस्वीकारात् ।

न वा सद्विलक्षणत्वं, सद्विलक्षणशशशृङ्गादावतिव्याप्तेः ।

(પૂ૦) "મિથ્યાત્વ એ શું છે? પ્રમાણથી ન જાણી શકાય એવાપણું એ મિથ્યાપણું નથી, કારણ કે તમારા મતમાં (અદ્વૈત મતમાં) બ્રહ્મના સ્વયંપ્રકાશપણાથી તથા સર્વ પ્રમાણોના અવિષયપણાના સ્વીકારથી તેના મિથ્યાપણાનો પ્રસંગ પ્રાપ્ત થાય.

'સ્મૃતિથી જાણવા યોગ્યપણું' એ પણ મિથ્યાપણું નથી, કારણ કે સ્મૃતિ પ્રમાણરૂપ નહિ હોવાથી તેના વિષયરૂપ સત્ય પદાર્થના પણ મિથ્યાપણાનો પ્રસંગ પ્રાપ્ત થાય.

'અયથાર્થ જ્ઞાનથી જાણવા યોગ્યપણું' એ પણ મિથ્યાપણું નથી, કારણ કે જેઓ પ્રપંચનું સત્યપણું કહેનારા છે, તેઓએ પણ સત્યજ એવા છીપ વગેરે પદાર્થોનું, અધિષ્ઠાનપણાવડે અયથાર્થ જ્ઞાનથી જાણવા યોગ્યપણું સ્વીકાર્યું છે.

'સતથી વિલક્ષણપણું' એ પણ મિથ્યાપણું નથી, કારણ કે સસ-

न च शशविषाणस्यापि मिथ्यात्वादतिव्याप्तिर्न दूषणकरीति वाच्यम् । मिथ्याभूतप्रपञ्चस्यापरोक्षज्ञानयोग्यत्वमर्थज्ञानक्रियासामर्थ्यं च स्वीकुर्वद्भिः शशविषाणस्यातथात्वान्मिथ्यात्वास्वीकारात् ।

न वा सदसद्विलक्षणत्वम् । एकतरनिषेधस्यान्यतरविधिनान्तरीयकतया तल्लक्षणासंभवात् । नान्तरीयकत्वं च सत्त्वनिषेधेऽसत्त्वं नान्तरीयकम्, असत्त्वनिषेधे सत्त्वं नान्तरीयकमिति । परस्परविरोधे च न पदार्थान्तरस्थितिः ।

---

લાના શીંગડા વગેરેમાં એ લક્ષણની અતિવ્યાપ્તિ થાય. 'સસલાના શીંગડાનું પણ મિથ્યાપણું હોવાને લીધે અતિવ્યાપ્તિ લક્ષણમાં દૂષણ આપી શકતી નથી' એમ નહિ કહેવું, કારણ કે મિથ્યાભૂત પ્રપંચનું અપરોક્ષ જ્ઞાનને યોગ્યપણું તથા પ્રયોજનની તેમજ પ્રયોજનના જ્ઞાનની સિદ્ધિ કરવાનું સામર્થ્ય સ્વીકારતા લોકોએ સસલાના શીંગડાનું, પ્રયોજનની તેમજ પ્રયોજનના જ્ઞાનની સિદ્ધિ કરવાનું સામર્થ્ય નહિ હોવાથી મિથ્યાપણું સ્વીકાર્યું નથી.

'સત્ તથા અસત્થી વિલક્ષણપણું' એ પણ મિથ્યાપણું નથી, કારણ કે સત્ તથા અસત્ બન્નેમાંથી એકનો નિષેધ કરતાં બીજાના નાન્તરીયકપણાથી—બીજાનું અવશ્ય વિધાન કરવું પડે તેથી મિથ્યાત્વના એ લક્ષણનો સંભવ નથી. નાન્તરીયકપણું—અવિનાભાવપણું એ આ પ્રમાણે છે કેઃ—સત્પણાનો નિષેધ કરતાં અસત્પણું અવશ્ય પ્રાપ્ત થાય છે, અને અસત્પણાનો નિષેધ કરતાં સત્પણું અવશ્ય પ્રાપ્ત થાય છે. પરસ્પરનો વિરોધ થતાં બીજા—સદસદ્વિલક્ષણ પદાર્થની સ્થિતિ સંભવેજ નહિ.

अविद्यातत्कार्ययोरन्यतरत्वं मिथ्यात्वमिति यद्युच्यते, तत्र किमविद्या अनिर्वचनीया? किंवा अग्रहणमिथ्याज्ञानात्मिका?। नाद्यः, अनिर्वचनीयाविद्याया अप्रसिद्धत्वात् । न द्वितीयः, तदविद्याकार्यस्य प्रवृत्तिसंस्कारादेः सत्यत्वात् ।

न वा ज्ञाननिवर्त्यत्वम् । आत्मविशेषगुणानामपर्यायमुत्पत्तिमिच्छतामुत्तरेणोत्तरेण पूर्वपूर्वनिवृत्तिस्वीकारादर्थान्तरत्वापत्तेः ।

न वा प्रतिपन्नोपाधौ निषेधप्रतियोगित्वम् । अत्र प्रतिपत्तिशब्देन किं प्रमाणज्ञानं किं वा भ्रान्तिज्ञानं गृह्यते?।

'અવિદ્યા તથા તેનું કાર્ય એ બેમાંનું એકપણું એ મિથ્યાપણું છે' એમ જો કહેવામાં આવે તો ત્યાં શું અવિદ્યા અનિર્વચનીય છે? કે વસ્તુને યથાર્થરૂપે નહિ સમજવારૂપ મિથ્યાજ્ઞાનાત્મક છે? પહેલો પક્ષ સંભવતો નથી, કારણ કે અનિર્વચનીય અવિદ્યાનું અપ્રસિદ્ધપણું છે. બીજો પક્ષ પણ સંભવતો નથી, કારણ કે અવિદ્યાના કાર્યરૂપ પ્રવૃત્તિ, સંસ્કાર વગેરેનું સત્યપણું છે.

'જ્ઞાનથી નિવૃત્તિને પામવા યોગ્યપણું' એ પણ મિથ્યાપણું નથી, કારણ કે આત્માના વિશેષગુણોની એકી વખતે ઉત્પત્તિ ઇચ્છતા લોકોને પછી પછીના આત્માના વિશેષ ગુણથી પહેલા પહેલા આત્માના વિશેષ ગુણની નિવૃત્તિનો સ્વીકાર કર્યાથી અર્થાન્તર-જ્ઞાનથી નિવૃત્તિને પામવા યોગ્ય મિથ્યાત્વથી વિરૂદ્ધ વિશેષ ગુણથી નિવૃત્તિને પામવા યોગ્ય બીજા વિશેષગુણરૂપ પદાર્થની સિદ્ધિ થઇ જશે.

'જ્ઞાત ( જાણેલ ) ઉપાધિમાં નિષેધના પ્રતિયોગીપણું' એ પણ મિથ્યાપણું નથી. અહિં પ્રતિપત્તિશબ્દથી શું પ્રમાણજ્ઞાનનું ગ્રહણ

नाद्यः प्रमाणेनोपाधिर्यः प्रतिपन्नस्तत्र तस्य निषेधासंभवात् । भ्रान्तिप्रतिपन्नोपाधौ च निषेधप्रतियोगित्वस्य सत्त्वेऽप्यर्थान्तरत्वात् । नैयायिकैरपि क्वचिन्निषिद्धस्यान्यत्र सत्तास्वीकारात् ।

न वा स्वात्यन्ताभावसमानाधिकरणतया प्रतीयमानत्वम् । संयोगविभागशब्दात्मविशेषगुणानां प्रदेशवृत्तीनां स्वात्यन्ताभावसमानाधिकरणतया प्रतीयमानानामपि परैः सत्यत्वाङ्गीकारादर्थान्तरताया दुरतिक्रमत्वात् ।

तथैव मिथ्यात्वस्य प्रमाणेन न प्रामाण्यम् । न तावत्प्र-

કરવામાં આવે છે કે ભ્રાંતિજ્ઞાનનું? પહેલો પક્ષ સંભવતો નથી, કારણ કે પ્રમાણથી જે ઉપાધિ જાણેલ હોય તેમાં તેનો નિષેધ સંભવતો નથી. ભ્રાંતિથી જાણેલી ઉપાધિમાં અમુક પદાર્થનું નિષેધના પ્રતિયોગીપણું હોવાં છતાં પણ તેનુંજ ઉપાધિના કોઇ અંશમાં સત્તાના પ્રતિયોગીપણું હોવાથી તેનું અર્થાન્તરપણું સિદ્ધ થઇ જશે; કારણ કે નૈયાયિકોએ પણ કોઇ સ્થળે નિષેધ કરેલા પદાર્થની બીજે સ્થળે સત્તા હોવાનો સ્વીકાર કર્યો છે.

'પોતાના અત્યંતાભાવની સાથે સમાન છે અધિકરણ જેનું એવાપણાથી જણાતાપણું' એ પણ મિથ્યાપણું નથી; કારણ કે અમુક પ્રદેશમાં વર્તનારા સંયોગ, વિભાગ, શબ્દ તથા આત્માના વિશેષગુણો પોતાના અત્યંતાભાવની સાથે સમાન છે અધિકરણ જેઓનું એવાપણાથી જણાય છે, છતાં પણ તેઓના સત્યપણાનો સ્વીકાર કર્યો છે, તેથી તેઓના અર્થાન્તરપણાનું ઉલ્લંઘન થઇ શકતું નથી.

તેમજ મિથ્યાપણાનું કોઇ પ્રમાણથી પ્રમાણપણું નથી. પ્રત્યક્ષ તે

त्यक्षं तत्र प्रमाणं, तथा सति वादिनां तद्विषयकविवादाभावप्रसङ्गात् ।

नापि विवादपदं मिथ्या दृश्यत्वात् शुक्तिरूप्यवत् इत्यनुमानं तत्र प्रमाणम् । प्रमाणागम्यत्वस्य सदसद्वैलक्षण्यस्याविद्यातत्कार्ययोरन्यतरत्वस्य वा साधनेऽप्रसिद्धविशेषणत्वात् । अयथार्थज्ञानगम्यत्वस्य गुरुमतेऽप्रसिद्धत्वात् ।

दृश्यत्वं च किं फलव्याप्यत्वं वृत्तिव्याप्यत्वं साधारणं वा । नाद्यः । अतीन्द्रियेषु पदार्थेषु फलव्याप्यत्वाभावेन भागा-

તેમાં પ્રમાણ નથી, કારણ કે મિથ્યાપણામાં પ્રત્યક્ષને પ્રમાણ માનવામાં આવે તો તે વિષયમાં વાદીઓના વિવાદના અભાવનો પ્રસંગ પ્રાપ્ત થાય.

‘**विवादपदम्** (વિવાદના સ્થાનરૂપ પ્રપંચ), **मिथ्या** (મિથ્યા છે), **दृश्यत्वात्** (દશ્યપણાને લીધે), **शुक्तिरूप्यवत्** (છીપમાં દેખાતા રૂપાની પેઠે)’ એ અનુમાન પણ તેમાં પ્રમાણ નથી; કારણ કે **दृश्यत्वात्** (દશ્યપણાને લીધે) એ હેતુમાં પ્રમાણથી ન જાણી શકાય એવાપણારૂપ, સત્ તથા અસત્થી વિલક્ષણપણારૂપ કે અવિદ્યા તથા તેનું કાર્ય એ બેમાંના એકપણારૂપ અપ્રસિદ્ધ પદાર્થનું વિશેષણપણું બને છે. વળી અયથાર્થ જ્ઞાનથી જાણવા યોગ્યપણું પણ ગુરૂના મતમાં અપ્રસિદ્ધ છે.

‘દશ્યપણું’ એ શું ફલથી વ્યાપ્યપણું છે કે વૃત્તિથી વ્યાપ્યપણું છે કે ફલથી વ્યાપ્ય તથા વૃત્તિથી વ્યાપ્ય એ બેમાંના એકપણું છે? પહેલો પક્ષ સંભવતો નથી, કારણ કે પરમાણુ, કાળ વગેરે અતીંદ્રિય પદાર્થોમાં ફલવ્યાપ્તિનો અભાવ હોવાથી હેતુની ભાગાસિદ્ધિ[1] થશે. બીજો પક્ષ

૧ સ્વરૂપાસિદ્ધિ નામનો હેત્વાભાસ ચાર પ્રકારનો છેઃ—શુદ્ધાસિદ્ધ,

सिद्धेः । न द्वितीयः । वेदान्तिभिर्ब्रह्मणोऽपि वृत्तिव्याप्यत्वाभ्युपगमात् । न तृतीयः । ब्रह्मण्यनैकान्तिकत्वात् ।

तथैवायं पट एतत्तन्तुनिष्ठात्यन्ताभावप्रतियोगी दृश्यत्वात् घटवत् इत्यपि न । तन्तुनिष्ठात्यन्ताभावे दृश्यत्वहेतौ चानैकान्तिकत्वात् । तथाहि यद्यद् दृश्यं तत्तदेतत्तन्तुनिष्ठात्यन्ताभावप्र-

પણ સંભવતો નથી, કારણ કે વેદાંતીઓએ બ્રહ્મના પણ વૃત્તિવ્યાપ્યપણાનો સ્વીકાર કર્યો છે. ત્રીજો પક્ષ પણ સંભવતો નથી, કારણ કે મિથ્યાપણાના અભાવવાળા બ્રહ્મમાં એ પક્ષના લક્ષણવાળા હેતુની પ્રાપ્તિ થઇ જશે.

તેમજ ‘ આ પટ આ તંતુઓમાં રહેલા અત્યંતાભાવનો પ્રતિયોગી છે, દશ્યપણાને લીધે, ઘડાની પેઠે’ એમ પણ નહિ, કારણ કે તંતુમાં રહેલા અત્યંતાભાવમાં તથા દશ્યપણારૂપ હેતુમાં અનૈકાન્તિકપણું રહ્યું છે. જેમ કે—‘ જે જે દશ્ય છે તે તે આ તંતુઓમાં રહેલા

ભાગાસિદ્ધ, વિશેષણાસિદ્ધ અને વિશેષ્યાસિદ્ધ. તેના પ્રયોગો નીચે પ્રમાણે અનુક્રમે આપ્યા છે—

**वायुः द्रव्यम् चाक्षुषत्वात्** (વાયુ, દ્રવ્ય છે, ચાક્ષુષપણાને લીધે).

**पृथिव्यादिचतुष्टयम् द्रव्यम् रूपवत्त्वात्** ( પૃથ્વી વગેરે ચાર મહાભૂતો, દ્રવ્ય છે, રૂપવાળાપણાને લીધે).

**वायुः द्रव्यम् रूपवत्त्वे सति स्पर्शवत्त्वात्** ( વાયુ, દ્રવ્ય છે, રૂપવાળાપણું હોતાં સ્પર્શવાળાપણાને લીધે).

**वायुः द्रव्यम् स्पर्शवत्त्वे सति रूपवत्त्वात्** ( વાયુ, દ્રવ્ય છે, સ્પર્શવાળાપણું હોતાં રૂપવાળાપણાને લીધે ).

तियोगीति व्याप्तिरेष्टव्या । न चेयमस्ति । एतत्तन्तुषु योऽयमस्य पटस्यात्यन्ताभावः साध्यते न तस्यैतत्तन्तुनिष्ठात्यन्ताभावप्रतियोगित्वमस्ति । तत्स्वीकारे च तत्साध्यस्यैवाभावादनुमानव्याहतिः स्यात् । अथ च तत्र दृश्यत्वमस्तीत्यनैकान्तिको हेतुः । तथा दृश्यत्वहेतावप्युक्तसाध्यं नास्त्येव । एतत्तन्तुषु दृश्यत्वस्यात्यन्ताभावप्रतियोगित्वे तन्तूनामदृश्यतया साध्यासिद्धिप्रसङ्गात् । अथ च दृश्यत्वमस्तीत्यनेकान्तः ।

नाप्यागमः प्रपञ्चमिथ्यात्वे प्रमाणम् । तथाहि " एकमे-

અત્યંતાભાવનો પ્રતિયોગી છે, અર્થાત્ જે જે દૃશ્ય છે તેનો તેનો આ તંતુઓમાં અત્યંતાભાવ છે' એવી વ્યાપ્તિ ઇચ્છવી જોઇએ; પરંતુ તે થતી નથી. આ તંતુઓમાં જે આ પટનો આ અત્યંતાભાવ સાધવામાં આવે છે, તેનું આ તંતુઓમાં રહેલા અત્યંતાભાવનું પ્રતિયોગીપણું નથી, અર્થાત્ તે પટ આ તંતુઓમાં રહ્યો છે. જો તેનો સ્વીકાર કરવામાં આવે તો તે સાધ્યનોજ અભાવ થવાથી અનુમાનનો વ્યાઘાત થાય, અને ત્યાં દૃશ્યપણું છે, તેથી જ્યાં સાધ્યનો અભાવ છે ત્યાં હેતુની સ્થિતિ હોવાથી તે અનૈકાંતિક થાય છે, તથા દૃશ્યપણારૂપ હેતુ હોવા છતાં પણ ઉપર કહેવામાં આવેલું સાધ્ય નથીજ. વળી આ તંતુઓમાં દૃશ્યપણાનું અત્યંતાભાવના પ્રતિયોગીપણું માનવામાં આવે, અર્થાત્ આ તંતુઓને અદૃશ્ય સ્વીકારવામાં આવે તો તંતુઓના અદૃશ્યપણાને લીધે સાધ્યની અસિદ્ધિનો પ્રસંગ પ્રાપ્ત થાય; અને ત્યાં દૃશ્યપણું છે તેથી હેતુ અનૈકાંતિક છે.

તેમ આગમ (વેદશાસ્ત્રાદિ) પણ જગતના મિથ્યાપણામાં પ્રમાણ નથી; કેમકે **एक**...(બ્રહ્મ એકજ છે, અને બીજા પદાર્થથી રહિત છે)

वाद्वितीयम् ” इति अद्वितीयशब्दाद् ब्रह्मव्यतिरिक्तस्य मिथ्यात्वसिद्धिं मन्यसे किन्तु तत्राद्वितीयशब्दः सजातीयब्रह्मान्तरं निषेधति न तु समस्तप्रमाणोपनीतवस्तुनो निषेधः । यथा कस्मिंश्चिद् ग्राम एक एव पुरुषः शौर्यौदार्यादिगुणातिशयविशिष्टस्तद्विषयेणायमद्वितीय इति कथनेन तत्सजातीयोऽन्यः पुरुषः प्रतिषिध्यते तथैव “ एकमेवाद्वितीयम् ” इति श्रुत्या ब्रह्मसजातीयं ब्रह्मान्तरं प्रतिषिध्यते न तु प्रपञ्चः ।

“ सत्यं ज्ञानमनन्तं ब्रह्म ” इत्यत्रानन्तपदस्य वस्तुपरिच्छेदाभावपरत्वेन प्रपञ्चस्य मिथ्यात्वमित्यपि न शक्यं वक्तुम्,

---

એ સ્થળે તું **अद्वितीय** શબ્દથી, બ્રહ્મથી ભિન્ન વસ્તુના મિથ્યાપણાની સિદ્ધિ માને છે, પરંતુ તે શ્રુતિમાં **अद्वितीय** શબ્દ, સમાન જાતવાળા બીજા બ્રહ્મનો નિષેધ કરે છે, પણ સઘળાં પ્રમાણોથી પ્રાપ્ત થયેલી જગત્રૂપ વસ્તુનો નિષેધ કરતો નથી. જેમકે કોઇ ગામમાં એકજ પુરૂષ શૂરતા, ઉદારતા ઇત્યાદિ ગુણોના અતિશયથી યુક્ત છે, તેને ઉદ્દેશી કહેવામાં આવેલા **अयमद्वितीयः** (આ અદ્વિતીય છે) એ કથનથી તેની સમાન જાતવાળા બીજા પુરૂષનો નિષેધ કરવામાં આવે છે, તેમજ **एक**...એ શ્રુતિથી બ્રહ્મની સમાન જાતવાળા બીજા બ્રહ્મનો પ્રતિષેધ કરવામાં આવે છે, પરંતુ જગત્નો પ્રતિષેધ કરવામાં આવતો નથી.

**सत्यं**...(બ્રહ્મ સત્ય છે, જ્ઞાનસ્વરૂપ છે અને સ્વગત, સજાતીય અને વિજાતીય ભેદથી રહિત છે) એ સ્થળે **अनन्तम्** એ પદ વસ્તુ-પરિચ્છેદના અભાવને સમજાવતું હોવાથી જગત્નું મિથ્યાપણું છે, એમ પણ કહી શકાય નહિ, કારણ કે પરસ્પરના અભાવના અધિકરણપણાના

परस्पराभावाधिकरणत्वराहित्यरूपस्य तस्य लोकेऽप्रसिद्धतया तत्रागृहीतसंगतिकत्वेन कालपरिच्छेदाभावस्याकाशादौ प्रसिद्धस्य तेन पदेनाभिधानात् ।

'नेह नानास्ति किंचन' इत्यस्य कारणे ब्रह्मणि नानात्वनिषेधपरत्वम् । 'इन्द्रो मायाभिः पुरुरूप ईयते' इत्यादेश्च मायाशब्दाभिधेयतत्तदिन्द्रियद्वारकबुद्धिवृत्तिरूपोपाधिभिः परमेश्वरो बहुधोपास्यत इत्यर्थः । अथवा मायाशब्दाभिधेयाः परमेश्वरस्येच्छाज्ञानक्रियाशक्तयस्ताभिः परमेश्वरः प्रत्युपासकं बहुरूप आविर्भवतीत्यर्थो न तु प्रपञ्चनिषेधे तात्पर्यम् । " मृत्योः स

---

અભાવરૂપ અર્થાત્ સ્વગત, સજાતીય અને વિજાતીય ભેદથી રહિતપણારૂપ તે વસ્તુપરિચ્છેદનો અભાવ લોકમાં પ્રસિદ્ધ નહિ હોવાથી તેમાં **अनन्तम्** એ પદની સંગતિનું ગ્રહણ નહિ થતું હોવાને લીધે આકાશ વગેરેમાં પ્રસિદ્ધ એવા કાલપરિચ્છેદાભાવને તે પદથી કહેલ છે.

**नेह**...( આ બ્રહ્મમાં કશું દ્વૈત નથી ) એ શ્રુતિનું કારણબ્રહ્મમાં અનેકપણાનો નિષેધ કરવામાં તાત્પર્ય છે. **इन्द्रो**...(બ્રહ્મ માયાવડે અનેક રૂપવાળું જણાય છે) ઇત્યાદિ શ્રુતિઓનો 'માયાશબ્દથી કહેવામાં આવતી તે તે ઇંદ્રિયોદ્વારા બુદ્ધિની વૃત્તિઓરૂપ ઉપાધિઓથી પરમેશ્વરની ઘણે પ્રકારે ઉપાસના કરવામાં આવે છે' એ અર્થ છે. અથવા માયાશબ્દથી પરમેશ્વરની ઇચ્છાશકિત, જ્ઞાનશકિત તથા ક્રિયાશકિત કહેવામાં આવે છે. તેઓથી પરમેશ્વર પ્રત્યેક ઉપાસક પ્રત્યે ઘણે રૂપે પ્રકટ થાય છે એ અર્થ છે, પરંતુ જગતનો નિષેધ કરવામાં તાત્પર્ય નથી. **मृत्योः**... (જે મનુષ્ય બ્રહ્મમાં જાણે ભેદ હોય તેમ જુએ છે તે એક જન્મમરણથી બીજાં જન્મમરણને પામે છે) એવા પ્રકારની શ્રુતિનો ભેદજ્ઞાનની

मृत्युमाप्नोति य इह नानेव पश्यति" इत्येवंविधायाश्च श्रुतेर्भेददर्शननिन्दयाऽभेदप्रतिपत्तिविधिपरत्वं न तु प्रपञ्चनिषेधे तात्पर्यम् ।

तथैव प्रपञ्चस्य सत्यत्वे 'मृत्तिकेत्येव सत्यम्' 'त्रीणि रूपाणीत्येव सत्यम्' 'प्राणा वै सत्यम्' इत्यादिश्रुतयः प्रमाणम् । तथैव 'शब्दान्तरे कर्मभेदः कृतानुबन्धत्वात् । २ । २ । १ ।' 'एकस्यैवं पुनः श्रुतिरविशेषादनर्थकं हि स्यात् । २ । २ । २ ।'

---

નિંદાથી અભેદજ્ઞાનનું વિધાન કરવામાં તાત્પર્ય છે, પરંતુ પ્રપંચનો નિષેધ કરવામાં તાત્પર્ય નથી.

તેમજ જગત્‌ના સત્યપણામાં **मृत्तिके**...(માટીજ સત્ય છે), **त्रीणि**... (અગ્નિ, જળ અને પૃથ્વી એ ત્રણ રૂપોજ સત્ય છે), **प्राणा**...(પ્રાણોજ સત્ય છે) ઇત્યાદિ શ્રુતિઓ પ્રમાણ છે. તે પ્રમાણેજ જો જગત્‌નું મિથ્યાપણું સ્વીકારવામાં આવે તો **शब्दान्तरे कर्मभेदः कृतानुबन्धत्वात्**[1] **एकस्यैवं पुनः श्रुतिरविशेषादनर्थकं हि स्यात्**[2] ઇત્યાદિ કર્મોના

---

१ **सोमेन यजेत** (સોમવડે યાગ કરવો), **दाक्षिणाग्नि जुहोति** (દક્ષિણાગ્નિમાં હોમવાનાં હવિષોનો હોમ કરે છે), **हिरण्यमात्रेयाय ददाति** (આત્રેયને સુવર્ણ આવે છે) એ વાક્યો ભિન્ન ભિન્ન છે, અને તેના પ્રત્યેક શબ્દથી ભિન્ન ભિન્ન અપૂર્વની ઉત્પત્તિ થાય છે; કારણ કે **यजेत**ને પોતાના યાગ વગેરે અનુબંધોની અપેક્ષા છે, પરંતુ હોમ તથા દાનરૂપ અનુબંધોની અપેક્ષા નથી. તે પ્રમાણે **जुहोति**ને હોમ વગેરે અનુબંધોની અપેક્ષા છે, પરંતુ યાગ તથા દાનરૂપ અનુબંધોની અપેક્ષા નથી, અને **ददाति**ને દાન વગેરે અનુબંધોની અપેક્ષા છે, પરંતુ યાગ તથા હોમરૂપ અનુબંધોની અપેક્ષા નથી.

२ **समिधो यजति** ( સમિધોનું પૂજન કરે છે ), **तनूनपातं**

इत्यादिमीमांसासूत्राणां कर्मभेदप्रतिपादकानां प्रपञ्चमिथ्यात्वेऽप्रामाण्यप्रसङ्गः स्यात् । अतो भवदभिमतं मिथ्यात्वं न कथंचन सिध्यतीति चेन्न । अद्वैतबोधकश्रुतिवैभवसंपन्नानामद्वैतवादिनां मते लक्षणप्रमाणाभ्यां प्रपञ्चमिथ्यात्वस्य सुसाध्यत्वात् । तथाहि—

प्रमाणागम्यत्वं मिथ्यात्वमिति स्वीकारे ब्रह्मणि नातिव्याप्तिः । तत्र ब्रह्मभिन्नत्वे सतीति निवेशात् । तथा च ब्रह्मभिन्नत्वे सति प्रमाणागम्यत्वं मिथ्यात्वम् । तथैवायथार्थज्ञान-

ભેદનું પ્રતિપાદન કરનારાં સૂત્રોના અપ્રમાણપણાનો પ્રસંગ પ્રાપ્ત થાય. આથી તમે સ્વીકારેલું મિથ્યાપણું કોઈ રીતે સિદ્ધ થતું નથી" એમ જો કહેવામાં આવે (ઉ૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે, કારણ કે અદ્વૈતને સમજાવનારી શ્રુતિઓના વૈભવથી યુક્ત અદ્વૈતવાદીઓના મતમાં લક્ષણ અને પ્રમાણથી જગતનું મિથ્યાપણું સારી રીતે સાધી શકાય છે. જેમકે—

'પ્રમાણથી ન જાણી શકાય એવાપણું એ મિથ્યાપણું છે' એવો સ્વીકાર કરવામાં આવે તો બ્રહ્મમાં અતિવ્યાપ્તિ થતી નથી; કારણ કે લક્ષણમાં 'બ્રહ્મથી ભિન્નપણું હોતાં' એ અંશને દાખલ કરવાનો છે. તેથી 'બ્રહ્મથી ભિન્નપણુ હોતાં પ્રમાણથી ન જાણી શકાય એવાપણું એ મિથ્યાપણું છે' એમ સિદ્ધ થાય છે. તેજ પ્રમાણે 'અયથાર્થ' જ્ઞાનથી

**यजति** ( અગ્નિનું પૂજન કરે છે ) ઇત્યાદિમાં પાંચવાર **यजति**નું ઉચ્ચારણ કર્યું છે. તેમાં પ્રત્યેક **यजति**થી ભિન્ન ભિન્ન અપૂર્વની ઉત્પત્તિ થાય છે; કારણ કે જો એકવાર ઉચ્ચારેલા **यजति**થીજ અપૂર્વની ઉત્પત્તિ થાય તો પછીના ચારવાર ઉચ્ચારેલા **यजति**નું નિરર્થકપણું પ્રાપ્ત થાય છે.

गम्यत्वम् । अत्र च सद्वादिभिरपि सत्यस्यैव शुक्तिकादेरधिष्ठानतयाऽयथार्थज्ञानगम्यत्वस्य स्वीकृतत्वेनार्थान्तरतोक्ता । सा च न संभवति । अद्वैतसिद्धान्ते स्वातन्त्र्येणैव चाक्षुषादिभिन्नेनायथार्थज्ञानेन मिथ्यार्थस्य गम्यत्वादयथार्थज्ञानगम्यत्वं स्वीक्रियते प्रातिभासिकसामग्रीजन्यमतो नार्थान्तरता । एवमेवान्यान्यपि लक्षणान्यूह्यानि ।

अनुमानानि च—ब्रह्मभिन्नं सर्वं मिथ्या ब्रह्मभिन्नत्वात् । यदेवं तदेवं यथा शुक्तिरूप्यम् । अत्र ब्रह्मणः पक्षत्ववारणाय ब्रह्मभिन्नमिति । पक्षतावच्छेदकब्रह्मभिन्नत्वविशिष्टपक्षैकदेश-

જાણવા યોગ્યપણું" એ મિથ્યાપણું છે. અહિં સદ્વાદીઓએ પણ સાચાજ છીપ વગેરે પદાર્થોના, અધિષ્ઠાનપણાથી અયથાર્થ જ્ઞાનવડે જાણવા યોગ્યપણાનો સ્વીકાર કર્યો હોવાથી તેઓનું અર્થાંતરપણું–સાધવા ધારેલા મિથ્યા પદાર્થથી ભિન્ન પદાર્થપણું કહ્યું છે; પરંતુ તે સંભવતું નથી, કારણ કે અદ્વૈતસિદ્ધાંતમાં ચાક્ષુષ (નેત્રથી ઉત્પન્ન થતા જ્ઞાન) વગેરેથી જુદા અયથાર્થ જ્ઞાનથી મિથ્યા પદાર્થ જણાતો હોવાથી અયથાર્થ જ્ઞાનથી જાણવા યોગ્યપણું એ સ્વતંત્રતાથીજ પ્રાતિભાસિક સામગ્રીથી ઉત્પન્ન થાય છે, એવો સ્વીકાર કર્યો છે. આથી અર્થાન્તરપણું નથી. એ પ્રમાણેજ બીજાં પણ લક્ષણોનો તર્ક કરી લેવો.

જગત્ના મિથ્યાપણામાં અનુમાનો પણ પ્રમાણભૂત છે. **ब्रह्मभिन्नम्** (બ્રહ્મથી ભિન્ન) **सर्वम्** (સઘળું), **मिथ्या** (મિથ્યા છે), **ब्रह्मभिन्नत्वात्** (બ્રહ્મથી ભિન્નપણાને લીધે). જે બ્રહ્મથી ભિન્ન હોય તે મિથ્યા હોય; જેમકે છીપનું રૂપું. અહિં બ્રહ્મના પક્ષપણાનું વારણ કરવા માટે **ब्रह्म-भिन्नम्** (બ્રહ્મથી ભિન્ન) એમ કહ્યું છે. **ब्रह्मभिन्नम्** (બ્રહ્મથી ભિન્ન)-

शुक्तिरूप्यादौ सिद्धसाधनवारणाय सर्वपदं निविष्टम् । तत्र च शुक्तिरूप्यादौ ब्रह्मभिन्ने साध्यसिद्धावपि तदितरस्मिन्सर्वत्र ब्रह्मभिन्ने प्रपञ्चे न तत्सिद्धमिति न सिद्धसाधनम् । यथा पृथिवीत्वेन घटादावितरभेदनिश्चयेऽपि सर्वपृथिवीत्वेन तदसिद्धेर्न सिद्धसाधनमेवं शुक्तिरूप्यादौ पक्षतावच्छेदकसामानाधिकरण्येन साध्यसिद्धावपि पक्षतावच्छेदकावच्छेदेन साध्यसिद्ध्यभावेन न सिद्धसाधनम् । न च शुक्तिरूप्यादेरपि पक्षत्वेन कथं दृष्टान्ततेति वाच्यम् । संदिग्धसाध्यवान् पक्षः । शुक्तिरूप्यादौ च निश्चितसाध्यकत्वेन सपक्षत्वात् । न च पक्षभिन्नत्वे सति

રૂપ પક્ષપણાનું અવચ્છેદક જે **ब्रह्मभिन्नत्व** (બ્રહ્મથી ભિન્નપણું) તેથી યુક્ત એવા પક્ષના એક ભાગરૂપ છીપમાં પ્રતીત થતા રૂપા વગેરેમાં મિથ્યાત્વરૂપ સિદ્ધ વસ્તુને સાધવારૂપ દોષનું વારણ કરવા માટે **सर्वम्** એ પદને દાખલ કર્યું છે. ત્યાં બ્રહ્મથી ભિન્ન એવા, છીપમાં પ્રતીત થતા રૂપા વગેરેમાં મિથ્યાત્વરૂપ સાધ્યની સિદ્ધિ હોવા છતાં પણ તેથી જુદા સર્વ બ્રહ્મથી ભિન્ન જગત્‌માં મિથ્યાત્વની સિદ્ધિ નથી, તેથી સિદ્ધ વસ્તુને સાધવારૂપ દોષની પ્રાપ્તિ નથી. જેમ પૃથ્વીપણાથી ઘડા વગેરેમાં બીજાં ભૂતોથી ભિન્નપણાનો નિશ્ચય હોવા છતાં પણ સર્વ પૃથ્વીપણાથી, બીજાં ભૂતોથી ભિન્નપણાની સિદ્ધિ નહિ થતી હોવાથી સિદ્ધ વસ્તુને સાધવારૂપ દોષની પ્રાપ્તિ થતી નથી, તેમ **शुक्तिरूप्य** (છીપમાં પ્રતીત થતા રૂપા) વગેરેમાં **शुक्तिरूप्यत्व** (છીપમાં પ્રતીત થતા રૂપાપણા)રૂપ પક્ષતાવચ્છેદકની સાથે સમાન અધિકરણવાળાપણાથી સાધ્યની સિદ્ધિ હોવા છતાં પણ **ब्रह्मभिन्नत्व** (બ્રહ્મથી ભિન્નપણા)રૂપ અવચ્છેદકથી થયેલા અવચ્છેદથી, અર્થાત્ સઘળા બ્રહ્મભિન્ન પદાર્થોમાં સાધ્યની સિદ્ધિનો અભાવ હોવાથી સિદ્ધ વસ્તુને સાધવારૂપ દોષની પ્રાપ્તિ થતી નથી.

निश्चितसाध्यकत्वस्य दृष्टान्तत्वप्रयोजकत्वमिति वाच्यम् । त्वंपदलक्ष्यचैतन्यं ब्रह्माभिन्नं सच्चिदानन्दलक्षणत्वात् ब्रह्मवत् इत्याद्यभेदानुमाने पक्षस्यैव दृष्टान्तत्वाभ्युपगमात् । न च शुक्तिरूप्यस्य दृष्टान्तता नोचिता तत्र मिथ्यात्वस्यानिश्चयादिति वाच्यम् । शुक्तिरूप्यस्य नात्र रजतमिति शुक्तिशकलवृत्तित्रैकालिकरजतत्वावच्छिन्नप्रतियोगिकाभावप्रतीतिविषयत्वस्य प्रत्यक्षेणैव सिद्धत्वात् ।

'છીપમાં પ્રતીત થતા રૂપા વગેરેનું પણ પક્ષપણું હોવાથી તેનું દૃષ્ટાંતપણું કેમ થાય?' એમ નહિ કહેવું; કારણ કે જેમાં સાધ્યનો સંદેહ હોય તે પક્ષ કહેવાય છે. છીપમાં પ્રતીત થતા રૂપા વગેરેમાં તો સાધ્યનો નિશ્ચય હોવાથી તેઓ સપક્ષ છે. 'પક્ષથી ભિન્નપણું હોતાં નિશ્ચિત સાધ્યવાળાપણું એ દૃષ્ટાંતપણાને સાધનારૂં છે' એમ નહિ કહેવું; કારણ કે **त्वंपदलक्ष्यचैतन्यम्** (**त्वम्** પદથી લક્ષ્ય ચૈતન્ય), **ब्रह्माभिन्नम्** (બ્રહ્મથી અભિન્ન છે), **सच्चिदानन्दलक्षणत्वात्** (સત્, ચિત્ તથા આનંદરૂપ લક્ષણવાળાપણાને લીધે), **ब्रह्मवत्** (બ્રહ્મની પેઠે) ઇત્યાદિ અભેદાનુમાનમાં પક્ષનાજ દૃષ્ટાંતપણાનો સ્વીકાર કર્યો છે. 'છીપમાં પ્રતીત થતા રૂપાનું દૃષ્ટાંતપણું યોગ્ય નથી, કારણ કે તેમાં મિથ્યાપણાનો નિશ્ચય નથી' એમ નહિ કહેવું; કારણ કે છીપમાં પ્રતીત થતા રૂપાનું, 'અહિં રૂપું નથી' એમ છીપના કકડામાં રહેલો જે રૂપાપણાથી અવચ્છિન્ન રૂપાનો ત્રણે કાળમાં અભાવ તેના જ્ઞાનના, વિષયપણું પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ છે.

ननु शुक्तिरूप्ये मिथ्यात्वरूपसाध्यनिश्चयेऽपि ब्रह्मभिन्नत्वं मिथ्यात्वव्यभिचारि न वेति व्यभिचारवारकतर्काभावेन व्याप्यत्वासिद्धो ब्रह्मभिन्नत्वरूपो हेतुः । न च ब्रह्मभिन्नत्वं यदि मिथ्यात्वव्यभिचारि स्यात्तर्हि ब्रह्मभिन्नत्वहेतोर्निरुपाधिकत्वं न स्यादिति व्यभिचारशङ्कानिवर्तनद्वारा तर्को हि व्याप्तिग्राहकः स्यादिति वाच्यम् । अविद्यातिरिक्तदोषजन्यत्वरूपस्योपाधेः सत्त्वात् । यदि ब्रह्मभिन्नत्वहेतौ निरुपाधिकत्वं स्यात्तदा तस्य निरुपाधिकत्वभङ्गापादनाख्यस्तर्कोऽपि स्यात्तथैव तु नास्ति । अविद्यातिरिक्तदोषजन्यत्वरूपोपाधिविशिष्टत्वस्य हेतौ

(પૂ૦) " છીપમાં પ્રતીત થતા રૂપામાં મિથ્યાપણારૂપ સાધ્યનો નિશ્ચય હોવા છતાં પણ 'બ્રહ્મથી ભિન્નપણું મિથ્યાત્વના વ્યભિચારવાળું છે કે નહિ?' એવા વ્યભિચારનું વારણ કરનારા તર્કના અભાવને લીધે **ब्रह्मभिन्नत्व**રૂપ હેતુ વ્યાપ્યત્વાસિદ્ધ છે, અર્થાત્ **ब्रह्मभिन्नत्व**રૂપ હેતુ **मिथ्यात्व**રૂપ સાધ્યથી વ્યાપ્ય નથી. 'જો બ્રહ્મથી ભિન્નપણું મિથ્યાપણાના વ્યભિચારવાળું હોય તો બ્રહ્મથી ભિન્નપણારૂપ હેતુનું નિરુપાધિકપણું થાય નહિ, એમ વ્યભિચારની શંકાને ટાળવાદ્વારા તર્કજ વ્યાપ્તિનું ગ્રહણ કરાવનાર થાય છે' એમ નહિ કહેવું, કારણ કે હેતુમાં બ્રહ્માવિદ્યારૂપ અતિરિક્ત (વધારાના) દોષથી ઉત્પન્ન થવા યોગ્યપણારૂપ ઉપાધિથી યુક્તપણાનું હોવાપણું છે, અર્થાત્ હેતુ બ્રહ્માવિદ્યાથી ઉત્પન્ન થવા યોગ્યપણારૂપ ઉપાધિથી યુક્ત છે. જો બ્રહ્મથી ભિન્નપણારૂપ હેતુમાં નિરુપાધિક (ઉપાધિથી રહિત)પણું હોય તો તેના નિરુપાધિકપણાના ભંગને લાવી આપવારૂપ તર્ક પણ કરી શકાય, પરંતુ તેમ તો નથી; કારણ કે અવિદ્યારૂપ અતિરિક્ત દોષથી ઉત્પન્ન થવા યોગ્યરૂપ ઉપાધિથી યુક્તપણું હેતુમાં છે" એમ જો કહેવામાં આવે (ઉ૦) તો તેનો નિષેધ

सत्त्वादिति चेन्न । अत्राविद्यातिरिक्तदोषजन्यत्वे मिथ्यात्वरूपसाध्यव्याप्यत्वस्वीकारापेक्षया ब्रह्मभिन्नत्वे मिथ्यात्वरूपसाध्यव्याप्यत्वाङ्गीकारे लाघवरूपतर्कस्य सत्त्वान्नानुकूलतर्काभावः। साध्यसमनियतस्योपाधित्वमित्याचार्यमतम् । तत्र साध्यसमनियतत्वं च साध्यव्यापकत्वे सति साध्यव्याप्यत्वम् । यत्र मिथ्यात्वं तत्राविद्यातिरिक्तदोषजन्यत्वोपाधिसत्त्वमिति तस्य साध्यव्यापकत्वेऽपि मिथ्यात्वरूपसाध्यव्याप्यत्वमविद्यातिरिक्तदोषजन्यत्वे स्वीकरणीयं किंवा ब्रह्मभिन्नत्व इति सामान्यधर्मे संशयेऽविद्यातिरिक्तदोषजन्यत्वापेक्षया लघुभूते ब्रह्मभिन्नत्व एव मिथ्यात्वव्याप्यत्वं स्वीकरणीयम् । संभवति लघौ, गुरौ

કરવામાં આવે છેઃ—અહિં અવિદ્યારૂપ અતિરિક્ત દોષથી ઉત્પન્ન થવા યોગ્યપણામાં મિથ્યાત્વરૂપ સાધ્યથી વ્યાપ્યપણાનો સ્વીકાર કરવા કરતાં બ્રહ્મથી ભિન્નપણામાં મિથ્યાત્વરૂપ સાધ્યથી વ્યાપ્યપણાનો સ્વીકાર કરવામાં લાઘવરૂપ તર્ક હોવાથી અનુકૂલ તર્કનો અભાવ નથી. 'જે સાધ્યસમનિયત હોય તેનું ઉપાધિપણું છે' એવો આચાર્યનો મત છે. ત્યાં સાધ્યસમનિયતપણું એ સાધ્યમાં વ્યાપકપણું હોતાં સાધ્યથી વ્યાપ્યપણું છે. જ્યાં મિથ્યાપણું હોય છે, ત્યાં અવિદ્યારૂપ અતિરિક્ત દોષથી ઉત્પન્ન થવા યોગ્યપણું હોય છે, એમ તેનું સાધ્યમાં વ્યાપકપણું હોવા છતાં પણ મિથ્યાપણારૂપ સાધ્યથી વ્યાપ્યપણું અવિદ્યારૂપ અતિરિક્ત દોષથી ઉત્પન્ન થવા યોગ્યપણામાં સ્વીકારવું કે બ્રહ્મથી ભિન્નપણામાં સ્વીકારવું? એમ મિથ્યાપણારૂપ સાધ્યથી વ્યાપ્યપણારૂપ સામાન્ય ધર્મમાં સંશય થતાં અવિદ્યારૂપ અતિરિક્ત દોષથી ઉત્પન્ન થવા યોગ્યપણાના કરતાં લઘુરૂપ ( નાના શરીરવાળા ) બ્રહ્મથી ભિન્નપણામાંજ મિથ્યાપણારૂપ સાધ્યથી વ્યાપ્યપણાનો સ્વીકાર કરવો જોઇએ, કારણ કે 'લઘુમાં મિથ્યા-

तदन्याय्यमिति न्यायात् । तस्माद्विद्यातिरिक्तदोषजन्यत्वस्य नोपाधित्वम् ।

परमराद्धान्तस्तु येषां मते सत्प्रतिपक्षोन्नायकत्वेनोपाधेर्दूषकता तेषां मते क्षित्यङ्कुरादिकं सकर्तृकं कार्यत्वात् घटवत् इत्यनुमाने उपाध्यभावहेतुना साध्याभावसाधने शरीरजन्यत्वस्य व्यर्थविशेषणत्ववदत्राप्युपाध्यभावेन साध्याभावसाधनेऽविद्यातिरिक्तविशेषणस्य व्यर्थत्वान्नाविद्यातिरिक्तदोषजन्यत्वमुपाधिः ।

---

પણારૂપ સાધ્યથી વ્યાપ્યપણું સંભવતું હોય ત્યાં ગુરુ (મોટા શરીરવાળા)માં તેનો સ્વીકાર કરવો એ અયોગ્ય છે' એવો ન્યાય છે. તેથી અવિદ્યારૂપ અતિરિક્ત દોષથી ઉત્પન્ન થવા યોગ્યપણાનું ઉપાધિપણું નથી.

પરમ સિદ્ધાંત તો આ છે કેઃ—જેઓના મતમાં સત્પ્રતિપક્ષ નામના હેત્વાભાસનો તર્ક કરાવનારપણાને લીધે ઉપાધિમાં દૂષકપણું છે, તેઓના મતમાં **क्षित्यङ्कुरादिकम्** (પૃથ્વી, અંકુર વગેરે), **सकर्तृकम्** (કર્તાવાળાં છે), **कार्यत्वात्** (કાર્ય—ઉત્પાદ્યપણાને લીધે), **घटवत्** (ઘડાની પેઠે) આ અનુમાનમાં ઉપાધિના અભાવરૂપ હેતુને લીધે સાધ્યનો અભાવ સાધવામાં જેમ **शरीरजन्यत्व** (શરીરથી ઉત્પન્ન થવા યોગ્યપણા)નું વ્યર્થ વિશેષણપણું છે, તેમ અહિં પણ ઉપાધિના અભાવને લીધે સાધ્યનો અભાવ સાધવામાં **अविद्यातिरिक्त** એ વિશેષણનું વ્યર્થપણું હોવાથી **अविद्यातिरिक्तदोषजन्यत्व** ઉપાધિ નથી.

वस्तुतस्तु स्वाश्रयत्वेनाभिमतयावन्निष्ठात्यन्ताभावप्रतियोगित्वं मिथ्यात्वम् । तत्र स्वपदेनाश्रितं ग्राह्यं तेन नाविद्यायामव्याप्तिस्तस्या ब्रह्माश्रयत्वात् । यदि स्वपदेन कार्यमित्युच्येत तर्हि तत्राव्याप्तिः स्यात् । तस्या अनादित्वेनाकार्यत्वात् । एवं तर्हि चित्सुखमुनिना स्वकीयग्रन्थे पूर्वोक्तमिथ्यात्वलक्षणमङ्गीकृत्य निराश्रयेषु नित्येषु भावेषु कार्यता नास्तीति लक्षणस्याव्याप्तिमाशङ्क्य ब्रह्मव्यतिरिक्तस्य कृत्स्नस्यापि कार्यतया न दोष इत्युक्तं तत्कथं संगच्छते । तत्र हि ब्रह्मभिन्नानां सर्वेषां कार्यत्वं प्रतिपादितम् । अविद्यायाश्चानादित्वात्कार्यत्वाभाव इति

વાસ્તવિક રીતે તો **स्वाश्रय** (પોતાના આશ્રય)પણાથી **अभिमत** (સ્વીકારેલા) **यावत्** (સઘળા) પદાર્થોમાં રહેલા અત્યંતાભાવનું પ્રતિયોગીપણું એ મિથ્યાપણું છે. ત્યાં **स्व**પદથી આશ્રિત પદાર્થનું ગ્રહણ કરવું. તેથી અવિદ્યામાં અવ્યાપ્તિ નથી, કારણ કે તે બ્રહ્મમાં રહી છે. જો **स्व**પદથી કાર્યને કહેવામાં આવે તો તે અવિદ્યામાં અવ્યાપ્તિ થાય, કારણ કે તે અનાદિ હોવાથી કાર્ય–ઉત્પાદ્ય નથી. (પૂ૦) "એમ જો સ્વીકારવામાં આવે તો ચિત્સુખ મુનિએ, પોતાના ગ્રંથમાં પહેલાં કહેવામાં આવેલા મિથ્યાત્વના લક્ષણનો સ્વીકાર કરી આશ્રયથી રહિત એવા આકાશ, કાલ વગેરે નિત્ય પદાર્થોમાં કાર્યપણું નથી, તેથી તેમાં લક્ષણની અવ્યાપ્તિની આશંકા કરી, 'બ્રહ્મથી ભિન્ન સઘળાનું કાર્યપણું હોવાને લીધે દોષ નથી' એમ કહ્યું છે તે કેમ બંધબેસતું થાય ? કારણ કે ત્યાં બ્રહ્મથી ભિન્ન સઘળા પદાર્થોના કાર્યપણાનું પ્રતિપાદન કર્યું છે. અવિદ્યા તો અનાદિ હોવાને લીધે તેમાં કાર્યપણાનો અભાવ છે" એમ જો કહેવામાં આવે (ઉ૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે; કારણ કે ત્યાં **कार्यता** (કાર્યપણારૂપ) પદથી કલ્પિતપણું કહેવા ધારેલ હોવાને

चेन्न । तत्र कार्यतापदेन कल्पितत्वस्य विवक्षितत्वेनादोषात् । यावति स्वाश्रये स्वात्यन्ताभावासंभवाल्लक्षणस्यासंभवः स्यात्तद्वारणायाभिमतपदम् । रजताद्यनाश्रयेऽपि शुक्त्यादौ रजताद्याश्रयत्वेनाभिमते वर्तमानरजताद्यत्यन्ताभावप्रतियोगित्वं शुक्तिरूप्यादेरस्ति तदर्थमप्यभिमतपदं बोध्यम् । न च स्वाश्रये स्वरूपेण तदत्यन्ताभावाभावेऽपि पारमार्थिकत्वावच्छिन्नतदत्यन्ताभावसत्त्वान्नास्त्यसंभवो लक्षणस्येति व्यर्थमभिमतपदमिति वाच्यम् । ब्रह्मणि स्वरूपेणैव प्रपञ्चात्यन्ताभावो ग्राह्यो न तु पारमार्थिकत्वावच्छिन्नाभावः । यावत्पदमर्थान्तरवारणाय । अर्थान्तरता च

લીધે કશો દોષ નથી. પોતાના આશ્રયભૂત સઘળા પદાર્થોમાં પોતાના અત્યંતાભાવનો અસંભવ હોવાથી લક્ષણનો અસંભવ થાય તો તેનું નિવારણ કરવા માટે **अभिमत** પદ છે. રૂપા વગેરેના આશ્રયભૂત નહિ હોવા છતાં પણ રૂપા વગેરેના આશ્રયપણાથી સ્વીકારેલા છીપ વગેરે પદાર્થોમાં રહેલા વર્તમાન કાળના રૂપા વગેરેના અત્યંતાભાવનું પ્રતિયોગીપણું છીપના રૂપા વગેરે પદાર્થોને છે તેથી ત્યાં પણ મિથ્યાત્વના લક્ષણના અસંભવનું વારણ કરવા માટે **अभिमत** પદ છે, એમ જાણવું. (પૂ૦) "પ્રપંચના આશ્રયભૂત બ્રહ્મમાં સ્વરૂપથી પ્રપંચના અત્યંતાભાવનો અભાવ હોવા છતાં પણ પારમાર્થિકપણાથી અવચ્છિન્ન પ્રપંચનો અત્યંતાભાવ હોવાથી લક્ષણનો અસંભવ નથી, તેથી **अभिमत** પદ વ્યર્થ છે" એમ (ઉ૦) કહેવું નહિ; કારણ કે બ્રહ્મમાં સ્વરૂપથી પ્રપંચનો અત્યંતાભાવ લેવાનો છે, પરંતુ પારમાર્થિકપણાથી અવચ્છિન્ન પ્રપંચનો અભાવ લેવાનો નથી. **यावत्** પદ અર્થાન્તરનું નિવારણ કરવા માટે છે. કપિ (વાનર)ના સંયોગ વગેરેના આશ્રયપણાથી સ્વીકારેલા વૃક્ષમાં મૂલના અવચ્છેદથી રહેતા કપિના સંયોગના અત્યંતાભાવનું પ્રતિયોગીપણું શાખાના અવચ્છેદથી રહેલા

कपिसंयोगाद्याश्रयत्वेनाभिमतवृक्षे मूलावच्छेदेन वर्तमानस्वात्यन्ताभावप्रतियोगित्वं शाखावच्छेदेन स्थितकपिसंयोगादेरस्तीति सत्यत्वाविरोधिप्रतियोगितदभावसामानाधिकरण्यरूपार्थान्तरदूरीकरणाय यावत्पदम् ।

ननु निराश्रयेष्वाकाशादिषु नित्येषु लक्षणस्याव्याप्तिरिति चेन्न । 'न वियदश्रुतेः । २ । ३ १ ।' इत्यादिवियदधिकरणे 'प्रतिज्ञाऽहानिरव्यतिरिक्ताच्छब्देभ्यः । २ । ३ । ६ ।' इत्यादिसिद्धान्तसूत्रैस्तेषामपि कार्यत्वप्रतिपादनेन ब्रह्माश्रितत्वविज्ञानात् ।

---

અર્થાત્ શાખાપર રહેલા કપિના સંયોગ વગેરેને છે, તેથી સત્યત્વની સાથે વિરોધ નહિ રાખનારા પ્રતિયોગીના અને તેના અભાવના સમાન અધિકરણવાળાપણારૂપ અર્થાન્તરને દૂર કરવા માટે **यावत्** પદ છે.

(પૂ૦) આશ્રયથી રહિત એવા આકાશ વગેરે નિત્ય પદાર્થોમાં લક્ષણની "અવ્યાપ્તિ થશે' એમ કહેવામાં આવે (ઉ૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે; કારણ કે **न वियद**[1]...ઇત્યાદિ વિયદધિકરણ (આકાશાધિકરણ)માં **प्रतिज्ञाहानि**[2]...ઇત્યાદિ સિદ્ધાંત સૂત્રોથી આકાશ વગેરે પદાર્થોના પણ કાર્યપણાનું પ્રતિપાદન કરવાને લીધે તેઓનું બ્રહ્મના આશ્રિતપણાથી જ્ઞાન થાય છે.

---

૧ આકાશ ઉત્પન્ન થયું નથી, કારણ કે તેની ઉત્પત્તિમાં પ્રમાણભૂત કોઇ શ્રુતિ નથી. (આ પૂર્વપક્ષનું બ્રહ્મસૂત્ર છે.)

૨ પ્રત્યેક ઉપનિષદ્‌માં જોવામાં આવતી **येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातम्** (જે બ્રહ્મનું જ્ઞાન થતાં નહિ સાંભળેલું સંભળાઇ જાય છે, નહિ સ્વીકારેલું સ્વીકારાઇ જાય છે, અને નહિ જાણેલું જણાઇ જાય છે) ઇત્યાદિ પ્રતિજ્ઞાની હાનિ થતી નથી, કારણ કે સઘળો

तथैव विमतः पट एतत्तन्तुनिष्ठात्यन्ताभावप्रतियोगी अवयवित्वात् पटान्तरवत् । अत्रानेतन्निष्ठत्वं नोपाधिः । आकाशादौ साध्याव्यापकत्वात् । नायमसिद्धो हेतुः पटस्यांशित्वे वादिनां विवादाभावात् । नापि विरुद्धः । एतत्तन्तुनिष्ठात्यन्ताभावाप्रतियोगिनि विपक्षे आत्मनि अंशित्वरूपहेतोरवृत्तेः । न चेह तन्तुषु पट इत्यादिना प्रत्यक्षेणैव तन्तुनिष्ठतया पटस्यावगमात्कालात्ययापदिष्टता हेतोरिति वाच्यम् । पटस्यैतत्तन्तुनिष्ठात्यन्ताभाव-

તેમજ **विमतः पटः** (વિવાદના સ્થાનરૂપ પટ), **एतत्तन्तुनिष्ठात्यन्ताभावप्रतियोगी** (આ તંતુઓમાં રહેલા અત્યંતાભાવનો પ્રતિયોગી છે, અર્થાત્ આ તંતુઓમાં નથી), **अवयवित्वात्** (અવયવીપણાને લીધે), **पटान्तरवत्** (બીજા પટની પેઠે). અહિં **अनेतन्निष्ठत्व** (આ તંતુઓમાં નહિ રહેલાપણું) ઉપાધિ નથી, કારણ કે આકાશ વગેરેમાં રહેલો પટનો અમુક ભાગ **अनेतन्निष्ठ** નથી, અર્થાત્ આ તંતુઓમાં રહેલો છે. આ હેતુ અસિદ્ધ પણ નથી, કારણ કે પટના અવયવીપણામાં કોઇને વિવાદ નથી. આ હેતુ વિરૂદ્ધ પણ નથી, કારણ કે આ તંતુઓમાં રહેલા અત્યંતાભાવના પ્રતિયોગી નહિ એવો વિપક્ષભૂત આત્મામાં અવયવીપણારૂપ હેતુ રહેતો નથી. (પૂ૦) "**इह तन्तुषु पटः** (આ તંતુઓમાં પટ છે) ઇત્યાદિ પ્રત્યક્ષ પ્રમાણથીજ પટના તંતુઓમાં રહેલપણાનું જ્ઞાન થાય છે, તેથી હેતુનું બાધિતપણું છે" એમ (ઉ૦) કહેવું નહિ; કારણ કે **एतत्तन्तुनिष्ठात्यन्ताभावप्रतियोगी** એમ પટનું આ તંતુઓમાં રહેલા અત્યંતાભાવનું પ્રતિયોગીપણું સ્વીકારતા

વસ્તુઓ બ્રહ્મથી અભિન્ન છે. તે વિષયમાં **सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्** (હે સુપુત્ર! પહેલાં એક, અદ્વિતીય અને સત્ આ બ્રહ્મજ હતું) ઇત્યાદિ શ્રુતિઓ પ્રમાણભૂત છે.

प्रतियोगित्वमङ्गीकुर्वता तस्य प्रामाण्यानङ्गीकारात् । इह नभसि नीलिमेति प्रत्यक्षाभिमतेन प्रत्ययेन बाधेऽपि नीरूपत्वानुमान-प्रवृत्तिवदत्राप्यनुमानप्रवृत्त्युपपत्तेः । एतत्तन्तुनिष्ठात्यन्ताभावप्र-तियोगित्वे पटमात्रं पक्षीकृत्य साधितेऽर्थान्तरता स्यात् । तत्र पटान्तरस्यैतत्तन्तुनिष्ठत्वाभावात् । तन्निवृत्त्यर्थं विमत इत्युक्तम् ।

अत्रात्यन्ताभावे व्यधिकरणधर्मानवच्छिन्नप्रतियोगिताक-त्वं विशेषणं देयम् । तेन घटत्वादिव्यधिकरणधर्ममादाय नार्थान्तरता । तथैवैतत्कालीनत्वमप्यत्यन्ताभावे विशेषणं देयम् । तेन तन्तुषु पटसत्त्वेऽपि घटपटोभयं नास्तीति घटपटोभयत्वा-

એવા તમે તેવી જાતના પ્રત્યક્ષનું પ્રમાણપણું સ્વીકાર્યું નથી. '**इह नभसि नीलिमा** (આ આકાશમાં શ્યામતા છે)' એવી રીતે પ્રત્યક્ષપ-ણાથી સ્વીકારેલા જ્ઞાનથી બાધ થયા છતાં પણ જેમ આકાશમાં રૂપ-રહિતપણાના અનુમાનની પ્રવૃત્તિ જોવામાં આવે છે, તેમ અહિં પણ અનુમાનની પ્રવૃત્તિ થવી ઘટે છે. આ અનુમાનના શરીરમાં **विमत** પદને કાઢી નાખી કેવળ પટને પક્ષ રાખી તેમાં આ તંતુઓમાં રહેલા અત્યં-તાભાવનું પ્રતિયોગીપણું સાધીએ તો અર્થાંતરપણું થાય, કારણ કે તે અનુમાનનું શરીર રાખતાં બીજા પટના આ તંતુઓમાં રહેલાપણાનો અભાવ છે, અર્થાત્ બીજા પટનું આ તંતુઓમાં રહેલા અત્યંતાભાવનું પ્રતિયોગીપણું છે. તે બીજા પટની નિવૃત્તિ માટે **विमतः** એ પદ કહ્યું છે.

અહિં અત્યંતાભાવમાં **व्यधिकरणधर्मानवच्छिन्नप्रतियोगिताकत्वम्** (ભિન્ન અધિકરણમાં રહેલા ધર્મથી અવચ્છેદ નહિ પામેલ છે પ્રતિયોગી જેનો એવાપણું) એ વિશેષણ આપવું. તેથી **घटत्व** (ઘટપણું) વગેરે ભિન્ન અધિકરણમાં રહેલા ધર્મને લઇ અર્થાંતરપણું નથી. જો તેમ કરવામાં ન આવે તો પટ આ તંતુઓમાં રહેલા ઘટત્વાવચ્છિન્ન

च्छिन्नप्रतियोगिताकघटपटात्यन्ताभावमादाय नार्थान्तरता । तथैवाभिमतसमवायसंबधेन प्रतियोग्यभावो ग्राह्यस्तेन तन्तुषु संयोगेन पटाभावस्य सत्त्वान्नार्थान्तरता । एकावच्छेदेनाभावो बोध्यः । तेन शाखावच्छेदेन कपिसंयोगस्य मूलावच्छेदेन तदभावस्य सत्त्वान्नार्थान्तरता । तथा चात्रानुमानशरीरम् । विमतः पट एतत्तन्तुनिष्ठसमवायसंबन्धावच्छिन्ननिरवच्छिन्न-

પટના અત્યંતાભાવનો પ્રતિયોગી થઇ જાય, અર્થાત્ સાધવા ધારેલા પદાર્થના કરતાં જુદા પદાર્થની સિદ્ધિ થઇ જાય. તેજ પ્રમાણે અત્યંતાભાવમાં **एतत्कालीनत्वम्** (આ સમયમાં ઉત્પન્ન થનારપણું) એ વિશેષણ પણ આપવું. તેથી પટની ઉત્પત્તિના સમયના પહેલા ક્ષણમાં અત્યંતાભાવને લઇ અર્થાંતરપણું નથી. એ પ્રમાણે **व्यासज्यवृत्तिधर्मानवच्छिन्नप्रतियोगिताकत्वम्** (બન્ને પદાર્થોમાં વર્તનારા ધર્મથી અવચ્છેદ નહિ પામેલ છે પ્રતિયોગી જેનો એવાપણું) એ વિશેષણ પણ આપવું. તેથી તંતુઓમાં પટ હોવા છતાં પણ ઘટ અને પટ બન્ને નથી, એ કારણને લીધે ઘટ તથા પટ એ બન્નેથી અવચ્છેદ પામેલ છે પ્રતિયોગીઓ જેના એવા **घटपटात्यन्ताभाव** (ઘટ તથા પટ બન્નેના અત્યંતાભાવ)ને લઇ અર્થાંતરપણું નથી. તેમજ **अभिमतसमवायसंबन्ध** (સ્વીકારેલા સમવાય સંબંધ)થી પ્રતિયોગીનો અભાવ લેવો. તેથી તંતુઓમાં સંયોગસંબંધથી પટનો અભાવ હોવાને લીધે અર્થાંતરપણું નથી. તેમજ એક અવચ્છેદથી અભાવ જાણવો. તેથી શાખાના અવચ્છેદથી રહેલા કપિના સંયોગનો મૂલના અવચ્છેદથી અભાવ હોવાને લીધે અર્થાંતરપણું નથી. તે પ્રમાણે અહિં અનુમાનનું શરીર આ થયું:— **विमतः पटः** (વિવાદના સ્થાનરૂપ પટ), **एतत्तन्तुनिष्ठ...प्रतियोगी** (આ તંતુઓમાં રહેલા સમવાય સંબંધથી અવચ્છેદ પામેલ, એક અવ-

व्यधिकरणधर्मानवच्छिन्नव्यासज्यवृत्तिधर्मानवच्छिन्नप्रतियोगिताकात्यन्ताभावप्रतियोगी, अवयवित्वात् ।

अत्रैतत्तन्त्वित्यत्रैतत्पटारम्भकास्तन्तव एतत्तन्तव इति बोध्यं तेन तन्त्वन्तरमादाय नार्थान्तरता । अन्योन्याभाववारणायात्यन्तपदं दत्तम् ।

एवं गुणकर्मजात्यादयोऽपि तन्तुनिष्ठात्यन्ताभावप्रतियोगिनस्तत्तद्रूपत्वादित्यादिप्रयोगा ऊह्याः ।

---

ચ્છેદ પામેલ, ભિન્ન અધિકરણમાં રહેલા ધર્મથી અવચ્છેદ નહિ પામેલ, તથા બન્ને પદાર્થોમાં વર્તનારા ધર્મથી અવચ્છેદ નહિ પામેલ છે પ્રતિયોગી જેનો એવા અત્યંતાભાવનો પ્રતિયોગી છે), **अवयवित्वात्** (અવયવીપણાને લીધે).

અહિં **एतत्तन्तु**...એ સ્થળે **एतत्पटारम्भकास्तन्तवः** (આ પટનો આરંભ કરનારા તંતુઓ) એ **एतत्तन्तवः** એમ જાણવું. તેથી બીજા તંતુને લઇ અર્થાંતરપણું નથી. અન્યોન્યાભાવનું નિવારણ કરવા માટે **अत्यन्ताभाव**માં **अत्यन्त** પદ આપ્યું છે.

એ પ્રમાણે **गुणकर्मजात्यादयोऽपि** (પટ વગેરેનાં ગુણ, કર્મ, જાતિ વગેરે પણ), **तन्तुनिष्ठात्यन्ताभावप्रतियोगिनः** (તંતુઓમાં રહેલા અત્યંતાભાવના પ્રતિયોગીઓ છે), **तत्तद्रूपत्वात्** (તે તે રૂપપણાને લીધે, અર્થાત્ ગુણ, કર્મ, જાતિ વગેરેપણાને લીધે) ઇત્યાદિ[1] અનુમાનના પ્રયોગોનો તર્ક કરી લેવો.

---

१ **गुणः, तन्तुनिष्ठात्यन्ताभावप्रतियोगी, गुणत्वात्, यथा शुक्लगुणः; कर्म, तन्तुनिष्ठात्यन्ताभावप्रतियोगि, कर्मत्वात्, यथाऽपसरणादिक्रिया; जातिः, तन्तुनिष्ठात्यन्ताभावप्रतियोगिनी, जातित्वात्, यथा घटत्वम्** ઇત્યાદિ.

ननु प्रकृतलक्षणेऽभावपदेन प्रामाणिकाभावो गृह्यते प्रातिभासिको वा । नाद्यः । तैर्द्वैतापत्तेः । न द्वितीयः । रजते सीसकविभ्रमे सीसमेवैतन्न रजतमिति, रजते तत्त्वप्रतिषेधे प्रातिभासिकाभावप्रतियोगिरजतत्वस्यामिथ्यात्वेनार्थान्तरता स्यादिति चेन्न । प्रामाणिकत्वेऽपि तेषां सदद्वैताव्याकोपात् । व्यावहारिकप्रमाणप्रमाणितैर्भावैरभावैर्वा तत्त्वावेदकप्रमाणसिद्धस्याद्वैतस्य न व्याकोपशङ्कावसरः । मृत्तिकेत्येव सत्यमित्याद्यागमेन न प्रपञ्चस्य सत्यता प्रतिपादिता, किंत्वेकविज्ञानेन सर्वविज्ञानं

(પૂ૦) "પ્રસ્તુત મિથ્યાત્વના લક્ષણમાં **अभाव** પદથી પ્રામાણિક (યથાર્થ—સત્ય) અભાવનું ગ્રહણ થાય છે, કે પ્રાતિભાસિક અભાવનું ગ્રહણ થાય છે? પહેલો પક્ષ સંભવતો નથી, કારણ કે સત્ય અભાવથી દ્વૈતની પ્રાપ્તિ થઇ જાય. બીજો પક્ષ પણ સંભવતો નથી, કારણ કે રૂપામાં સીસાની ભ્રાંતિ થતાં **सीसमेवैतत् न रजतम्** (આ સીસું જ છે, રૂપું નથી) એમ રૂપામાં, રૂપાપણાનો નિષેધ થતાં પ્રાતિભાસિક રજતપણાના અભાવના પ્રતિયોગી રજતપણાનું મિથ્યાપણું નહિ થતાં અર્થાંતરપણું થઇ જશે" એમ જો કહેવામાં આવે (ઉ૦) તો તેનો નિષેધ કરવામાં આવે છે:—તે ભાવો તથા અભાવોનું પ્રામાણિકપણું હોય તોપણ સત તથા અદ્વૈત બ્રહ્મમાં કશો પણ ક્ષોભ થતો નથી. વ્યાવહારિક પ્રમાણથી સિદ્ધ થયેલા ભાવોથી કે અભાવોથી તત્ત્વને જણાવનારા પ્રમાણથી સિદ્ધ થયેલા અદ્વૈતમાં કશા પણ ક્ષોભની શંકાનો અવસર નથી. **मृत्तिकेत्येव सत्यम्** (માટીજ સત્ય છે) ઇત્યાદિ આગમ પ્રમાણથી પ્રપંચના સત્યપણાનું પ્રતિપાદન નથી કર્યું, પરંતુ એકના જ્ઞાનથી સર્વના જ્ઞાનની

प्रतिज्ञाय ब्रह्मणः सर्वकारणतया सर्वकार्यैरनन्यत्वं प्रतिपादितम् ।

न च भवन्मते भेदस्यापि मिथ्यात्वे शब्दान्तराभ्याससंख्यासंज्ञागुणप्रकरणान्तरैः कर्मभेदो यो निरूपितस्तस्याप्रमाण-

પ્રતિજ્ઞા કરી, સર્વ કાર્ય પદાર્થોના કારણપણાને લીધે બ્રહ્મના સર્વ કાર્યોથી અભિન્નપણાનું પ્રતિપાદન કર્યું છે.

(પૂ૦) "તમારા મતમાં ભેદનું પણ મિથ્યાપણું હોતાં શબ્દાંતર,[1] અભ્યાસ,[2] સંખ્યા,[3] સંજ્ઞા,[4] ગુણાંતર[5] તથા પ્રકરણાંતર[6]થી જે કર્મ-

૧ આનો અર્થ આ શ્લોકપરના વ્યાખ્યાન વિષે ટિપ્પણમાં પહેલાં અપાઇ ગયો છે.

૨ આનો અર્થ આ શ્લોકપરના વ્યાખ્યાન વિષે ટિપ્પણમાં પહેલાં અપાઇ ગયો છે.

૩ पृथक्त्वनिवेशात्संख्यया कर्मभेदः स्यात् । २ । २ । २१ ।

**अस्ति वाजपेयः, वाजपेयेन स्वाराज्यकामो यजेतेति । तत्र प्राजापत्याः पशवः सप्तदश प्राजापत्यान्पशूनालभते सप्तदशो वै प्रजापतिः प्रजापतेराप्त्यै श्यामास्तूपरा एकरूपा भवन्ति, एवमेव हि प्रजापतिः समृद्ध्यै ।**

વાજપેય નામનો યજ્ઞ છે. સ્વર્ગના રાજ્યની ઇચ્છાવાળા મનુષ્યે વાજપેય યજ્ઞ કરવો. તેમાં પ્રજાપતિ છે દેવ જેનાં એવાં પશુઓનો ઉપયોગ કરવાનો છે. પ્રજાપતિ દેવતાવાળાં ૧૭ પશુઓનું આલભન કરે છે; કારણ કે પ્રજાપતિ ૧૭મા છે. તે પશુઓ શ્યામ તથા એકસરખાં શીંગડાંવાળાં લેવાનાં છે. આ પ્રમાણે કર્મો કરવાથી પ્રજાપતિ સમૃદ્ધિને માટે થાય છે.

પ્રત્યેક પશુનું ભિન્નપણું થતાં સત્તરની સંખ્યા ગણાય છે. પશુ-

तापसङ्गः स्यादिति वाच्यम् । घटपटादेरिव व्यावहारिकस्यैव भेदस्यात्र शब्दान्तरादिभिः प्रतिपाद्यमानत्वात् ।

---

ભેદનું નિરૂપણ કર્યું છે, તેના અપ્રમાણપણા—અસત્યપણાનો પ્રસંગ પ્રાપ્ત થશે " એમ (ઉ૦) કહેવું નહિ; કારણ કે અહિં ઘટપટ વગેરેના વ્યાવહારિક ભેદની પેઠે શબ્દાંતર વગેરેથી કર્મના વ્યાવહારિક ભેદનુંજ પ્રતિપાદન કર્યું છે.

---

ઓનું તે ભિન્નપણું ૧૭ યાગો થતાં ચરિતાર્થ થાય છે. ( જુઓ પૂર્વ-મીમાંસા તથા શાબર ભાષ્ય ).

૪ **संज्ञा चोत्पत्तिः संयोगात्** । २ । २ । २२ ।

કર્મની ઉત્પત્તિના વાક્યમાં **अथैष ज्योतिरथैष विश्वज्योतिरथैष सर्वज्योतिरिति** ( આ **ज्योतिस्** છે, આ **विश्वज्योतिस्** છે, અને આ **सर्वज्योतिस्** છે ) એમ ત્રણની સંખ્યાવાળા યજ્ઞો કહ્યા છે, તેથી એ જુદાં જુદાં નામવાળાં ત્રણ કર્મો છે. ( જુઓ. પૂર્વમીમાંસા તથા શાબર ભાષ્ય )

૫ **पौर्णमास्यामाग्नेयोऽष्टाकपालो भवति** ।

પૌર્ણમાસી નામના યાગમાં અગ્નિનો પુરોડાશ આઠ કપાલોથી સિદ્ધ કરવામાં આવે છે. અહિં આગ્નેય શબ્દથી તે ગુણવાળો (અગ્નિ દેવતા-વાળો) પૌર્ણમાસી યાગ કહેવામાં આવે છે. તે પ્રમાણે જુદા જુદા ગુણથી જુદા જુદા યાગનું ગ્રહણ કરવું (જુઓ પૂર્વમીમાંસા–૨ । ૨ । ૫ । તથા ૨ । ૨ । ૬ । અને તે ઉપરનું શાબર ભાષ્ય).

૬ **प्रकरणं तु पौर्णमास्यां रूपावचनात्** । २ । २ । ३ ।

**यदाग्नेयोऽष्टाकपालोऽमावास्यायां पौर्णमास्यां चाच्युतो भवति, ताभ्यामेतमग्नीषोमीयमेकादशकपालं पौर्णमासे प्रायच्छत्, ऐन्द्रं दध्यमावास्यायाम् । तथा य एवं विद्वान्पौर्णमासीं यजते य एवं विद्वानमावास्यां यजते इति ।**

तथैवागमोऽप्यत्र प्रमाणम् । न चैकमेवाद्वितीयमित्यत्राद्वितीयशब्दस्तत्सजातीयनिषेधपरो यथास्मिन्ग्रामेऽयमेक एवाद्वितीयः पुरुषस्तद्वदिति वाच्यम् । एकमित्येकत्वविशेषणेनैव सजातीयनिषेधस्य सिद्धत्वात् । किं चाद्वितीयशब्दः सजातीयवस्त्व-

તેજ પ્રમાણે પ્રપંચના મિથ્યાપણામાં આગમ પણ પ્રમાણરૂપ છે. (પૂ૦) **एकमेवाद्वितीयम्** (બ્રહ્મ એકજ અને અદ્વિતીય છે) એ સ્થળે **अस्मिन्ग्रामे...पुरुषः** (આ ગામમાં આ એકજ અદ્વિતીય પુરૂષ છે) એની પેઠે **अद्वितीय** શબ્દથી તેની સમાન જાતના બીજા પદાર્થનો નિષેધ કરે છે" એમ (ઉ૦) કહેવું નહિઃ કારણ કે **एकम्** એમ **एक**-પણારૂપ વિશેષણથીજ સમાન જાતવાળા બીજા પદાર્થનો નિષેધ સિદ્ધ થઇ જાય છે. વળી **अद्वितीय** શબ્દ તેની જાતના બીજા પદાર્થનો

અમાવાસ્યા તથા પૌર્ણમાસ્યા યાગમાં અગ્નિને આઠ કપાલોથી સિદ્ધ થતો પુરોડાશ અવશ્ય આપવો જોઇએ. પૌર્ણમાસ્યા યાગમાં તેણે તેઓને અગ્નિ તથા સોમ દેવતાવાળો અગીઆર કપાલોથી સિદ્ધ થતો પુરોડાશ આપ્યો. અમાવાસ્યા યાગમાં તેણે ઇંદ્રદેવતાવાળું દહિં આપ્યું. તે પ્રમાણે જે વિદ્વાન્ માણસ આ પ્રમાણે પૌર્ણમાસ્યા યાગ કરે છે, તથા જે વિદ્વાન્ માણસ આ પ્રમાણે અમાવાસ્યા યાગ કરે છે.

અહિં પ્રકરણ તો પૌર્ણમાસ્યા યાગને કહે છે, અને **य एवं विद्वान्** ઇત્યાદિમાં પૌર્ણમાસ્યા યાગનું સ્વરૂપ કહ્યું નથી, તેથી પૌર્ણમાસ્યા અને અમાવાસ્યા એ બે શબ્દો સંયુક્ત થઇ **आग्नेय** ઇત્યાદિ પૌર્ણમાસ્યા યાગના રૂપનો અનુવાદ કરે છે. આ સ્થળે એક પ્રકરણથી પૌર્ણમાસ્યા યાગનું ગ્રહણ થાય છે. તે પ્રમાણે જુદા જુદા યાગનું ગ્રહણ કરવું. ( જુઓ પૂર્વમીમાંસા તથા શાબર ભાષ્ય ).

न्तरनिषेधपरको न संभवति तथा सत्येकविज्ञानेन सर्वविज्ञान-प्रतिज्ञाया वाचारम्भणशब्दस्य चैतदात्म्यमिदं सर्वमित्याद्युपसं-हारस्य च बाधप्रसङ्गात् । न चैकमित्यत्रैकशब्द एकत्वसंख्या-पर इति वाच्यम् । एकं रूपमेका संख्या एकोऽभाव इत्यादावपि प्रयोगादत्रैकशब्देनैकत्वसंख्याभिधाभावात् । आनन्त्यमप्युभया-न्ताभाव एव तत्रैव तस्य व्युत्पत्तेरित्यपि न वाच्यम् । यद्युभ-भयान्ताभावपरकोऽनन्तशब्दस्तदा नित्यमाकाशमनन्तं चेत्यत्र नित्यशब्दः पुनरुक्तः स्यात्; अर्थात् यद्यनन्तपदेन पूर्वापरकाला-वच्छेदरूपोभयान्तोऽभिधीयते तर्हि तन्निषेधस्यानन्तशब्देनोक्त-

નિષેધ કરે છે, એમ સંભવતું નથી; કારણ કે તેમ સ્વીકારવામાં આવતાં એકના જ્ઞાનથી સઘળાના જ્ઞાનની પ્રતિજ્ઞાના, **वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्** ( જેમ માટીજ સત્ય છે, અને ઘડા, શામપાત્ર વગેરે માટીના વિકારો છે, અને નામમાત્ર છે, તેમ બ્રહ્મજ સત્ય છે, અને તે સિવાયના પદાર્થો અવિદ્યાના પરિણામો છે, અને કેવળ વાણીથી બોલાય છે અર્થાત્ નામમાત્ર છે) એ **वाचारम्भण** શ્રુતિના તથા **ऐतदात्म्यमिदं सर्वम्** (આ સઘળું આ બ્રહ્મરૂપ છે) ઇત્યાદિ ઉપસં-હારના બાધનો પ્રસંગ પ્રાપ્ત થાય. (પૂ૦)**एकम्**...એ સ્થળે **एक** શબ્દ એકપણારૂપ સંખ્યાને કહે છે" એમ (ઉ૦) કહેવું નહિ; કારણ કે **एकं रूपम्, एका संख्या, एकोऽभावः** (આ એક રૂપ છે, આ એક સંખ્યા છે, આ એક અભાવ છે) ઇત્યાદિમાં પણ **एक** શબ્દનો પ્રયોગ થાય છે, તેથી અહિં **एक** શબ્દથી એકપણારૂપ સંખ્યા કહેવાતી નથી. (પૂ૦) "**सत्यं ज्ञानमनन्तं ब्रह्म** (બ્રહ્મ સત્ય, જ્ઞાન તથા અનંત છે) ઇત્યાદિ સ્થળે અનંતપણું પણ પૂર્વકાલાવચ્છેદ તથા અપરકાલાવચ્છેદનો અભાવજ છે, કારણ કે તે અર્થમાંજ તે **अनन्त** શબ્દની વ્યુત્પત્તિ છે"

त्वादनन्तशब्दस्य नित्यार्थवाचकत्वेन नित्यमाकाशमनन्तं चेति पुनरुक्तिप्रसङ्गः । तस्मादन्तशब्दस्य देशतः कालतो वस्तुतश्च परिच्छिन्ने व्युत्पन्नत्वात्तस्य नञ्समासे सति त्रिविधस्याप्यन्तस्य निषेधकतोपपत्तौ पृथग्व्युत्पत्त्यपेक्षा नास्त्येव ।

"नेह नानास्ति किंचन" इति वचनेन ब्रह्मणि नानात्वं न निषिध्यतेऽप्रसिद्धत्वात् । नहि कुतोऽपि वादिमतिवादिप्रसिद्धितो ब्रह्मणि नानात्वं प्रसक्तं येन प्रतिषिध्येत । तस्मादनया श्रुत्या सजातीयविजातीयस्वगतनानात्वनिषेधाद् ब्रह्माद्वैतमेव सिध्यति ।

---

એમ (ઉ૦) કહેવું નહિ, કારણ કે જો **अनन्त** શબ્દથી પૂર્વકાલાવચ્છેદ તથા અપરકાલાવચ્છેદનો અભાવ સમજાતો હોય તો **नित्य**...(આકાશ નિત્ય છે, અને અનંત છે) એ સ્થળે **नित्य** શબ્દની પુનરૂક્તિ થઈ જાય, અર્થાત્ જો **अन्त** પદથી પૂર્વ તથા અપર કાલના અવચ્છેદરૂપ અંતને કહેવામાં આવે તો તેનો નિષેધ **अनन्त** શબ્દથી કહેવાયાને લીધે **अनन्त** શબ્દનો અર્થ **नित्य** થવાથી **नित्य**...(આકાશ નિત્ય, અને અનંત છે) એમ પુનરૂક્તિનો પ્રસંગ પ્રાપ્ત થાય. તેથી **अन्त** શબ્દની વ્યુત્પત્તિ દેશ, કાળ તથા વસ્તુથી પરિચ્છિન્ન વસ્તુમાં થવાને લીધે તેનો **नञ्समास** થતાં **अनन्त** પદમાં ત્રણે પ્રકારના અંતનો નિષેધ કરનારપણું ઉપપન્ન–યુક્ત–ન્યાયપુરઃસર થતાં આથી જુદી વ્યુત્પત્તિની જરૂર નથીજ.

**नेह**...(અહિં કશું પણ નાનાપણું—દ્વૈતપણું નથી) એ વચનથી બ્રહ્મમાં અનેકપણાનો નિષેધ કરવામાં આવતો નથી, કારણ કે બ્રહ્મમાં અનેકપણું અપ્રસિદ્ધ છે. વાદી તથા પ્રતિવાદીના પ્રસિદ્ધ મત પ્રમાણે ક્યાંયથી પણ બ્રહ્મમાં અનેકપણાનો પ્રસંગ નથી, જેથી તેનો નિષેધ કરવામાં આવે; તેથી આ શ્રુતિવડે સજાતીય, વિજાતીય અને સ્વગત-ભેદનો નિષધ થવાથી અદ્વૈત બ્રહ્મજ સિદ્ધ થાય છે.

यच्च " इन्द्रो मायाभिः पुरुरूप ईयते " इत्यादिश्रुतिघटकमायाभिरितिपदाभिधेयैस्तत्तदिन्द्रियद्वारकबुद्धिवृत्त्युपाधिभिरथवा परमेश्वरस्येच्छाज्ञानक्रियाशक्तयो मायाशब्दाभिधेयाः स्वशक्तिविशेषास्तैः परमेश्वरः प्रत्युपासकं बहुरूप आविर्भवतीत्युक्तं तदप्ययुक्तम् । यतः प्रत्यक्षयोग्यं वस्त्वैन्द्रियकबुद्धिवृत्तौ प्रतीयते, ईश्वरस्त्वतीन्द्रियो नीरूपत्वादबाह्यत्वादिति न बुद्धिवृत्त्यभिप्रायेणायं मायाशब्दः ।

" मृत्योः स मृत्युमाप्नोति " इत्यस्याः श्रुतेश्च भेददर्शननिन्दयाऽभेदप्रतिपत्तिविधिपरत्वेन प्रपञ्चनिषेधे न तात्पर्यमित्युक्तं तदपि न । अभेदप्रतिपत्तिमात्रे विधित्सिते द्वैतनिषेधव्य-

---

વળી **इन्द्रो**...( ઈંદ્ર-ઈશ્વર માયાથી ઘણા રૂપવાળો જણાય છે ) ઇત્યાદિ શ્રુતિના શરીરને બનાવનારા **मायाभिः** એ પદથી કહેવાતી તે તે ઇંદ્રિયોદ્વારા જે બુદ્ધિની વૃત્તિઓ તેરૂપ ઉપાધિઓથી, અથવા પરમેશ્વરની ઇચ્છાશકિત, જ્ઞાનશકિત તથા ક્રિયાશકિત, જે માયાશબ્દથી કહેવાતી અમુક પ્રકારની પોતાની શકિતઓ છે, તેઓથી પરમેશ્વર પ્રત્યેક ઉપાસક પ્રત્યે ઘણાં રૂપવાળો પ્રકટ થાય છે, એમ કહ્યું છે તે પણ અયોગ્ય છે, કારણ કે ઇંદ્રિયદ્વારા થતી બુદ્ધિની વૃત્તિમાં પ્રત્યક્ષયોગ્ય વસ્તુ પ્રતીત થાય છે; પરંતુ ઇશ્વર તો નીરૂપપણાને લીધે તથા બાહ્ય (બહાર) નહિ હોવાને લીધે અતીંદ્રિય છે, તેથી બુદ્ધિવૃત્તિના અભિપ્રાયથી આ માયાશબ્દ નથી.

"**मृत्योः**...(એક જન્મમરણથી બીજાં જન્મમરણને પામે છે) એ શ્રુતિ ભેદદર્શનની નિંદા કરી અભેદ જ્ઞાનનું વિધાન કરવા માટેની હોવાથી પ્રપંચનો નિષેધ કરવામાં તેનું તાત્પર્ય નથી" એમ જે કહ્યું તેમ પણ નથી, કારણ કે અભેદના જ્ઞાનમાત્રનું વિધાન કરવા ઇચ્છતાં દ્વૈતનો નિષેધ

र्थत्वापत्तेः । प्रत्युत तद्विधाने द्वैतनिषेधस्यानर्थकरत्वाच्च । अतः सर्वेषामागमानां साक्षात्परम्परया वा ब्रह्मभिन्नस्य मिथ्यात्वप्रतिपादनद्वारा ब्रह्माद्वैतप्रतिपादने तात्पर्यम् ॥ ८ ॥

विभातु तन्नाथ मदीयमानसे
त्वदीयरूपं सुमनोहरं विभो ।
अजादिदेवैरपि यस्य चिन्तनं
स्वचित्तशुद्ध्यै सततं विधीयते ॥ ९ ॥

તેથી હે નાથ! હે પ્રભુ! પોતાના ચિત્તની શુદ્ધિ માટે બ્રહ્મા વગેરે દેવતાઓથી પણ જેનું ચિંતન નિરંતર કરવામાં આવે છે તે આપનું અત્યંત મનોહર રૂપ મારા મનમાં અધિક પ્રકાશો. ૯

टीका ।

यतः संसारे वास्तवं सत्यत्वमानन्दश्च नास्त्येव । भवानेव केवलं सत्यस्वरूपः परमानन्दघनश्चास्ति तत्तस्मात्कारणात् हे विभो सर्वव्यापक, सुमनोहरं त्वदीयरूपं भक्तानुग्रहकाम्यया

કરવાનું વ્યર્થપણું આવી પડે છે, એટલું જ નહિ, પરંતુ અભેદના જ્ઞાનમાત્રનું વિધાન કરતાં દ્વૈતના નિષેધનું વિરૂદ્ધ અર્થને કરનારાપણું પ્રાપ્ત થાય છે. આથી સઘળાં શાસ્ત્રોનું સાક્ષાત્ અથવા પરંપરાથી બ્રહ્મભિન્ન પદાર્થના મિથ્યાપણાનું પ્રતિપાદન કરવાદ્વારા બ્રહ્માદ્વૈતનું પ્રતિપાદન કરવામાં તાત્પર્ય છે. ૮

ટીકા.

જેથી સંસારમાં વાસ્તવિક સત્યપણું તથા આનંદ નથીજ, અને આપજ કેવળ સત્યસ્વરૂપ તથા પરમાનંદસ્વરૂપ છો, તે કારણથી હે **विभो**-સર્વવ્યાપક, અત્યંત મનોહર **त्वदीयरूपम्**-ભક્તોપર અનુગ્રહ કરવાની ઇચ્છાથી ધરેલું અત્યંત શુદ્ધ સત્ત્વગુણથી યુક્ત એવું રામ,

धृतं विशुद्धसत्त्वविशिष्टं दिव्यं रामकृष्णशिवादिविग्रहात्मकं मदीयमानसे मम चित्ते विभातु विशेषेण प्रकाशताम् । सामान्यतोऽन्तर्यामिरूपेण सर्वप्राणिहृदये स्थितोऽपि भवान् रजस्तमोमलिनचित्तानामप्रकाश इव भाति । तथा न, किन्तु मदीयचित्तगतरजस्तमोरूपान्दोषान्दूरीकृत्य विशेषरूपेण प्रकाशतां भवानित्यर्थः । कीदृशं तद्रूपम् । यस्य चिन्तनं ध्यानम्, अजादिदेवैर्ब्रह्मेन्द्रप्रभृतिभिस्त्रिदशैः रजोगुणवशेनाशुद्धस्य स्वचित्तस्य शुद्ध्यै सततं निरन्तरं विधीयते क्रियत इत्यर्थः ॥ ९ ॥

---

કૃષ્ણ, શિવ, વગેરેના શરીરરૂપ આપનું દિવ્ય સ્વરૂપ **मदीयमानसे**–મારા મનમાં **विभातु**–અધિક પ્રકાશો. સામાન્યપણાથી અંતર્યામીરૂપે આપ સર્વ પ્રાણીઓનાં હૃદયોમાં રહ્યા છો, છતાં પણ રજોગુણ તથા તમોગુણથી મલિન ચિત્તવાળા લોકોને જાણે અપ્રકાશિત હો તેવા ભાસો છો. તેવી રીતે પ્રકાશિત થવા માટે હું આપને વિજ્ઞપ્તિ કરતો નથી, પરંતુ આપ મારા ચિત્તમાં રહેલા રજોગુણ તથા તમોગુણરૂપ દોષોને દૂર કરી પ્રકાશો એવી વિજ્ઞપ્તિ કરૂં છું, એ અર્થ છે. તે રૂપ કેવું છે? જેનું ચિંતન એટલે ધ્યાન **अजादिदेवैः**—બ્રહ્મા, ઇંદ્ર વગેરે દેવતાઓથી રજોગુણને લીધે અશુદ્ધ એવા પોતાના ચિત્તની શુદ્ધિ માટે નિરંતર **विधीयते**—કરવામાં આવે છે એ અર્થ છે. ૯

मायारामप्रोक्तमेतत्सुरम्यं
श्रीशस्तोत्रं श्रीवटेशाष्टकाख्यम् ।
अस्तु श्रीशस्तेन तुष्टः स्तुवद्भ्यो
दिश्याच्छ्रेयः शाश्वतं स्वाश्रितेभ्यः ॥१०॥

શ્રીમાયારામ પંડિતે શ્રીવટેશાષ્ટક નામનું આ અત્યંત રમણીય લક્ષ્મીના પતિ નારાયણ ભગવાન્નું સ્તોત્ર રચ્યું છે. તેથી લક્ષ્મીના પતિ નારાયણ ભગવાન્ સ્તુતિ કરનારાઓ ઉપર પ્રસન્ન થાઓ, અને પોતાના આશ્રિત ભક્તોને આત્યંતિક કલ્યાણ (મોક્ષ) આપો. ૧૦

टीका ।

इदं सुरम्यं श्रीवटेशाष्टकमित्याख्यायुतं श्रीशस्य लक्ष्मीपतेः स्तोत्रं मायारामाख्यपण्डितेन प्रोक्तं विरचितम् । तेन स्तोत्रेण तुष्टः श्रीशः स्तुवद्भ्यः स्वाश्रितेभ्यः स्वभक्तेभ्यः शाश्वतं नित्यं श्रेयः परमकल्याणं मोक्षाख्यं दिश्याद्ददात्वित्यर्थः ॥१०॥

---

टीका.

આ અત્યંત રમણીય **श्रीवटेशाष्टकम्**—શ્રીવટેશાષ્ટક એ નામથી યુક્ત **श्रीशस्य**—લક્ષ્મીનાપતિ નારાયણ ભગવાનનું સ્તોત્ર માયારામ નામના પંડિતે **प्रोक्तम्**—રચ્યું છે. તે સ્તોત્રથી પ્રસન્ન થયેલા લક્ષ્મીના પતિ નારાયણ ભગવાન્ સ્તુતિ કરતા એવા પોતાના આશ્રિતોને અર્થાત્ પોતાના ભક્તોને **शाश्वतम्**—નિત્ય **श्रेयः**—મોક્ષ નામનું પરમ કલ્યાણ **दिश्यात्**—આપો એ અર્થ છે. ૧૦

तत्त्वज्ञानप्रदं भक्तिवैराग्यपरिवर्धनम् ।

पठितव्यमिदं नित्यं स्तोत्रं श्रीपतितुष्टिदम् ॥ ११ ॥

તત્ત્વજ્ઞાનને આપનારા, ભક્તિ તેમજ વૈરાગ્યને અત્યંત વધારનારા અને લક્ષ્મીના પતિ નારાયણ ભગવાનને પ્રસન્ન કરનારા આ સ્તોત્રનો નિરંતર પાઠ કરવો જોઇએ. ૧૧

टीका ।

तत्त्वस्य परमार्थवस्तुनः परमात्मस्वरूपस्य ज्ञानं प्रददातीत्येवं रूपम् । भक्तिः परमेश्वरे परमप्रीतिरूपा, वैराग्यं च विषयेषु वैतृष्ण्यं तयोः परिवर्धनं सर्वतो वृद्धिसाधनम् । श्रीपतेः श्रीविष्णोस्तुष्टिदं तोषजनकमिदं स्तोत्रं स्वकल्याणेच्छुभिर्मनुष्यैर्नित्यं प्रत्यहं पठितव्यम् ॥ ११ ॥

---

ટીકા.

તત્ત્વ એટલે પરમાર્થ વસ્તુભૂત પરમાત્માના સ્વરૂપના જ્ઞાનને આપે છે એવા રૂપવાળું એ **तत्त्वज्ञानप्रदम्.** પરમેશ્વરમાં પરમ પ્રીતિ એ ભક્તિનું રૂપ છે. વિષયોમાં તૃષ્ણાથી રહિતપણું એ વૈરાગ્યનું રૂપ છે. તેઓને **परिवर्धनम्**—સર્વ રીતે વધારવાના સાધનભૂત. લક્ષ્મીના પતિ શ્રીવિષ્ણુને **तुष्टिदम्**—સંતોષ આપનારા આ સ્તોત્રનો પોતાના કલ્યાણને ઇચ્છતા મનુષ્યોએ **नित्यम्**—નિરંતર પાઠ કરવો જોઇએ. ૧૧

